

# નમાઝ ના જરૂરી મસાઇલ

: સંપાદક :

(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)

(મવ.) અબ્દુર્રશીદ ઈબ્રાહીમ મનુબરી (સા.)

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧

કિતાબનું નામ : **નમાઝના જરૂરી મસાઈલ**

સંપાદક : **(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**
**(મવ.) અબ્દુર્રશીદ ઈબ્રાહીમ મનુબરી (સા.)**

ટાઈપ સેટીંગ : **ઐયુબભાઈ ભાડભુતવાલા**

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૩, હિ.સ. ૧૪૩૪

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૧૦૦



: કિતાબ મેળવવાનું સ્થળ :

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ–૩૯૨૦૦૧ (ગુજરાત–ઈન્ડીયા)

ફોન : ૦૨૬૪૨–૨૨૩૮૬૪, ૨૨૩૫૦૫

# અનુક્રમણિકા



# સંપાદકીય

સર્વ ઈબાદત અને સર્વ વખાણ અલ્લાહ જલ્લ શાનુહુ માટે જ છે, જે સર્વ જગતના પેદા કરનાર, માલિક અને પાલનહાર છે. અને જેમણે ઈન્સાનને ઈસ્લામની રહબરી (માર્ગદર્શન) બખ્શી ઝિંદગીને અમલી તથા ઉપયોગી બનાવવા માટે મુસલમાનને પોતાના તરફથી નેક તવફીકો બખ્શી અને લાખો દરૂદો સલામ, તે અલ્લાહપાકના મહબૂબ અને પ્યારા પયગમ્બર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર, જેમણે ઈસ્લામની એ નેઅમતની ઈન્સાનોમાં તબ્લીગ કરી, આપણને ઝિંદગીની ખરી રાહ બતાવી. અને આપ (સલ.)ની આલ-અવલાદ, આપના સહાબા, તાબિઈન, તબ્એ તાબિઈન તેમજ ઉમ્મતના તમામ અવલિયાએ કિરામ, અનુયાયીઓ ઉપર પણ રહમત નાઝિલ થાય, આમીન.

ઈસ્લામી શરીઅત એક સંપૂર્ણ કાર્યક્રમ છે, જે ઝિંદગીની દરેક શાખામાં ઈન્સાનની પુરી રહનુમાઈ (માર્ગદર્શન) કરે છે, અને હિદાયત આપે છે. અલ્લાહપાકના દરેક હુકમમાં બેશુમાર કમાલાત, લાભો અને હિકમતો (ભેદો-મર્મો) સમાયેલી છે. અને તેનો દરેક હુકમ આપણી બાહ્ય તથા આંતરિક ઉન્નતી અને તરક્કીનો જામીન છે. જે ઈન્સાન જેટલા પ્રમાણમાં ખુદાવંદી અહકામોની પાબંદી કરશે, તેના ઉપર ચાલશે, તેટલા જ પ્રમાણમાં તેનાથી કમાલાતો જાહેર થશે અને દીન-દુન્યાની ભલાઈ મેળવશે.

દીને ઈસ્લામની બુન્યાદ-પાયો પાંચ ચીજો ઉપર કાયમ કરવામાં આવ્યો છે : કલિમહ, નમાઝ, રોઝા, ઝકાત અને હજ્જ. આ પાંચેય ઈસ્લામના અરકાન કહેવાય છે.

જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની મશહૂર હદીષ શરીફ છે : આપ (સલ.)એ ફરમાવ્યું કે, ઈસ્લામની બુન્યાદ આ પાંચ ચીજો ઉપર કાયમ કરવામાં આવી છે : (૧) લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહની શહાદત (ગવાહી) આપવી, (૨) નમાઝ કાયમ કરવી, (૩) ઝકાત આપવી, (૪) બયતુલ્લાહની હજ્જ કરવી અને (૫) રમઝાનના રોઝા રાખવા. *(બુખારી, મુસ્લિમ)*

આ પાંચ ચીજોને અરકાને ઈસ્લામ અને ઈસ્લામી પાયારૂપી ફર્ઝો કહેવામાં આવે છે. તેના ઉપર અમલ કરવો જરૂરી છે. અને તેને સારી રીતે સાચા દિલ અને ખુલૂસથી અમલ કરવાનો સવાબ દસ નેકીથી લઈને સાતસો નેકી સુધીનો હદીષ શરીફમાં બયાન કરવામાં આવ્યો છે.

આ મૂળ પાયારૂપી ફર્ઝો ઉપર સારી રીતે અમલ કરવાથી ઈસ્લામના બાકી હુકમો ઉપર અમલ કરવાની લાયકાત પેદા થઈ જાય છે. અલ્લાહ તઆલા આપણને સૌને નેક તવફીક આપે કે ખુલૂસ અને સાચા દિલથી તેના અરકાનો ઉપર અમલ કરીએ.

ઈલ્મનું શીખવું દરેક મુસલમાન મર્દ-ઔરત પર ફર્ઝ છે. દરેક મુસલમાન બાલિગ ઉપર એટલું તો વાજિબ છે કે, કલિમએ શહાદતનો અર્થ તથા તેનો મતલબ પૂરી રીતે સમજે. તેના પછી દીનના જરૂરી અહકામોનું ઈલ્મ હાસિલ કરે. જેમકે નમાઝના અહકામ કે જેનાથી સહીહ રીતે નમાઝની અદાયગી થાય. એવી જ રીતે રોઝાના અહકામો તેમજ તેના જરૂરી મસ્અલા તથા જેઓ સાહિબે નિસાબ (માલદાર) છે, તો એમણે ઝકાતના અહકામો શીખવા અને સમજવા જરૂરી છે. એવી જ રીતે હજ્જ કરવા જનારા લોકોએ પણ હજ્જ અદા કરવાના મસ્અલા શીખી લેવા જોઈએ.

ઈસ્લામે જેટલું શીખવું દરેક મુસ્લિમ માટે ફર્ઝ કર્યું છે, તેટલું આમ મુસલમાનોમાં ફેલાવવું ઘણું જ અગત્યનું છે. એના પ્રત્યે બેદરકાર રહેવું સૌને માટે વબાલ છે. અલ્લાહ તઆલાના બંદા જે

મસાઈલથી અજાણ છે, તેઓને પણ એ માર્ગથી માહિતગાર કરવાની અને તેના ઉપર ચલાવવાની કોશિષ કરવી જોઈએ. એટલે કે જેવી રીતે અલ્લાહપાકે આપણા ઉપર આ ફર્ઝ કર્યું છે કે, તેના સદગુણી, ફરમાંબરદાર, ઈબાદત કરનાર અને પરહેઝગાર બંદા બનીએ, તેવી જ રીતે તેણે એ પણ ફર્ઝ કર્યું છે કે, આ હેતુ માટે આપણે તેના બીજા બંદાઓમાં પણ કોશિષ કરીએ. એનું જ નામ દીનની સેવા અને દીનની દઅવત છે.

આ જ હેતુ માટે ઈસ્લામમાં બુન્યાદી અકીદાઓ તથા નમાઝ, રોઝા, ઝકાત અને હજ્જના જરૂરી મસાઈલને લગતી કિતાબો તૈયાર કરી છે. જેથી સામાન્ય મુસ્લિમ ભાઈ-બહેનો દીનના પાયાના સ્થંભોના મસાઈલથી વાકેફ થઈ બીજાઓને પણ પઢાવે, સમજાવે તથા તેના ઉપર અમલ કરે.

આ બરકતસભર ખુશીના મોકા ઉપર હું અઝીઝમ મવ. રશીદ અહમદ મનુબરી સાહબનો ઘણા અંતઃકરણથી આભાર માનુ છું કે, એમણે કિતાબોના સંપાદનમાં અનથક કોશિષ અને મહેનત કરી એક એક મસ્અલા માટે આપે ખૂબ ખૂબ જફાકશી કરી તથા લોકોની જરૂરીયાતનો ખ્યાલ કરી નવા ગુંચવડભર્યા મસાઈલને પણ ભેગા કરી દીધા. સાથે કિતાબના મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગમાં હંમેશની જેમ પરિશ્રમ કરવા બદલ પણ આપનો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું. સાથે કોમ્પ્યુટર વિભાગના સહાયક જનાબ ઐયુબભાઈ ભાડભૂતવાલાને પણ ભૂલી શકતો નથી કે, પ્રૂફ અને પુસ્તકના સંપાદનમાં વારંવાર નવો ઉમેરો તથા ક્રમમાં થતા ફેરફારને તેમણે ઘણો જ વ્યવસ્થિત રીતે ગોઠવી કિતાબની સુંદરતામાં વધારો કર્યો. અલ્લાહપાક દારૈનમાં એમને પણ બેહતરીન બદલો આપે, આમીન.

અલ્લાહપાક એમની તથા મુજ ગુનેહગારની તેના દીનને લગતી કોશિષોને કબૂલ ફરમાવી એમના ઈલ્મો અમલમાં ખૂબ ખૂબ બરકતો અતા ફરમાવે, આમીન.



# ✻ નમાઝ ✻

## નમાઝની મહત્વતા અને અગત્યતા :

અલ્લાહપાક તથા રસૂલ (સલ.) પર ઈમાન લાવવા અને તૌહીદ તથા રિસાલતની ગવાહી પછી ઈસ્લામમાં સૌથી પહેલો અને સૌથી મહાન ફર્ઝ નમાઝ છે.

કુર્આન મજીદની સંખ્યાબંધ આયતોમાં અને આપ (સલ.)ની સેંકડો હદીષોમાં નમાઝ વિશે ઘણી સખત તાકીદ ફરમાવવામાં આવી છે. અને તેને દીનનો થાંભલો અને દીનનો પાયો કહેવામાં આવી છે.

નમાઝમાં એ ખાસ તાસીર (અસર અને ગુણ) છે કે, જો તેને યોગ્ય રીતે અદા કરવામાં આવે અને અલ્લાહ તઆલાને હાઝિર-નાઝિર સમજીને ધ્યાનપૂર્વક આજીઝી અને નમ્રતા સાથે પઢવામાં આવે તો તેનાથી માણસનું દિલ પાક-સાફ થઈને તેની ઝિંદગી સુધરી જાય છે, અને બુરાઈઓ તેનાથી છૂટી જાય છે, તેમજ નેકી તથા સચ્ચાઈની મુહબ્બત, ખુદાતઆલાનો ખૌફ તેના દિલમાં પેદા થાય છે. એટલા જ માટે રસૂલુલ્લાહ (સલ.)નો દસ્તુર (નિયમ) હતો કે જ્યારે કોઈ માણસ આપની પાસે આવી ઈસ્લામ સ્વીકારતો, ત્યારે આપ (સલ.) તૌહીદની તઅલીમ આપ્યા પછી પ્રથમ તેનાથી નમાઝનો જ કરાર લેતા હતા. મતલબ કે કલિમહ પછી નમાઝ જ ઈસ્લામની જડ (બુન્યાદ) છે.

## બેનમાઝી રસૂલુલ્લાહ (સલ.)ની નજરમાં :

હદીષોથી જણાય છે કે, આપ (સલ.) નમાઝ ન પઢવાને કુફ્રની વાત અને કાફિરોની રીત ઠેરવતા હતા અને ફરમાવતા હતા કે, જે માણસે નમાઝ છોડી, તેનો દીનમાં કંઈ ભાગ નથી. જેમકે એક હદીષ શરીફમાં રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, “બંદા અને કુફ્રની વચ્ચે નમાઝ છોડવાનું જ અંતર છે.” *(મિશ્કાત શરીફ)*

મતલબ કે બંદો અગર નમાઝને છોડી દેશે, તો કુફ્રની સાથે ભળી જશે. અને તેનું આ કૃત્ય કાફિરો જેવું કૃત્ય લેખાશે. એક બીજી હદીષમાં છે કે, જે નમાઝ પઢતો ન હોય, તેનો ઈસ્લામમાં કોઈ પણ ભાગ નથી. *(દુર્રે મન્સૂર)*

નમાઝ પઢવી કેવી મહાન દૌલત અને કેવી નેકબખ્ત્રી છે, અને નમાઝ છોડી દેવી કેવી ભારે બરબાદી અને કેવી બદબખ્ત્રી છે, એનો માપ કાઢવા માટે રસૂલુલ્લાહ (સલ.)ની આ એક હદીષ જુઓ :

એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)એ નમાઝ વિશે તાકીદ કરતાં ફરમાવ્યું કે, “જે કોઈ નમાઝને સારી રીતે અને પાબંદી સાથે અદા કરશે, તો તે (નમાઝ) કયામતમાં તેના માટે નૂર થશે અને તેના માટે (ઈમાન અને ઈસ્લામની) દલીલ થશે, અને છૂટકારાનું કારણ બનશે. અને જે કોઈ તેને ધ્યાનપૂર્વક અને પાબંદી સાથે અદા નહીં કરે, તો તેના માટે ન તો નૂર થશે અને ન દલીલ બનશે અને ન તેને અઝાબથી છોડાવશે. વળી, તે માણસ કિયામતમાં કારૂન, ફિરઔન, હામાન તથા ઉબય બિન ખલ્ફના સાથે હશે.” *(મિશ્કાત શરીફ)*

ભાઈઓ ! આપણામાંથી દરેકે વિચારવું જોઈએ કે, જો આપણે સારી રીતે નિયમસર પાબંદી સાથે નમાઝ પઢવા ટેવાયા નહિં, તો પછી આપણો હશ્ર, આપણું પરિણામ શું થનાર છે ?

## બેનમાઝીની હશ્રના મેદાનમાં ફજેતી :

નમાઝ નહીં પઢનારાઓને કિયામતના દિવસે સૌથી પહેલાં જે

ઝિલ્લતી અને સખત રૂસ્વાઈ ઉઠાવવી પડશે, તે વિશે કુર્આન મજીદની એક આયત શરીફમાં આ પ્રમાણે વર્ણન છે :

**અર્થ :** કિયામતના દિવસે (જે ભારે મુસીબતની ઘડી હશે અને જગતના આરંભકાળથી કિયામત સુધીના સૌ માણસો મહશરમાં ભેગા થશે ત્યારે) અલ્લાહ તઆલાની એક ખાસ તજલ્લી પ્રગટશે અને તે સમયે પોકારવામાં આવશે કે, સૌ લોકો અલ્લાહ તઆલાની આગળ સિજદહમાં પડી જાઓ. તો જે ભાગ્યશાળીઓ દુનિયામાં નમાઝો પઢતા હતા, અને અલ્લાહપાકને સિજદો કર્યા કરતા હતા, તેઓ તો તરત જ સિજદહમાં ચાલ્યા જશે, પરંતુ જેઓ તંદુરસ્ત, શક્તિશાળી હોવા છતાં નમાઝ પઢતા ન હતા, તેઓની કમર તે સમયે પાટીયા સમાન સખત કરી દેવામાં આવશે. અને તેઓ કાફિરો સાથે ઉભા રહી જશે, અને સિજદો કરી શકશે નહીં. અને તેઓ પર ભારે હિણપત તથા હલકાઈનો અઝાબ છવાઈ જશે. તેઓની નજરો નીચે ઢળેલી હશે અને તેઓ આંખ ઉઠાવી કંઈ જોઈ શકશે નહીં.

દોઝખના અઝાબ પહેલાં તેઓને ઝિલ્લત અને હલકાઈનો આ અઝાબ મહશરમાં તમામ દુન્યાના લોકો સામે ભોગવવો પડશે. અલ્લાહ તઆલા આપણને સૌને આ અઝાબથી બચાવે, આમીન.

નમાઝ ન પઢનાર માણસ હકીકતમાં એક પ્રકારે ખુદાનો બાગી (દ્રોહી) છે. તેને જેટલો પણ ઝલીલ અને રૂસ્વા કરવામાં આવે અને જેટલી પણ શિક્ષા આપવામાં આવે, બેશક તે તેના જ લાયક છે. ઉમ્મતના કેટલાક ઈમામોના મંતવ્ય મુજબ તો નમાઝને છોડનારા દીનથી બહાર થયેલા અને મુર્તદો સમાન હોઈ કત્લ કરી દેવાને લાયક છે.

ભાઈઓ ! આપણે સૌએ સારી રીતે સમજી લેવું જોઈએ કે, નમાઝ વગર ઈસ્લામનો દાવો દલીલ વિનાનો છે. અને નમાઝ પઢવી જ તે ખાસ ઈસ્લામી અમલ છે, જે અલ્લાહ તઆલા સાથે આપણો સબંધ જોડે છે અને આપણને તેની રહમતના હકદાર બનાવે છે.

## નમાઝની બરકતો :

જે માણસ પાંચ વખત અલ્લાહ તઆલાની સામે હાજર થઈ હાથ બાંધી ઉભો થાય છે અને તેની હમ્દ તથા વખાણ કરે છે, તેની આગળ નમે છે અને સિજદો કરે છે, તેનાથી દુઆઓ માંગે છે, તો તે અલ્લાહ તઆલાની ખાસ મુહબ્બત અને રહમતનો હકદાર બને છે. દરેક વખતની નમાઝથી તેના સગીરા (નાના) ગુનાહો માફ થાય છે અને તેના દિલમાં નૂર પેદા થાય છે. તેમજ તેની ઝિંદગી ગુનાહોના મેલથી પાક-સાફ બની જાય છે.

એક હદીષમાં છે કે, એક વાર આપ (સલ.)એ ઘણું સરસ ઉદાહરણ આપી ફરમાવ્યું કે, બતાવો ! અગર તમારામાંથી કોઈના આંગણામાં નહેર વહેતી હોય, જેમાં તે દરરોજ પાંચ વખત ન્હાતો હોય, તો શું તેના શરીર ઉપર કાંઈ પણ મેલ બાકી રહેશે ? સહાબાએ અરજ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! કંઈ રહેશે નહીં. આપ (સલ.)એ ફરમાવ્યું : બિલ્કુલ એ જ મિસાલ પાંચ વખતની નમાઝોની છે કે, અલ્લાહ તઆલા તેની બરકતથી ગુનાહો તથા ખતાઓને માફ કરી આપે છે. *(મિશ્કાત શરીફ)*

## જમાઅતની તાકીદ અને તેની ફઝીલત :

રસૂલુલ્લાહ (સલ.)ની હદીષોથી એ પણ જણાય છે કે, નમાઝની ખરી ફઝીલત અને બરકત પ્રાપ્ત થવા માટે જમાઅત સાથે નમાઝ પઢવી પણ શર્ત છે. અને એની એટલી સખત તાકીદ છે કે, જે લોકો બેદરકારી અને સુસ્તીને લઈ જમાઅતમાં હાજર થતા ન હતા, તેઓ વિશે આપ (સલ.)એ એક વાર ફરમાવ્યું કે “મારૂં દિલ ચાહે છે કે હું તેઓના ઘરોને આગ ચાંપી દેવડાવું.” *(મુસ્લિમ શરીફ)*

માત્ર આ એક હદીષથી એનો અંદાજો થઈ શકે છે કે, જમાઅતને ત્યજી (છોડી) દેવું અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.)ને કેટલે દરજ્જે નાપસંદ છે.

હદીષમાં આવ્યું છે કે, જમાઅત સાથે નમાઝ પઢવાનો સવાબ

એકલા પઢવા કરતાં સત્તાવીસ ગણો વધુ મળે છે. *(બુખારી, મુસ્લિમ)*

પાબંદી સાથે જમાઅતથી નમાઝ પઢવામાં આખિરતના સવાબ ઉપરાંત એમાં બીજા ઘણા મહાન લાભો સમાયેલા છે.

- જમાઅતની પાબંદીથી માણસમાં વખતની પાબંદીની લાયકાત પેદા થાય છે.
- રાત-દિવસમાં પાંચ વખત મહોલ્લાના સર્વે મુસ્લિમ ભાઈઓ એક જગ્યાએ ભેગા થાય છે. જેનાથી ઘણા લાભો પ્રાપ્ત થઈ શકે છે.
- જમાઅતની પાબંદીથી નમાઝની પુરી પાબંદી નસીબ થાય છે. જે લોકો જમાઅતની પાબંદી નથી કરતા, તો ઘણી વખત જોવામાં આવે છે કે, તેઓની નમાઝો વધુ કઝા થવા પામે છે.
- જમાઅતની સાથે નમાઝ પઢનાર દરેક માણસનો સૌથી મોટો લાભ એ છે કે, તે સંપૂર્ણ જમાઅતની નમાઝનો એક ભાગ બની જાય છે. જેમાં અલ્લાહપાકના એવા નેક-સાલેહ બંદા પણ હોય છે, જેઓની નમાઝ બહુ નમનતા અને આજિઝીવાળી હોય છે કે જેને અલ્લાહપાક કબૂલ ફરમાવે છે. અને અલ્લાહપાકની શાને કરીમીથી એ જ આશા છે કે, જ્યારે તે જમાઅતના અમુક (પરહેઝગાર) લોકોની નમાઝ કબૂલ ફરમાવશે, તો તેઓની સાથે નમાઝ પઢનારા બીજા (સામાન્ય) લોકોની નમાઝ પણ કબૂલ કરી લેશે. ચાહે તેઓની નમાઝ એવા દરજ્જાની ન હોય.

આપણામાંથી દરેક માણસે વિચારવું જોઈએ કે, કોઈ સખત લાચારી વગર જમાઅતને છોડવી કેટલા મહાન સવાબ અને કેટલી બરકતોથી પોતાને અભાગ્ય રાખવું છે.

## ખુશુઅ અને ખુઝુઅ :

ખુશુઅ અને ખુઝુઅ સાથે નમાઝ પઢવાનો મતલબ એ છે કે, અલ્લાહપાકને હાઝિર-નાઝિર સમજી એવી રીતે નમાઝ પઢવામાં આવે કે, દિલ તેની મુહબ્બતથી ભરપૂર હોય તેમજ તેનો ખૌફ તથા

તેની મોટાઈના ખ્યાલથી ડુબેલું હોય. જેવી રીતે એક મુજરિમ (અપરાધી) કોઈ મોટા હાકિમ અને બાદશાહની સામે ઉભો રહે છે. ઉભા રહેવાની સ્થિતિમાં વિચાર કરે કે, હું મારા રબ અલ્લાહપાકની સામે હાજર છું. અને તેની તઅઝીમ (સન્માન) માટે ઉભો છું અને તે મને જોઈ રહ્યો છે.

તેવી જ રીતે જ્યારે રુકૂઅ કરે તો એવો વિચાર કરે કે, હું તેની જ આગળ ઝૂકી રહ્યો છું. એવી જ રીતે સિજદો કરતી વેળા એવો વિચાર કરે કે, હું તેની હુઝૂરમાં સિજદો કરી રહ્યો છું. અને તેની આગળ પોતાની હલકાઈ અને લાચારી જાહેર કરી રહ્યો છું. વળી, સૌથી સારી વાત તો આ છે કે, ઉભા રહેવાની હાલતમાં તથા રુકૂઅમાં કે સિજદામાં જે કંઈ પઢવામાં આવે તેને સમજી-વિચારીને પઢે. નમાઝની ખરેખરી મજા (લુત્ફ) ત્યારે જ આવે છે, જ્યારે કે જે કાંઈ તેમાં પઢવામાં આવે તેના અર્થ અને મતલબ સમજીને પઢવામાં આવે. નમાઝમાં જે કાંઈ પઢવામાં આવે છે, તેના અર્થ યાદ કરી લેવા બહુ સહેલા છે. જે આ કિતાબમાં લખવામાં આવ્યા છે.

નમાઝમાં ખુશુઅ અને ખુઝુઅ અર્થાત્ નમ્રતા, આજિઝી અને અલ્લાહ તઆલા પ્રત્યે દિલ પરોવવું એ ખરેખર નમાઝની રૂહ-આત્મા છે. અલ્લાહપાકના જે બંદા એવી નમાઝ પઢે છે, તેમની નજાત અને કામિયાબી યકીની છે.

કુર્આન શરીફમાં છે :

**અર્થ :** કામિયાબ અને સફળ તે જ ઈમાનવાળા છે, જેઓ પોતાની નમાઝો ખુશુઅ સાથે અદા કરે છે. *(પારહ-૧૮)*

એક હદીષ શરીફમાં રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, પાંચ નમાઝો અલ્લાહ તઆલાએ (પોતાના બંદાઓ ઉપર) ફર્ઝ કરી છે. જે માણસે સારી રીતે વુઝૂ કરી તેને ઠીક વખતે પઢી, અને રુકૂઅ તથા સિજદા પણ જેવા કરવા જોઈએ તેવા જ કર્યા, અને ઘણા ખુશુઅ સાથે અદા કર્યા, તો એવા માણસ માટે અલ્લાહપાકનો વાયદો છે કે

તેને બખ્શી દેશે. અને જેણે એવું ન કર્યું (એટલે જેણે ઠીક ઠીક નહીં પઢી) તો તેના માટે અલ્લાહપાકનો કોઈ વાયદો નથી. તે ચાહશે તેને બખ્શી દેશે અને ચાહશે તો તેને શિક્ષા કરશે. *(મિશ્કાત શરીફ)*

જો આપણી ઈચ્છા છે કે, આખિરતના અઝાબથી મુક્તિ મળે અને અલ્લાહ તઆલા આપણને બખ્શી દે, તો આ હદીષ શરીફના વર્ણન મુજબ પાંચ વખતની નમાઝને સારામાં સારી રીતે પઢીએ. છેવટમાં અમો ફરી કહીએ છીએ કે, નમાઝ એવી કીમીયા સમાન તાસીરવાળી ઈબાદત છે કે, જો તેને ધ્યાનપૂર્વક મતલબ કે સમજીને ખુશુઅ અને ખુઝુઅની સાથે અદા કરવામાં આવે, તો તે માણસને અઅ્માલ અને અખ્લાકમાં ફરિશ્તા (જેવો) બનાવી શકે છે.

રસૂલુલ્લાહ (સલ.)ને પોતાની ઉમ્મત વિશે નમાઝ પર કાયમ રહેવાની એટલી ફિકર હતી કે છેક છેલ્લી ઘડીએ જ્યારે કે હુઝૂર (સલ.) આ દુનિયાને ત્યાગી રહ્યા હતા અને જીભથી કંઈ બોલવું પણ ભારે હતું, ત્યારે પણ આપે પોતાની ઉમ્મતને નમાઝ ઉપર કાયમ રહેવા અને તેને કદી નહીં છોડવા વિશે ભારપૂર્વક વસીય્યત ફરમાવી હતી.

ત્યારે આજે જે મુસલમાનો નમાઝ પઢતા નથી અને નમાઝને કાયમ કરવા તથા તેને રિવાજ આપવાની કોશિશ નથી કરતા, તેઓ અલ્લાહ તઆલાના વાસ્તે વિચારે કે કિયામતના દિવસે તેઓ કેમ કરી હુઝૂર (સલ.)ની સામે જઈ શકશે, અને કેવી રીતે તેમનાથી આંખો મેળવી શકશે ! જ્યારે કે તેઓ હુઝૂર (સલ.)ની આખરી વસીય્યતને પણ પાયમાલ કરી રહ્યા છે.

આવો, આપણે સઘળા હઝરત ઈબ્રાહીમ (અલ.)ના શબ્દોમાં દુઆ કરીએ :

**અર્થ** : હે પરવરદિગાર ! મને તથા મારી અવલાદને નમાઝ કાયમ રાખનાર બનાવ. હે પરવરદિગાર ! મારી દુઆ કબૂલ ફરમાવ. હે પરવરદિગાર ! મને તથા મારા માં-બાપને તેમજ સૌ ઈમાનવાળા-ઓને કિયામતના દિવસે બખ્શી દેજે.

# * વુઝૂ *

## વુઝૂની ફઝીલત :

માણસ જ્યારે કોઈ અમીર અથવા માલદારની મુલાકાતે જાય છે, તો સૌથી પહેલાં તે પોતાના શરીર અને કપડાંની સફાઈનો ખ્યાલ કરે છે. એવું ન થાય કે મેલા (ગંદા) કપડાં કે બદનને જોઈ શરમાવવું પડે. ત્યારે એક મુસલમાન નમાઝના વખતે કોઈ અમીર કે રઈસ (રાજવી, શાસક)ની મુલાકાતે જતો નથી, પણ એક મહાન શહેનશાહ, માલિકે હકીકી, અલ્લાહ જલ્લ શાનહુની આગળ તેની શાને રહીમી તથા કરીમીથી મહેરબાની, માફી અને રહમતની ઉમ્મીદ રાખી તેની બંદગી કરવા ઉભો રહે છે. ત્યારે તેના દરબારમાં હાજરી આપવા માટે તેમજ તેની ઈબાદત માટે પવિત્રતા અને સ્વચ્છતા જરૂરી છે. તે સફાઈ અને પાકીઝગી માટે અલ્લાહપાકે એક આસાન તરીકો આપણને બતાવી આપ્યો છે, જેનું નામ વુઝૂ છે. વુઝૂમાં જાહેરી રીતે હાથ, પગ, મ્હોં ધોવામાં આવે છે, પણ આ જાહેરી (બાહ્ય) પાકીની અસર બાતિની (અંદરની) પાકી સુધી પહોંચે છે. અને વુઝૂ પુરૂં કર્યા પછી દિલમાં સફાઈ અને રોશની (નૂરાનિયત) દેખાય છે. વુઝૂમાં અલ્લાહ તઆલાએ આપણા માટે ઘણી બરકતો અને સવાબ રાખ્યો છે.

નમાઝ પઢવા પહેલાં પ્રથમ વુઝૂ કરવુ જરૂરી છે. હદીષ શરીફમાં છે કે, ''જન્નતની ચાવી નમાઝ છે, અને નમાઝની ચાવી વુઝૂ.'' *(મિશ્કાત શરીફ)* નબીએ કરીમ (સલ.)ની હદીષોમાં વુઝૂના ઘણા ફઝાઈલ આવ્યા છે, જેમ કે, ''વુઝૂમાં શરીરના જે ભાગો અને અવયવો ધોવામાં આવે છે, તે અવયવોથી થતા ગુનાહ વુઝૂની બરકતથી માફ થઈ જાય છે.'' *(મુસ્લિમ શરીફ)*

બીજી હદીષ શરીફમાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે હું મારી ઉમ્મતને ઓળખી લઈશ. કોઈએ અર્ઝ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! આટલા બધા લોકોમાંથી આપ કેવી રીતે ઓળખી શકશો ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, મારી ઉમ્મતની

ઓળખાણ એ હશે કે વુઝૂના લીધે તેઓના ચહેરા અને હાથ-પગ નૂરથી ચમકતા હશે. *(મિશ્કાત શરીફ)*

આપ (સલ.)એ ફરમાવ્યું કે, "જે માણસ સારી રીતે વુઝૂ કરે અને વુઝૂ કર્યા પછી **અશ્હદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહુ વ રસૂલુહ** પઢે, તેના માટે જન્નતના આઠે દરવાજા ખોલી દેવામાં આવશે. તે જે દરવાજાથી ચાહે જન્નતમાં ચાલ્યો જાય." *(મુસ્લિમ શરીફ)*

બીજી હદીષમાં છે કે, જે માણસ વુઝૂ કર્યા પછી સૂરએ કદ્ર (ઈન્ના અન્ઝલ્નાહુ) પઢે, તો તે સિદ્દીકીનમાંથી થશે. (એટલે તેને ઘણો મોટો સવાબ મળશે.)

આ ઉપરથી જણાયું કે, સારી રીતે (સુન્નત તરીકા મુજબ) વુઝૂ કરવામાં કેટલો બધો સવાબ અને ફાયદો છે.

## ❊ વુઝૂ–ગુસલના ફાયદા ❊

હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે નમાઝ અદા કરવા માટે ઉભા થાવ, તો તમારા મોઢા તથા હાથ કોણીઓ સુધી ધોઈ લો, અને તમારા માથા પર (ભીનો) હાથ ફેરવી લો, અને તમારા પગ ઘૂંટીઓ સુધી ધોઈ લો. એ જો તમે (વીર્યસ્ખલનના લીધે) નાપાક હોવ તો, આખુ શરીર પાક કરો. *(અલ માઈદહ–૬)*

આ આયતે કરીમા અલ્લાહપાકની મહાન ભેટ છે. જેમાં અલ્લાહ તઆલાએ તંદુરસ્તીનું રહસ્ય છતુ કર્યું છે. આટલું જ નહીં વુઝૂ તથા ગુસલને ફર્ઝ તથા ઈબાદતો માટે પૂર્વ શરત ઠરાવીને સવાબનો કાયમી દરવાજો પણ ઉઘાડી દીધો છે. મતલબ એ કે શારીરિક સ્વાસ્થ્યની સાથોસાથ આધ્યાત્મિક પ્રગતિ પણ પ્રાપ્ત થતી રહે.

કુર્આન શરીફ જે સમસ્ત માનવીઓના વ્યકિતગત તથા સામૂહિક જીવનનો પાયો છે, તેમાં જે આદેશો આપવામાં આવ્યા છે, તેનો આશય ફકત એ છે કે, માનવસમાજ સુખી થાય. વૂઝૂ તથા ગુસલ

સબંધી ઉપરોકત આયતમાં તેની બરકતો બયાન કરવામાં આવી છે, અને તંદુરસ્તી બાબતે જે ફાયદાઓ તેનાથી મળી રહે છે, તેના પ્રતિ ઈશારાઓ કરવામાં આવ્યા છે.

આજે સામાન્ય ભણેલો–ગણેલો શખ્સ પણ વૈજ્ઞાનિક હકીકત જાણે છે કે, લોહીની ધમનીઓ બે રીતે કામમાં આવે છે : (૧) તેના વડે હૃદય દ્વારા ફેંકાતું લોહી સમગ્ર શરીરમાં પહોંચે છે, (૨) ત્યાર પછી જે વપરાયેલ લોહી હૃદય સુધી પહોંચે છે, તે ધમનીઓ દ્વારા જ પહોંચે છે.

લોહીની આ ધમનીઓ બરાબર કામગીરી બજાવતી રહે, તો અપ–ડાઉનની આ વ્યવસ્થા સારી રીતે ચાલતી રહે છે. મતલબ એ કે, માણસ સ્વસ્થ રહે છે તથા લોહીનું દબાણ સામાન્ય રહે છે.

પરંતુ જો રુધિરાભિસરણની આ વ્યવસ્થામાં જરા સરખી પણ ગરબડ થાય, તો તેની સીધી અસર સ્વાસ્થ્ય ઉપર પડે છે. કારણ કે લોહી હૃદયથી નસોમાં જાય છે, અને નસોમાંથી ફરી પાછુ હૃદયમાં આવે છે. આ રકતવાહિનીઓ સમગ્ર શરીરમાં ફેલાયેલી છે. તેમાં કેટલીક નસો અત્યંત બારીક હોય છે. જો હૃદયથી તેનુ અંતર વધારે હશે અને લોહી પહોંચવાની વ્યવસ્થામાં પણ ખામી ઉત્પન્ન થઈ હશે, તો આવી નસોમાં બરડતા આવી જાય છે. જેના કારણે અનેક બીમારીઓ જન્મે છે.

ધમનીઓ તથા બારીક નસોને યોગ્ય સ્થિતિમાં રાખવા અને તેમાં ઉત્પન્ન થતી બરડતાને રોકવા માટે સૌથી ફાયદાકારક ક્રિયા એ છે કે, તેમને વિસ્તરવાની તથા સંકોચાવાની કસરત પાબંદીપૂર્વક કરાવવામાં આવે. એક સામાન્ય નિયમ છે કે, શરીર ગરમીથી વિસ્તરે છે અને ઠંડીથી સંકોચાય છે. આ નિયમ મુજબ રકતવાહિનીઓને પેલી કસરત કરાવી શકાય એમ છે. જો નિયમિત પાણીનો ઉપયોગ કરવામાં આવે તો જે રકતવાહિનીઓ હૃદયથી દૂર છે અથવા જે નસો સખત થઈ ગઈ છે, તે ધીરે ધીરે નરમ થશે અને મજબૂત પણ.

પાણી તે નસોને ખોલી નાંખશે અને પહોળી કરશે. અને તે બધા જ વિકારો જે અયોગ્ય આહાર–વિહારના કારણે નસોમાં ઉત્પન્ન થયા છે અથવા લોહીની ધીમી ગતિના કારણે નસો વસુકાઈ ગઈ હોય, તો પાણીના યોગ્ય ઉપચાર પછી બધી જ તકલીફો દૂર થઈ જશે.

વૂઝૂ દ્વારા અલ્લાહ તબારક વ તઆલાએ રુધિરાભિસરણની આ વ્યવસ્થાને યથાવત્ રાખીને માનવીય તંદુરસ્તીનો પ્રબંધ કર્યો છે. વુઝૂ વડે શારીરિક નિર્બળતા, માનસિક બીમારીઓ તેમજ ચેતાતંત્રનો થાક દૂર થાય છે. જેનું કારણ સામાન્યતઃ મગજની નસોની બરડતા હોય છે.

વૂઝૂ તથા ગુસલની બરકતો અગણિત છે. તેનો એક મહત્વપૂર્ણ ફાયદો એ છે, કે અલ્લાહપાકે લોહીમાં જે સંરક્ષણાત્મક વ્યવસ્થા ઊભી કરી છે, વુઝૂ તથા ગુસલ દ્વારા તેને બળ મળે છે. આપણા લોહીમાં લાલ કણોની સાથોસાથ સફેદ કણો પણ હોય છે. માનવીય શરીરમાં જ્યારે કોઈ જીવાણું પ્રવેશે છે, તો સફેદ કણો તેનો પ્રતિકાર કરી તેને મારી નાંખે છે. સફેદ કણોની આ વ્યવસ્થા કેવી રીતે ચાલે છે તથા તેમાં વિસ્તરણ તથા સંકોચન કેવી રીતે થાય છે, હજુ સુધી ચોક્કસપણે તેની બાબતે આપણને માહિતી નથી. પરંતુ વિશ્વાસપૂર્વક કહી શકાય કે, ગરમી તથા ઠંડકનો એટલે કે વિસ્તરણ તથા સંકોચનની વ્યવસ્થાનો તેની પર પ્રભાવ પડે છે.

ગુસલ તથા વુઝૂના મૂલ્યવાન ફાયદાઓમાંથી એક ફાયદો એ છે કે, તે વડે ચામડીના રોગોથી પણ સુરક્ષા થાય છે. જો કોઈ એમ કહે કે હાથ, પગ અને મોઢું તો બધા જ ધુએ છે, તો પછી વુઝૂ તથા ગુસલની શી મહત્વતા છે ? તો એ સમજવું રહ્યું કે, મુસલમાન આ કાર્યને પાબંદીથી ઈબાદત સમજીને કરે છે. એટલે તે એક જાતની વ્યવસ્થિત ક્રિયા બની જતી હોય છે, જેને અન્ય ધર્મીઓ કયારેય અમલમાં લાવી શકતા નથી.

સારાંશ એ કે, વૂઝૂ તથા ગુસલ અલ્લાહપાકની મહાન નેઅમતો છે. તેને ફર્ઝ કરી અલ્લાહ તઆલાએ સમગ્ર મુસ્લિમો બલ્કે સમગ્ર માનવજાત પર એહસાન કર્યું છે. આ કારણોસર જ સ્વયં અલ્લાહ તઆલાએ ઉપરોકત આયતમાં આગળ એમ કહ્યું છે (કે આ આદેશ એટલા માટે છે) ''કે અલ્લાહ તઆલા તમારી ઉપર પોતાની નેઅમત પરિપૂર્ણ કરે.''

વુઝૂ તથા ગુસલ વડે પણ અલ્લાહ તઆલાએ પોતાના પાલનહાર હોવાની સાબિતી આપી છે. વુઝૂ તથા ગુસલના આદેશો માનવજાત પ્રત્યે ખુદાની રહમતનો પયગામ છે.

## વુઝૂમાં ચાર વસ્તુ ફર્ઝ છે :

- એક વાર પેશાનીના વાળથી હડપચીની નીચે સુધી અને એક કાનથી બીજા કાન સુધી પુરૂ મ્હોં ધોવું.
- બન્ને હાથો કોહણી સમેત એક-એક વાર ધોવા.
- એક વાર માથાના ચોથા ભાગનો મસોહ કરવો.
- એક-એક વાર બન્ને પગ ઘુંટી સમેત ધોવા.

આ ચાર વસ્તુ વુઝૂમાં ફર્ઝ છે. આ ફર્ઝોમાંથી જો એક ચીઝ પણ ધોવાની રહી જશે અથવા વાળ બરાબર પણ કોઈ જગ્યા સૂકી રહી જશે, તો વુઝૂ થશે નહીં. *(દુર્રે મુખ્તાર)*

## વુઝૂની સુન્નતો :

- નિય્યત કરવી. એમાં ઈરાદો કરવો કિફાયત થઈ જશે, ઝબાનથી કહેવું જરૂરી નથી.
- **બિસ્મિલ્લાહિલ અઝીમ, વલ હમ્દુ લિલ્લાહિ અલા દીનિલ ઈસ્લામ** પઢીને વુઝૂ શરૂ કરવું.
- મ્હોં ધોવાથી પહેલાં બન્ને હાથ કાંડા સુધી એક વાર ધોવા.
- ત્રણ વાર કોગળા કરવા. દરેક વાર મોઢુ ભરીને પાણી લેવું અને રોઝો ન હોય તો ગળગળો કરવો.

- મિસ્વાક કરવું.
- નાકમાં ૩ વાર પાણી પહોંચાડવું. દરેક વખતે નવું પાણી લેવું અને જો રોઝો ન હોય તો ઉપર સુધી પહોંચાડવું.
- હાથ આંગળીઓ તરફથી ધોવા. કોણીથી નીચે તરફ ન ધોવા.
- હાથ ધોયા પછી આંગળીઓનો ત્રણ વાર ખિલાલ કરવો.
- પગ ધોતી વખતે ત્રણ (૩) વાર આંગળીઓનો ખિલાલ કરવો.
- આખા માથાનો એક વાર મસોહ કરવો.
- માથાનો મસોહ કર્યા પછી બન્ને કાનોનો મસોહ કરવો.
- દરેક અવયવને ત્રણ વાર ધોવા.
- વુઝૂ ક્રમવાર કરવું.
- જમણા અંગને ડાબા અંગ કરતાં પહેલાં ધોવું.
- એક અંગ સૂકાતા પહેલાં બીજુ અંગ ધોઈ લેવું.
- ધોતી વખતે હાથથી બરાબર મસળવુ અને ફેરવવું.

## વુઝૂમાં મુસ્તહબ :

- જમણી બાજુથી શરૂ કરવું.
- ગરદનનો મસોહ કરવો.
- વુઝૂના કામને પોતે કરવું, બીજાની મદદ ન લેવી.
- કિબ્લા તરફ મ્હોં કરીને બેસવું.
- ઉંચી અને પવિત્ર જગ્યા ઉપર બેસીને વુઝૂ કરવું.

## વુઝૂ કરવાની રીત :

નમાઝ માટે વુઝૂ કરૂં છું એ નિય્યત કરી, બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ પઢીને (૧) બન્ને હાથ પહોંચા સુધી મસળીને ત્રણ વાર ધોવે, (૨) મિસ્વાક (દાંતણ) કરીને મોઢું બરાબર સાફ કરી ત્રણ વાર કોગળા કરે, (૩) જમણા હાથથી પાણી લઈ ત્રણ વાર નાકમાં પાણી લે અને ડાબા હાથથી નાક છણકે, (૪) બન્ને હાથમાં ખોબો ભરી પાણી લઈને મોઢું, બન્ને કાન અને પેશાનીના વાળ સુધી અને

હડપચીના નીચે સુધી ત્રણ વાર ધોવે. દાઢીના વાળને પણ ખિલાલ કરી સારી રીતે પાણી પહોંચાડે, (૫) જમણો હાથ હથેળીથી ધોવાનો શરૂ કરીને કોહણી સમેત ત્રણ વાર ધોવે, તેવી જ રીતે ડાબો હાથ કોહણી સમેત ત્રણ વાર ધોવે, (૬) પછી બન્ને હાથ પાણીમાં તર કરીને છેલ્લી ત્રણ આંગળીઓ હથેળી સમેત ફેરવી આખા માથા પર પેશાનીના વાળ ઉપરથી પાછળ હાથ લઈ જઈ મસોહ કરે, પછી બન્ને કાનોમાં (અંદર) શહાદતની આંગળી ફેરવી મસોહ કરે અને કાનના બહારના ભાગમાં અંગુઠો ફેરવી મસોહ કરે. અને ગરદન ઉપર બન્ને ઉંધા હાથની આંગળીઓ ફેરવી મસોહ કરે. (મસોહ એક જ વાર કરવાનો છે.) (૭) પછી જમણો પગ ઘુંટી સહિત આંગળીઓમાં ડાબા હાથથી ખિલાલ કરી ડાબા હાથથી ત્રણ વાર ધોવે, તેવી જ રીતે ડાબો પગ પણ ત્રણ વાર ધોવે. આ સુન્નત તરીકા પ્રમાણે વુઝૂ થયું. ત્યાર બાદ નીચે મુજબ દુઆ પઢે :

**અલ્લાહુમ્મજ-અલ્ની મિનત-તવ્વાબીન વજ-અલ્ની મિનલ મુત-તહ-હિરીન વજ-અલ્ની મિન ઈબાદિક્સ સાલિહીન વજ-અલ્ની મિનલ્લઝીન લા ખવ્ફુન અલયહિમ વ-લાહુમ યહ-ઝનૂન.**

અર્થ : હે અલ્લાહપાક ! મને તૌબા કરનારાઓમાંથી બનાવ અને સાફ-સુથરા લોકોમાંથી બનાવ અને નેક બંદાઓમાંથી બનાવ, તે લોકોમાંથી કે જેઓની ઉપર ન ડર હશે, ન તેઓ ગમગીન હશે.

એના પછી શહાદતનો કલિમો પઢે. અને સૂરએ કદ્ર (ઈન્ના અન્ઝલ્નાહુ) પઢે, તેનો ઘણો સવાબ છે. વુઝૂ કર્યા પછી (વખત મકરૂહ ન હોય તો) બેહતર એ છે કે, બે રકાઅત નમાઝ તહિય્યતુલ વુઝૂ પઢે. હદીષ શરીફમાં એનો ઘણો સવાબ વર્ણવવામાં આવ્યો છે.

બદનના કોઈ ભાગને ત્રણ વારથી વધુ ધોવું સુન્નતની વિરૂદ્ધ છે.

ફુઝૂલ (જરૂરતથી વધારે) પાણી ન રેડે. વુઝૂ કરવા કિબ્લા તરફ મ્હોં કરીને બેસવું ઘણું સારૂં છે.

હાથમાં વીંટી પહેરી હોય અથવા તો સ્ત્રીઓના હાથમાં કંગન,

બંગડીઓ, નાકમાં નઠણી વિગેરે હોય તો તેને હલાવી પાણી પહોંચાડવું જરૂરી છે. જગ્યા સૂકી રહી જશે તો વુઝૂ થશે નહીં.

વુઝૂમાં મિસ્વાક કરવું સુન્નત છે. અને તેનો ઘણો સવાબ છે. મિસ્વાક વિશે હદીષ શરીફમાં ઘણી તાકીદ અને ફઝીલત આવી છે.

- આપ (સલ.)એ ફરમાવ્યું છે કે, મારી ઉમ્મતની મુશ્કેલી અને તકલીફનો અંદેશો ન હોત તો હું હુકમ કરત કે, દરેક નમાઝ વખતે વુઝૂમાં મિસ્વાક (દાંતણ) કર્યા કરે.
- બીજી હદીષમાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, બે રક્અત નમાઝ મિસ્વાક કરીને પઢવી તે ૭૦ રક્અતથી બેહતર છે કે જે મિસ્વાક કર્યા વગર (વુઝૂમાં) પઢવામાં આવી હોય. બીજી ઘણી હદીષો મિસ્વાક કરવાની ફઝીલતમાં બયાન થઈ છે.
- સહાબા (રદી.)નો એના પર એવો અમલ હતો કે, કલમ (પેન)ની જેમ મિસ્વાકને કાનમાં રાખતા હતા.

આથી જણાયું કે મિસ્વાક કરવું કેટલો બધો સવાબ અને બરકતનું કારણ છે. જેથી દરેક વખતે વુઝૂ કરતી વેળા ખાસ કરીને મિસ્વાક કરવું જોઈએ.

નખમાં આટો અથવા બીજી કોઈ સખત ચીઝ લાગેલી હોય અથવા નખ ઉપર નીલ પોલિસ જેવી કોઈ સખત વસ્તુ લગાડેલી હોય કે જેથી પાણી નીચે પહોંચી ન શકે, તો વુઝૂ થશે નહીં. એવી સખત ચીજને ઉખેડીને પાણી પહોંચાડવું જરૂરી છે. એમજ પાણી રેડવાથી વુઝૂ થશે નહીં. મહેંદીના રંગવાળા હાથો ઉપર વુઝૂ થઈ જાય છે.

કોઈના હાથ-પગ ફાટી ગયા અને તેના ઉપર તેલ, મીણ કે બીજી કોઈ દવા લગાડેલી છે, અને તેને કાઢવામાં તકલીફ થતી હોય તો તેને કાઢયા વગર ઉપર ઉપરથી પાણી વહેવડાવ્યું, તો વુઝૂ દુરૂસ્ત છે.

હાથ-પગ કે મ્હોં ઉપર ઝખમ કે ગુમડું હોય અથવા તો કોઈ એવી બીમારી છે કે ત્યાં પાણી પહોંચાડવું નુકસાનકારક હોય, તો

એટલી જગ્યા ઉપર પાણી ન નાંખે અને પાણીવાળા હાથથી મસોહ કરી લે તો પણ વુઝૂ થઈ જશે.

જો ઝખમને પાણીથી ધોવું નુકસાન નહીં કરે, તો ધોવું જરૂરી છે. અને જો પાણીથી ધોવું નુકસાનકારક હોય અને મસોહ નુકસાન ન કરે, તો ઝખમ ઉપર મસોહ કરવો વાજિબ છે. અને જ્યારે ઝખમ ઉપર મસોહ કરવો પણ નુકસાન કરે તેમ હોય તો પાટા કે પટ્ટી ઉપર પણ મસોહ કરવો દુરૂસ્ત છે.

મસોહ કરવામાં પાણીથી હાથ તર (ભીના) કરવા જોઈએ. અને જ્યારે એક વાર હાથથી મસોહ કરી લીધો, તો હવે બીજી જગ્યાએ મસોહ કરી શકાય નહીં. બીજી જગ્યાએ મસોહ કરવામાં ફરી પાણીથી હાથ તર કરીને મસોહ કરવો જોઈએ.

વુઝૂ કરતી વખતે એડી ઉપર અથવા બીજી કોઈ જગ્યા ઉપર પાણી પહોંચ્યું નહીં અને જ્યારે પુરૂ વુઝૂ થઈ ચૂક્યું ત્યારે જણાયું કે ફલાણી જગ્યા સૂકી રહી ગઈ છે, તો સૂકી રહી ગયેલી જગ્યા ધોઈ લેવાથી વુઝૂ થઈ જશે. ફરીથી વુઝૂ કરવાની જરૂરત નથી.

- એક વુઝૂથી અનેક વખતની નમાઝો પઢી શકાય છે, પણ દરેક નમાઝ માટે નવુ વુઝૂ કરવાથી સવાબ વધારે મળે છે.
- બેવુઝૂ ઝિક્ર, દુરૂદ શરીફ, કુર્આન શરીફ કંઠસ્થ (મોઢેથી) પઢવું જાઈઝ છે.
- બેવુઝૂ નમાઝ પઢવી હરામ છે.
- બેવુઝૂ કુર્આન શરીફ, સિપારા અથવા જે વસ્તુ ઉપર કુર્આન શરીફની આયત લખી હોય, તેને હાથ લગાડવો દુરૂસ્ત નથી. બદનથી જુદુ પાક કપડું લઈ તેનાથી ઉપાડી શકે છે.
- હંમેશા બાવુઝૂ (વુઝૂની સાથે) રહેવું અને વુઝૂની સાથે પઢવામાં વધુ સવાબ મળે છે. અને બરકતનું કારણ છે. વુઝૂની સાથે સુવામાં પણ સવાબ મળે છે.

# ✻ વુઝૂના મસાઈલ ✻

- વરસાદનું પાણી, નદી-નાળાં, ઝરણાં, કૂવા, તળાવ અને દરિયાના પાણીથી વુઝૂ અને ગુસલ (સ્નાન) બન્નેવ દુરૂસ્ત છે. પાણી ચાહે મીઠુ હોય કે ખારૂ. *(મસાઈલે વુઝૂ : ૨૨)*
- રેલગાડીના સંડાસની ટાંકીનું પાણી પાક હોય છે. એનાથી વુઝૂ કરવું અને પીવું બન્નેવ જાઈઝ અને દુરૂસ્ત છે. *(મસાઈલે વુઝૂ : ૨૪)*
- તડકામાં ગરમ થયેલા પાણીથી સફેદ દાગ પડી જવાનો અંદેશો (ભિતી) છે, એટલે એનાથી વુઝૂ અને ગુસલ (સ્નાન) કરવું જોઈએ નહીં. *(મસાઈલે વુઝૂ : ૨૫)*
- ગટરોનું નાપાક પાણી આજકાલની સાયન્સ પદ્ધતિઓ મુજબ સાફ કરવાથી સાફ તો થઈ જશે, પરંતુ ગટરનું નાપાક પાણી એ પદ્ધતિથી પાક થશે નહીં.

**ઝમઝમના બરકતવંત પાણીથી વુઝૂ અને કપડાં ધોવાનો હુકમ :**

જે માણસ વુઝૂની હાલતમાં હોય અને પાક હોય, એવો માણસ ફક્ત બરકત પ્રાપ્ત કરવાના હેતુથી વુઝૂ કે ગુસલ કરે, તો જાઈઝ છે. એ જ રીતે ઝમઝમના પાણીમાં કોઈ કપડાં પલાળવા દુરૂસ્ત છે.

જો માણસ બેવુઝૂ છે, તો તેણે ઝમઝમના પાણીથી વુઝૂ કરવું મકરૂહ છે. અને જો કોઈ માણસ જનાબત (નાપાકી) ની હાલતમાં છે, તો એણે ઝમઝમના પાણીથી ગુસલ કરવું મકરૂહ છે.

એ જ રીતે શરીર કે કપડાં પર નાપાકી લાગી હોય, તો એને ઝમ-ઝમના પાણીથી ધોવું મકરૂહ છે. પેશાબ કે શૌચ કાર્ય પછી આ પાણી વાપરવું (ઈસ્તિન્જો કરવો) પણ મકરૂહ છે.

ટૂંકમાં એનો (ઝમઝમનો) અદબ-એહતેરામ જરૂરી છે. એને પીવું બરકતવંત છે, પરંતુ નાપાકી દૂર કરવા માટે એને ઉપયોગમાં લેવું ઉચિત નથી. *(મસાઈલે વુઝૂ : ૨૯)*

- ઘેરથી વુઝૂ કરીને મસ્જિદમાં આવવું અફઝલ અને ઘણું સારૂં છે. એની ફઝીલતો હદીષોમાં પણ આવી છે. કારણ કે તેમાં મસ્જીદ અને જમાઅતનો એહતેરામ છે. *(મસાઈલે વુઝૂ : ૩૫)*
- વુઝૂ કહે છે ત્રણ અવયવો (મ્હોં, હાથ અને પગ)ને ધોવાને તેમજ માથાનો મસોહ કરવાને. હવે જ્યારે કોઈ માણસે ગુસલ (સ્નાન) કરી લીધું, તો એમાં વુઝૂ આવી જ ગયું. ગુસલથી પહેલાં વુઝૂ કરી લેવું સુન્નત છે, પરંતુ કોઈ માણસ ગુસલથી પહેલાં વુઝૂ ન કરે, તો પણ ગુસલ થઈ જશે અને ગુસલમાં વુઝૂ પણ આવી જશે.

ખુલાસો એ કે, લોકોમાં પ્રચલિત છે કે, ગુસલ પછી (નમાઝ માટે) વુઝૂ કરે છે, તો એ ગલત છે. વુઝૂ ગુસલથી પહેલાં કરવું જોઈએ, જેથી ગુસલની સુન્નત અદા થઈ જાય. ગુસલ પછી વુઝૂ કરવાનો કોઈ મતલબ નથી. *(મસાઈલે વુઝૂ : ૩૬/૩૭)*

- ગુસલ પછી જ્યાં સુધી વુઝૂ ન તૂટે, વુઝૂ કરવાની કોઈ જરૂરત રહેતી નથી. *(મસાઈલે વુઝૂ : ૩૭)*
- ગુસલ પહેલાં વુઝૂ કર્યું અને પછી ગુસલના દરમિયાન વુઝૂ તૂટી ગયું, પરંતુ ગુસલ દરમિયાન વુઝૂના બધા અવયવો પણ ધોવાઈ ગયા અને એના બાદ વુઝૂ તોડવાવાળી કોઈ વસ્તુ થઈ નથી, તો વુઝૂ થઈ ગયું. નમાઝ પણ પઢી શકે છે. *(ઉપરોક્ત હવાલો)*
- ઉભા ઉભા વુઝૂ કરવામાં છાંટા ઉડવાનો ભય રહે છે, એટલા માટે જ્યાં સુધી બની શકે, બેસીને વુઝૂ કરવું જોઈએ. હા, જો કોઈ માણસને મજબૂરી હોય, તો ઉભા ઉભા વુઝૂ કરવામાં કોઈ વાંધો નથી.
- આજકાલ ઘરોમાં વોશબેસીન લગાવેલા હોય છે. લોકો ત્યાં જ ઉભા રહીને વુઝૂ કરી લે છે. વુઝૂ આ રીતે કરવાથી પણ થઈ તો જાય છે, પરંતુ ઉત્તમ અને શ્રેષ્ઠ એ છે કે, કિબ્લા તરફ મોઢુ રાખી બેસીને વુઝૂ કરે. હા, જો બેસી શકાય એમ છે જ નથી, તો

ઉભા રહીને વુઝૂ કરવામાં કોઈ વાંધો નથી. પરંતુ છાંટાથી બચવું જોઈએ. *(મસાઈલે વુઝૂ : ૩૮)*

- જો કોઈ માણસ માથે વિગ (બનાવટી વાળ) પહેરે છે, તો એનો વપરાશ જાઈઝ નથી. અને ન એના વપરાશ માટે માણસને મજબૂરી છે. તેથી માથાનો મસહ કરતી વખતે વિગ કાઢવી જરૂરી છે. અને જો કોઈ માણસ વિગ પર મસોહ કરશે, તો તેનું વુઝૂ થશે નહીં. *(મસાઈલે વુઝૂ : ૩૯)*
- અમૂક લોકો વુઝૂમાં ત્રણ વાર કોહણીઓ સુધી હાથ ધોઈને પછી ત્રણ વાર પાણી વહાવે છે, તો આ રીતે છ વખત થઈ જાય છે. અગર ત્રણથી વધારે વાર તે એ એતેકાદ (શ્રદ્ધા અને યકીન)થી ધોવે છે કે, આ સવાબ અથવા સુન્નત છે, તો એ મકરૂહે તહરીમી છે. અને જો એ શ્રદ્ધા નથી, તો બેકાર (ફુઝૂલ) હોવાના લઈ મકરૂહે તન્ઝીહી છે. અને જો શક દૂર કરવા માટે ત્રણથી વધારે વાર ધોઈ લે, તો મકરૂહ નથી, પરંતુ મસ્જીદ અને મદ્રસાના વકફ પાણીથી ત્રણથી વધારે વાર ધોવું જાઈઝ નથી.

*(મસાઈલે વુઝૂ : ૪૦/૪૧)*
- મહેંદી અથવા એવો રંગ, જેમાં વરખ ન હોય, એનું બદન પર લાગેલું રહેવું વુઝૂમાં રૂકાવટ નહીં બને. *(કિતાબુલ મસાઈલ : ૧૩૫)*
- નીલ પોલીશ લગાવવાથી નખ સુધી પાણી પહોંચતું નથી, માટે વુઝૂ કરતી વખતે એને કાઢવું જરૂરી છે, નહીં તો પાકી થશે નહીં. એ જ રીતે હોઠ પર લગાવવામાં આવતી સ્ટીક જો ઘટ્ટ (ઉંડાણમાં ઉતરે એવી) હોય તો વુઝૂ વખતે એને કાઢવું જરૂરી છે. એને કાઢ્યા વગર વુઝૂ અને ગુસલ સહીહ થશે નહીં.

*(કિતાબુલ મસાઈલ : ૧૩૫)*
- પેઈન્ટ (કલર, રંગ) શરીર પર પાણી પહોંચવામાં આડ બને છે, જેથી એ શરીર પર બાકી રહેવાની હાલતમાં વુઝૂ થશે નહીં.

*(કિતાબુલ મસાઈલ : ૧૩૫)*

- વોટ આપતી વખતે નિશાનીરૂપે જે સહી લગાડવામાં આવે છે, તેનો અસર ઉંડાણમાં ઉતરે એવો નથી, જેથી એના લાગેલા રહેવા છતાં વુઝૂ અને ગુસલ થઈ જશે. *(કિતાબુલ મસાઈલ : ૧૩૬)*
- એટેચ્ડ બાથરૂમમાં જો નાપાકી સામે ન હોય, તો વુઝૂ કરતી વખતે ઝબાનથી પણ બિસ્મિલ્લાહ પઢી શકાય છે. પરંતુ જો નાપાકી સામે (દેખાતી) હોય, તો ઝબાનથી ન પઢે, બલ્કે દિલમાં પઢી લે. એ જ રીતે સતર (છુપાવવાના અવયવો) ખુલ્લા હોવાની હાલતમાં પણ ઝબાનથી બિસ્મિલ્લાહ પઢવાની મનાઈ છે. *(કિતાબુલ મસાઈલ : ૧૪૦)*
- મુસ્તહબ એ છે કે, કોઈ ઉંચી જગ્યાએ બેસીને વુઝૂ કરે, જેથી વપરાશમાં આવેલ પાણીના છાંટાથી હિફાઝત (બચાવ) થઈ જાય. *(કિતાબુલ મસાઈલ : ૧૪૫)*
- વુઝૂ પછી રૂમાલથી લૂંછવામાં કોઈ વાંધો નથી. પરંતુ બેહતર એ છે કે, વધારે માત્રામાં ન લૂછે, જેથી વુઝૂનો અસર બાકી રહે. *(કિતાબુલ મસાઈલ : ૧૪૭)*
- અત્તરનું પૂમડું જો કાનના કોઈ ખૂણામાં હોય તો મસોહ કરતી વખતે એને હટાવવું સુન્નત છે. અને જો કાનના કાણામાં હોય તો કાઢી નાખવું મુસ્તહબ છે. *(કિતાબુલ મસાઈલ : ૧૪૭)*
- જો રાતના સમયે કોઈ કારણે ગુસલની જરૂરત પડી અને તે વખતે ગુસલ કરવા માટે સમય છે, તો બેહતર એ છે કે ગુસલ કરી લે. અને જો ગુસલ ન કરે, તો ઈસ્તિન્જા અને વુઝૂ કરીને સૂઈ જાય એ પણ સુન્નત છે. *(મસાઈલે વુઝૂ : ૩૨-૩૩)*
- વુઝૂ હોવા છતાં બીજી નમાઝના સમયે ફરી વુઝૂ કરે તો ઘણો સવાબ છે. *(મસાઈલે વુઝૂ : ૩૪)*
- વુઝૂના દરમિયાન વુઝૂ તૂટી જાય, દા.ત. હાથ, મ્હોં ધોઈ લીધા પછી વુઝૂ તૂટી ગયું, તો એના માટે ફરીથી વુઝૂ કરવું જરૂરી છે. *(મસાઈલે વુઝૂ : ૩૪)*

- મસ્જીદના વુઝૂખાનાનું પાણી ખાસ વુઝૂ માટે જ હોય છે. એને મસ્જીદથી બહાર લઈ જવું દુરૂસ્ત નથી. હા, એ વાત અલગ છે કે, મસ્જીદમાં બોરીંગ કરાવનાર કે ટાંકી વિગેરે બનાવી આપનારે બનાવ્યા બાદ લોકોને લઈ જવાની પરવાનગી આપી હોય તો લઈ જઈ શકે છે. *(મસાઈલે વુઝૂ : ૩૪)*
- વુઝૂ કર્યા બાદ મસ્જીદમાં પ્રવેશતી વખતે મસ્જીદની ટાઈલ્સ, મારબલ કે સફો પર વુઝૂના પાણીના જે ટીપાં પડે છે, તે નાપાક નથી હોતા. *(મસાઈલે વુઝૂ : ૩૫)*
- હોઝ પર વુઝૂ કરતી વખતે એ રીતે સાવચેતીથી કામ લેવું જોઈએ કે છાંટા હોઝમાં ન પડે. હા, છાંટા પડવાથી હોઝ નાપાક નહીં થાય. *(મસાઈલે વુઝૂ : ૩૫)*
- જો કોઈ વ્યક્તિ વુઝૂ કરતી વેળા મિસ્વાક કરે છે, તો મ્હોં વગેરે ધોયા પછી પણ એના દાંતમાંથી લોહી નીકળતું રહે છે, તો એવા સમયે એણે બીજી વાર વુઝૂ કરવું જોઈએ. *(મસાઈલે વુઝૂ : ૪૭)*
- કોઈ મજલીસ અને સભામાં કે લોકોની સામે એ રીતે મિસ્વાક કરવું કે લાળ ટપકતી રહે, મકરૂહ છે. *(મસાઈલે વુઝૂ : ૪૬)*
- દાંત પર મેલ આવી જવાના સમયે, સૂઈને ઉઠ્યા પછી, મ્હોમાં ખરાબ વાસ આવવાના સમયે, ખાનએ કઅબામાં દાખલ થવાના સમયે, કોઈ મજલિસ અને સભામાં જવા માટે અને કુર્આને પાકની તિલાવત માટે મિસ્વાક કરવું મુસ્તહબ છે. *(મસાઈલે વુઝૂ : ૫૦)*
- દાઢી, મૂંછ અને ભવાંના વાળ એટલા ઘાટ્ટ હોય કે ચામડી નજરમાં ન આવે, તો જે ચામડી વાળમાં ઢંકાય જવાને કારણે દેખાતી નથી એને ધોવી ફર્ઝ નથી. એ જગ્યા પર જે વાળ છે, તેના ઉપર પાણી વહાવી દેવું કાફી થઈ જશે. હા, જે વાળ ચહેરાની હદમાં છે, તેને ધોઈ લેવા વાજીબ છે. જે ચહેરાની હદથી બહાર છે, એને ધોવા વાજીબ નથી. *(મસાઈલે વુઝૂ : ૫૪-૫૫)*

## વુઝૂને તોડવાવાળી વસ્તુઓ :

પેશાબ કરવું, પાખાના (ટોયલેટ) કરવું, પાખાનાના રસ્તે હવાનું નીકળવું, નાપાક ચીઝોનું બદનથી નીકળવું, બેહોશ થઈ જવું, નશો ચઢી જવો, ટેકો લગાડીને ઉંઘી જવું, મોઢું ભરીને ઉલ્ટી થવી, બદનના ગુસલમાં ધોવામાં આવતી જગ્યાએથી ખૂન અથવા પીપનું નીકળીને વહેવું. નમાઝમાં ખિલખિલાઈને (ખડખડ) હસવું વુઝૂ અને નમાઝ બન્નેને તોડી નાંખે છે.

- કોઈ માણસ વુઝૂની હાલતમાં છે અને શરીરમાં કોઈ જગ્યાએ ઈન્જેક્શન લગાવ્યું અને સોયની અંદર લોહી આવ્યું નથી, જેમકે ગોશ્ત અને ચામડીમાં ઈન્જેક્શન મારવાથી આવી જાય છે, તો એનાથી વુઝૂ તૂટતુ નથી. અને જો ઈન્જેક્શન લગાવ્યા પછી વહી પડે એટલી માત્રામાં લોહી આવી જાય, તો વુઝૂ તૂટી જશે. જેમકે ક્યારેક નસોમાં ઈન્જેક્શન મારવાથી થાય છે. *(કિતાબુલ મસાઈલ)*
- વુઝૂની હાલતમાં જો ગ્લુકોઝનો બોટલ ચઢાવ્યો, તો જો બોટલની નળી અથવા સોયમાં લોહી આવી જશે, તો વુઝૂ તૂટી જશે. અને જો લોહી નસમાંથી ઉપર બિલ્કુલ નહીં નીકળે અને ફક્ત ગ્લુકોઝનું પાણી અંદર પહોંચતુ રહે, તો એનાથી વુઝૂ નહીં તૂટે.

*(કિતાબુલ મસાઈલ : ૧૫૦)*

- સખત શરદી વખતે નાકમાંથી નીકળવાવાળુ પાણી અને આંખ દુઃખવાના સમયે એમાંથી નીકળવાવાળા આંસુઓથી વુઝૂ તૂટશે નહીં. હા, જો એ વાત પાકી થઈ જાય કે આ પાણી અંદરના કોઈ ઝખમ કે વાઢકાપમાંથી નીકળે છે, તો વુઝૂ તૂટી જશે.

*(કિતાબુલ મસાઈલ : ૧૫૦)*

- જો કોઈને કાંચ (અશક્તિને કારણે આમણ બહાર નીકળી આવવાનો રોગ) કે હરસ-મસો વધુ બહાર નીકળી આવે અને એની સાથે નાપાકી પણ લાગેલી હોય, તો વુઝૂ તૂટી જશે.

*(કિતાબુલ મસાઈલ : ૧૫૩)*

- ગરમીની ઋતુમાં ખીલ, નાની ફોલ્લીઓ નીકળી આવે અને ફૂટી ગયા પછી એમાંથી પાણી જાતે ન વહે, બલ્કે હાથ કે કપડું લાગવાથી ફેલાય જાય તો એનાથી વુઝૂ તૂટશે નહીં. હા, જો એ પાણી જાતે જ વહી પડે તો વુઝૂ તૂટી જશે. *(કિતાબુલ મસાઈલ : ૧૫૩)*
- શરીરમાં ઈન્જેક્શનની સોયની અણી લગાડી, જેના કારણે લોહી નીકળ્યું, પરંતુ પોતાની જગ્યાએથી વહ્યું નથી, તો એનાથી વુઝૂ તૂટશે નહીં. *(મસાઈલે વુઝૂ : ૮૨)*
- ઈન્જેક્શન લગાવવાથી અથવા શરીરમાં દવા, લોહી કે ગ્લુકોઝ ચઢાવવાથી લોહી, પરૂ અથવા એવી કોઈ વસ્તુ શરીરમાંથી ન નીકળે, તો વુઝૂ તૂટશે નહીં. કારણ કે નાપાકી નીકળવાથી વુઝૂ તૂટે છે. હા, જો ઈન્જેક્શન મારફત શરીરમાંથી લોહી કાઢવાનો ઈરાદો હોય તો એનાથી વુઝૂ તૂટી જશે. *(મસાઈલે વુઝૂ : ૮૨)*
- આજકાલ સ્ત્રીઓ નખ પોલિશ કરાવે છે. જ્યાં સુધી તે પોલિશ નખ પર રહેશે, ત્યાં સુધી વુઝૂ અને ગુસલ સહીહ થતું નથી. કારણ કે એના લીધે પાણી નખ સુધી પહોંચતું નથી.
- પાવડર, ક્રીમ અને એના જેવી વસ્તુઓ લગાવ્યા બાદ વુઝૂ કરવાથી વુઝૂ થઈ જશે. હા, જરૂરી એ છે કે, આ વસ્તુઓમાં કોઈ નાપાક વસ્તુનું મિશ્રણ ન હોય.
- જો કોઈને હરસ-મસો પાખાનાની જગ્યાએ બહાર નીકળી આવ્યો અને ત્યાર બાદ એણે પોતાની આંગળી વડે મસો અંદર ધકેલી દીધો, તો એનાથી વુઝૂ તૂટી જશે. અને જો તે મસો જાતે જ અંદર ચાલ્યો ગયો, તો વુઝૂ તૂટશે નહીં. હા, જો મસો બહાર નીકળ્યા બાદ એના ઉપર નાપાકી લાગેલી હતી, તો વુઝૂ તૂટી જશે.
- બેહોશી, પાગલપણું (ગાંડપણ) કે બેભાન અવસ્થાથી વુઝૂ તૂટી જાય છે. અને એવા નશાથી પણ વુઝૂ તૂટી જાય છે, જેનાથી માણસ હાલકડોલક થવા લાગે છે. ચાહે તે નશો દારૂ પીવાથી કે

ભાંગ જેવી વસ્તુ ખાવાથી થયો હોય.

- પાગલ માણસ માટે પાગલપણું દૂર થઈ ગયા બાદ અને બેભાન માણસ ભાનમાં આવ્યા બાદ એના માટે ગુસલ કરવું મુસ્તહબ છે.
- ખુજલીની ફોલ્લીઓમાંથી અમૂક વેળા પાણી નીકળતું રહે છે. જો તે પાણી પોતાની જગ્યાએથી વહી જાય, તો વુઝૂ તૂટી જશે. અને જે કપડા પર તે પાણી લાગશે, તે પણ નાપાક થઈ જશે.

(*મસાઈલે વુઝૂ : ૯૨*)

- છાતીમાંથી પાણી તકલીફની સાથે નીકળે છે, તો તે નાપાક છે. એનાથી વુઝૂ તૂટી જશે. અને જો પાણી તો નીકળે છે, પરંતુ તકલીફ અને વેદના થતી નથી, તો એનાથી વુઝૂ તૂટશે નહીં.

(*મસાઈલે વુઝૂ : ૯૨*)

- મેડીકલ ટેસ્ટમાં અમૂક વાર નળી મોઢામાંથી અંદર પહોંચાડવામાં આવે છે. જો તે નળી પેટમાં નાપાકી સુધી પહોંચી જશે અને નળી નાપાકી સાથે ગંદી થઈને નીકળે, તો વુઝૂ તૂટી જશે. અને જો નળી પર ગંદકી લાગી નથી અથવા ગોશતનો નાનો ટૂકડો કાઢ્યો અને તે નાપાકીવાળો નથી, તો વુઝૂ તૂટશે નહીં. અને જો નળી મોઢા વાટે પેટમાં ન નાખી, પરંતુ પાખાનાની રાહે અંદર પહોંચાડી, તો વુઝૂ તૂટી જશે. ચાહે બહાર કાઢ્યા બાદ એના ઉપર નાપાકી હોય કે ન હોય. (*કિતાબુલ ફતાવા : ૪૦/૨*)
- કોઈએ ફોલ્લી અથવા ઝખમની ઉપરનો પોપડો કાઢી નાંખ્યો અને એના નીચે લોહી કે પરૂ દેખાવા લાગ્યું, તો જ્યાં સુધી તે પોતાની જગ્યાએથી વહેશે નહીં, વુઝૂ તૂટે નહીં. અને જો પોતાની જગ્યા-એથી વહી જશે, તો વુઝૂ તૂટી જશે. (*મસાઈલે વુઝૂ : ૯૩*)
- ફોલ્લી કે ગુમડામાંથી લોહી જાતે નથી નીકળ્યું, પણ પોતે દબાવીને કાઢ્યું અને તે નીકળીને વહી ગયું તો વુઝૂ તૂટી જશે.

(*મસાઈલે વુઝૂ : ૯૩*)

- કોઈ માણસે શરીરમાંથી લોહી કઢાવ્યું (જેમકે બ્લડ બેંકમાં

આપે છે) અથવા નસકોરી ફૂટી અથવા ચોટ લાગી અને લોહી નીકળ્યું અથવા ફોલ્લીમાંથી કે શરીરના કોઈ ભાગમાંથી લોહી કે પરૂ નીકળ્યું, તો વુઝૂ તૂટી જશે. અને જો તે લોહી કે પરૂ ઝખમની અંદર જ રહે અને પોતાની જગ્યાએથી વહે નહીં, તો વુઝૂ નહીં તૂટે. *(મસાઈલે વુઝૂ : ૯૫)*

- કોઈના કાનમાં તકલીફ હોય અને એમાંથી પાણી નીકળતું રહે તો કાનમાંથી નીકળીને વહેવાવાળુ પાણી નાપાક છે. ચાહે અંદર કોઈ ફોલ્લીની ખબર ન પડે. એ પાણીના નીકળવાથી વુઝૂ તૂટી જશે. જ્યારે તે પાણી વહેતુ વહેતુ કાનમાંથી બહાર એ ભાગમાં આવી જાય, જેનું ગુસલમાં ધોવું ફર્જ છે.
- એ જ રીતે કોઈની ડુંટીમાંથી પાણી નીકળે અને તકલીફ પણ થતી હોય, તો એનાથી વુઝૂ તૂટી જશે. *(મસાઈલે વુઝૂ : ૯૮)*
- કાનનો મેલ નીકળવાથી વુઝૂ નહિ તૂટે. હા, કાનમાં પાણી વહેતુ હોય અને કાનમાં આંગળી નાંખવાથી એના ઉપર પાણી લાગે, તો વુઝૂ તૂટી જશે અને તે પાણી પણ નાપાક છે. *(મસાઈલે વુઝૂ : ૯૮)*
- નખ ઉપર આટો લાગી ગયો, તો જ્યાં સુધી એને કાઢશે નહીં, ત્યાં સુધી વુઝૂ નહીં થાય. *(મસાઈલે વુઝૂ : ૧૦૦)*
- નખની અંદર મેલ કે માટી હોય અને એની નીચે પાણી પહોંચી જાય, તો એને કાઢ્યા વગર પણ વુઝૂ અને ગુસલ થઈ જશે.
- મોઢામાં દાંતનું ચોકઠુ હોય તો ગુસલ વખતે તેને કાઢવું જરૂરી છે. કારણ કે કોગળો કરવો ફર્જ છે, તો એ કાઢવાથી દાંતના પેઢા પર પાણી પહોંચી જાય. વુઝૂમાં ચોકઠુ કાઢવું જરૂરી નથી, કારણ કે વુઝૂમાં કોગળો કરવો ફર્જ નથી. *(કિતાબુલ ફતાવા : ૪૯/૨)*
- દાંતના કાણામાં જો કોઈએ ચાંદી પુરાવી, તો તે વુઝૂમાં રૂકાવટ નહીં બને, વુઝૂ થઈ જશે. અને જરૂરતને લઈ ગુસલ પણ થઈ જશે. *(ફતાવા ઉસ્માની : ૩૪૫/૧)*

- જો કોઈ માણસે વીંટી પહેરી હોય અને તેમાં અલ્લાહપાકનું નામ હોય અથવા તો કોઈ આયતની તકતી ગળામાં હોય અને તેના ઉપર કપડું કે માદરીયુ લગાવ્યું ન હોય, તો એવા માણસે સંડાશમાં જતી વેળા આ વસ્તુઓ કાઢીને બહાર મૂકવી જોઈએ અથવા ખિસ્સામાં મૂકી દે. એને ખુલ્લી રાખીને સંડાશમાં લઈ જવું બેઅદબીને કારણે મકરૂહ છે. *(કિતાબુલ ફતાવા : ૭૪/૨)*
- પ્લાસ્ટીકના બનાવટી હાથનો હુકમ અસલ હાથની જેમ નથી. એટલે તેને વુઝૂમાં ધોવામાં નહીં આવે. હા, આ અસલ હાથમાં કોણીનો કોઈક ભાગ બાકી હોય અને તેને ધોઈ શકાતો હોય તો વુઝૂ કરતી વેળા તેને ધોઈ લેવું વાજીબ છે. *(કિતાબુલ ફતાવા : ૫૨/૨)*

## વુઝૂની મકરૂહ વસ્તુઓ :

- નાપાક જગ્યામાં વુઝૂ કરવું.
- જમણા હાથે નાક સાફ કરવું.
- વુઝૂ કરતી વેળા દુન્યવી વાતો કરવી.
- સુન્નત તરીકાથી ઉલટી રીતે વુઝૂ કરવું.

## જે કારણથી વુઝૂ તૂટતું નથી :

- મોઢું ભરાય ન જાય તેટલી થોડીક જ ઉલટી નીકળવાથી વુઝૂ તૂટતુ નથી, પણ જીવ ગભરાયને અનેકવાર થોડી થોડી એટલી ઉલટી થાય કે જો તેને ભેગી કરવામાં આવે તો મોઢુ ભરાય જાય, તો વુઝૂ તૂટી જશે.
- બેઠા બેઠા કે ઉભા ઉભા ટેકો લગાડ્યા વગર સૂઈ જવાથી વુઝૂ તૂટશે નહીં.
- વુઝૂ કર્યા પછી કોઈની સતર (નગ્નતા) જોઈ લીધી અથવા પોતાનું સતર ખુલી ગયું અથવા નગ્ન અવસ્થામાં વુઝૂ કર્યું, તો તે જાઈઝ છે. ફરી વુઝૂને દોહરાવવાની જરૂર નથી.
- તમાકુ ખાવાથી કે બીડી પીવાથી વુઝૂ તૂટતું નથી. કોગળો કરી

મ્હોં સાફ કરી નમાઝ પઢી શકાય છે. પણ જો તેમાં નશો ચઢી જાય અને દિમાગ ઠેકાણે ન રહે, તો વુઝૂ તૂટી જશે.

- સખત તાપ કે વધુ પડતો પ્રકાશ, પ્યાજ કાપતી વેળા, બગાસુ-ખાંસી ખાવાથી, સૂરમો લગાડવાથી આંખમાંથી પાણી નીકળે તો એનાથી વુઝૂ તૂટશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૧૫૧)*
- શરીરના કોઈપણ અવયવને પકડવાથી વુઝૂ તૂટતુ નથી. જ્યાં સુધી નાપાકી ન નીકળે. *(મસાઈલે વુઝૂ : ૮૩)*
- હુક્કો, બીડી-સિગારેટ અને પાન મસાલાથી વુઝૂ તૂટતું નથી. પરંતુ નમાઝથી પહેલાં મોઢામાંથી એની દુર્ગંધ દૂર કરવી જરૂરી છે. જો નમાઝમાં આ વસ્તુઓની દુર્ગંધ અને વાસ આવતી રહેશે, તો નમાઝ મકરૂહ થશે. *(મસાઈલે વુઝૂ : ૯૧)*
- મચ્છર, માખી કે માંકડ લોહી પીશે, તો વુઝૂ તૂટશે નહીં. *(મસાઈલે વુઝૂ : ૯૩)*
- વુઝૂ કર્યા પછી વાળ કે નખ કાપવાથી વુઝૂ તૂટશે નહીં. એ જ રીતે અત્તર લગાવવાથી પણ વુઝૂ નહીં તૂટે. *(મસાઈલે વુઝૂ : ૧૦૦)*

## ❊ પાણીના મસાઈલ ❊

નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હદીષોમાં તહારત (પાકી અને સફાઈ)ની ઘણી જ એહમિયત વર્ણવી છે. સાથે સાથે નજાસત (નાપાકી)થી પાકી પ્રાપ્ત કરવાના અહકામ અને આદાબ પણ વર્ણવ્યા છે. જેમ કે એક રિવાયતમાં છે કે, એક વખતે અમૂક યહૂદીઓએ હઝરત સલમાન ફારસી (રદી.)ને ટોણો માર્યો કે, તમારા નબી તો નાની અમથી વસ્તુ પણ શીખવાડે છે. એટલે સુધી કે શૌચકાર્ય વખતે બેસવાની રીત પણ બતલાવે છે. તો હઝરત સલમાન ફારસી (રદી.)એ તેને વિગતે જવાબ આપ્યો, જે બુખારી, મુસ્લિમ અને હદીષોની બીજી કિતાબોમાં વિગતવાર વર્ણવેલ છે. એનાથી પણ ખબર પડે છે કે, આપણે ત્યાં પાકી બાબતે કેટલી ચોકસાઈ રાખવામાં આવે છે.

કિતાબોમાં પાણીની પાકીના મસ્અલા પણ વર્ણવ્યા છે અને વુઝૂ કરતી વખતે પાણી પણ પાક હોવું જરૂરી છે. જેથી વુઝૂના મસાઈલમાં પાણી વિશેના થોડાક મસ્અલા નીચે દર્શાવીએ છીએ :

- જો પાણીની ટાંકી કોઈ કારણથી નાપાક થઈ જાય, તો એમાં જો નાપાક વસ્તુ દેખાતી હોય તો તે નાપાક વસ્તુ કાઢીને ઉપરથી પાણીની મોટર ચાલુ કરી દેવી જોઈએ, જેથી પાણી ટાંકીમાં પડવા લાગે અને નીચેથી બધા નળ ખોલી કાઢવા જોઈએ, જેથી અંદરનું પાણી નીકળવા લાગે. આમ કરવાથી ટાંકીનું પાણી "વહેતા પાણી"ના હુકમમાં ગણાયને પાક થઈ જશે. હા, સાવચેતી માટે ટાંકીનું ત્રણ ગણું પાણી વહાવ્યા પછી જ વાપરવું જોઈએ.
*(કિતાબુલ મસાઈલ : ૧૨૦)*
- પાણીની ટાંકી જમીનમાં (અંડરગ્રાઉન્ડ) છે, અને તે નાપાક થઈ જાય તો તેને પાક કરવાની બે રીત છે : (૧) એમાં પાણી બરાબર ભરતા રહેવું. ત્યાં સુધી કે પાણી છલકાઈને વહેવા માંડે. જેથી તે "વહેતા પાણી"ના હુકમમાં આવી જશે. (૨) એક તરફથી અંદર પાણી નાખવામાં આવે અને બીજી તરફ મોટર ચાલુ કરીને પાણી બહાર ખેંચવામાં આવે, તો પણ તે "વહેતા પાણી"ના હુકમમાં આવી જશે. *(કિતાબુલ મસાઈલ : ૧૨૦/૧)*
- જો ઉંદર કૂવામાં પડીને જીવતો બહાર આવી જાય, તો પાણી નાપાક નહીં થાય. પરંતુ સારૂં એ છે કે, ૨૦ ડોલ જેટલું પાણી કાઢી લેવામાં આવે. અને જો ઉંદરના બદલે બિલાડી હોય તો ૪૦ ડોલ જેટલું પાણી કાઢી લેવું જોઈએ. *(કિતાબુલ મસાઈલ : ૧૨૧)*
- જો કોઈ સજીવ કૂવામાં મરી જાય અને ફૂલીને ફાટી જાય, ત્યારે કૂવાનું બધુ જ પાણી કાઢવામાં આવે. ચાહે જાનવર મોટું હોય કે નાનું. બધુ પાણી કાઢવાનો મતલબ એ છે કે, કૂવામાં એટલું પાણી રહે કે જો ડોલ નાંખે તો અડધી ડોલ પણ ન ભરાય.
*(દીનકી બાતેં : ૩૨)*

- જો ઉંદર, ચકલી અથવા એના જેટલું કોઈ જાનવર પડીને મરી જાય અને ફૂલ્યુ-ફાટ્યું નથી, તો ૨૦ ડોલ પાણી કાઢવું વાજીબ છે. અને ૩૦ ડોલ પાણી કાઢે તો વધુ સારૂ છે. હા, પહેલા મરેલું જાનવર કાઢે. *(દીનકી બાતેં : ૩૨)*
- જો કબૂતર, મરઘી, બિલાડી અથવા એના જેવું કોઈ જાનવર કૂવામાં મરી જાય અને ફૂલે-ફાટે નહીં, તો ૪૦ ડોલ પાણી કાઢવું વાજિબ છે. અને ૬૦ ડોલ પાણી કાઢવું વધુ સારૂ છે. *(દીનકી બાતેં : ૩૨)*
- નાપાક માણસ કૂવા (કે ટાંકી)માં ઉતર્યો, જેના કોઈ અવયવ પર અથવા શરીરમાં કોઈ જગ્યાએ નાપાકી લાગેલી હતી, તો બધુ જ પાણી નાપાક થઈ જશે. હવે બધુ જ પાણી કાઢવું જરૂરી છે. *(કિતાબુલ મસાઈલ : ૧૨૨)*
- કૂવામાં બકરી પડી ગઈ અને તેમાં જ મરી ગઈ, તો બધું જ પાણી કાઢવું પડશે. *(કિતાબુલ મસાઈલ : ૧૨૩)*
- કૂવામાં મોટું ઝરણું છે, જેથી જેટલું પાણી કાઢવામાં આવે છે, તેટલું ઝરણામાંથી આવી જાય છે. એટલે બધું પાણી કાઢવું શક્ય નથી, તો નાપાકી જોઈ તે સમયે તેમાં કેટલું પાણી હતું, તેનો અંદાજો કરી તેટલું પાણી કાઢવામાં આવે, નહીં તો ૩૦૦ ડોલ કાઢવામાં આવે. *(દીનકી બાતેં : ૩૨)*
- ઉંદરની પૂંછડી કપાઈને કૂવામાં પડી ગઈ, તો બધું પાણી કાઢવું પડશે. એ જ રીતે તે ગરોળી, જેમાં વહેતુ લોહી હોય અને તેની પૂંછડી કપાઈને કૂવામાં પડી ગઈ, તો પણ કૂવાનું બધું પાણી કાઢવું પડશે. *(દીનકી બાતેં : ૩૩)*
- જો કૂવામાં કોઈ નાપાકી, મળમૂત્ર, દારૂ, લોહી પડી જાય, તો કૂવાનું બધું જ પાણી કાઢવું વાજિબ છે. *(તહારતકે અહકામ વ મસાઈલ : ૮૦)*
- જે વસ્તુ પડવાથી કૂવો નાપાક થયો છે, જો તે વસ્તુ ઘણી જ

કોશિષો પછી પણ ન નીકળી શકે, તો પછી જોવું જોઈએ કે એ વસ્તુ કેવી છે ? જો તે વસ્તુ પોતે તો પાક હતી, પરંતુ તેના ઉપર નાપાકી લાગવાને કારણે તે વસ્તુ નાપાક થઈ ગઈ, જેમ કે કપડું, બોલ, બુટ-ચપ્પલ, નાપાકી લાગવાને કારણે નાપાક થઈ ગયા, તો એને ન કાઢવામાં માફી છે. આમ જ પાણી કાઢી લે. અને જો તે વસ્તુ પોતે જ નાપાક છે, જેમ કે મૃત જાનવર, ઉંદર વગેરે. તો જ્યાં સુધી એ વાતની પાકી ખાત્રી ન થઈ જાય કે આ વસ્તુ કોહવાઈને માટી થઈ ગઈ હશે, ત્યાં સુધી કૂવો પાક નહીં થાય. અને જ્યારે એ વાતની પાકી ખાત્રી થઈ જાય કે, કોહવાઈ ગયું છે, તો બધું પાણી કાઢી લેવામાં આવે, કૂવો પાક થઈ જશે.

*(દીનકી બાતેં : ૩૩-૩૪)*

- જેટલું પાણી કાઢવું જરૂરી છે, તે ચાહે તો એકી સાથે કાઢી લેવામાં આવે અથવા તો થોડુ થોડુ કરીને અલગ-અલગ સમયે કાઢવામાં આવે, કૂવો પાક થઈ જશે. *(દીનકી બાતેં : ૩૪)*

## ❊ તયમ્મુમ ❊

તયમ્મુમ પાક માટીથી અથવા કોઈ એવી વસ્તુ કે જે માટીના હુકમમાં હોય, શરીરને નજાસતે હુકમિય્યહ (જેનાથી વુઝૂ-ગુસલ કરવું જરૂરી છે)થી પાક કરવાને તયમ્મુમ કહે છે. અને જ્યારે પાણી ન મળે અથવા પાણીના ઉપયોગથી બીમાર થઈ જવા અથવા બીમારી વધી જવાનો ડર હોય, ત્યારે તયમ્મુમ કરવું દુરૂસ્ત છે.

### તયમ્મુમમાં ત્રણ ફર્ઝ છે :

(૧) નિય્યત કરવી, (૨) બન્ને હાથ માટી ઉપર મારી પુરા મ્હોં ઉપર ફેરવવા, (૩) બીજી વખત બન્ને હાથ માટી ઉપર મારીને બન્ને હાથોને કોહણી સહિત મસળવા.

### તયમ્મુમ કરવાની રીત :

પ્રથમ નિય્યત કરે કે, હું નાપાકી દૂર કરવા અને નમાઝ પઢવા

માટે તયમ્મુમ કરૂં છું. પછી બન્ને હાથ પાક માટી ઉપર મારી હાથને ખંખેરી નાંખે. પછી બન્ને હાથ મ્હોં ઉપર એવી રીતે ફેરવે કે કોઈ જગ્યા બાકી રહે નહીં. ફરી બીજી વાર બન્ને હાથ માટી ઉપર મારીને ડાબા હાથના ચારેવ આંગળા જમણા હાથની આંગળીઓના ટેરવાંઓની નીચે મુકી ખેંચી કોહણી સુધી લઈ જાય. પછી ડાબા હાથની હથેળી જમણા હાથની ઉપરની બાજુએ મુકી કોહણીથી આંગળીઓ સુધી ખેંચી લાવે, અને ડાબા હાથના અંગુઠાના અંદરના ભાગને જમણા હાથના અંગુઠાની પીઠ પર ફેરવે. ફરી એ જ પ્રમાણે જમણા હાથને ડાબા હાથ ઉપર ફેરવે. પછી આંગળીઓમાં ખિલાલ કરે. જો અંગુઠી પહેરેલી હોય તો તેને ઉતારવી કે હલાવવી જરૂરી છે. દાઢીનો ખિલાલ કરવો પણ સુન્નત છે.

બન્ને હાથ એવી રીતે ફેરવે કે જેટલું મ્હોં અને હાથ ફર્ઝ છે, તે સર્વે જગ્યાએ હાથ પહોંચે. કોઈ જગ્યા બાકી રહે નહીં.

પાક માટી ઉપર હાથ મારીને તેને ઝટકે કે જેથી મ્હોં અને હાથો પર ધૂળ લાગવાથી સુરત (બાહ્ય દેખાવ) બગડે નહીં. પાક માટી, રેતી, પથ્થર, ચુનો, માટીના કાચા અથવા પાકા વાસણો કે જેની ઉપર કલર ન હોય, માટીની કાચી અથવા પાકી ઈંટો અથવા પથ્થરની દીવાલ, ગેરૂ અથવા ખડી ઉપર તેમજ પાક ધૂળ ઉપર પણ તયમ્મુમ કરવું જાઈઝ અને દુરૂસ્ત છે.

## ❊ તયમ્મુમના મસાઈલ ❊

- જેવી રીતે વુઝૂની જગ્યાએ તયમ્મુમ કરવું દુરૂસ્ત છે, તેવી જ રીતે ગુસલની જગ્યાએ પણ લાચારીના વખતે તયમ્મુમ કરવું દુરૂસ્ત છે.
- ગુસલ વાજિબ થઈ ગયું હોય તો મજબુરીના વખતે ગુસલનું તયમ્મુમ કરી માણસ પાક થાય છે. વુઝૂ અને ગુસલના તયમ્મુમમાં કંઈ ફર્ક નથી, બન્નેનો એક જ તરીકો (રીત) છે.

- કોઈને ગુસલની હાજત થઈ, તો હવે ગુસલ અને વુઝૂનું એક જ તયમ્મુમ કરવું બસ છે. બન્ને માટે અલગ તયમ્મુમ કરવાની જરૂરત નથી.
- જેટલી વસ્તુથી વુઝૂ તૂટે છે, તે ચીજોથી તયમ્મુમ પણ તૂટે છે. પણ ગુસલનું તયમ્મુમ માત્ર હદષે અકબર (ગુસલ વાજિબ થવા)થી જ તૂટે છે. અને જો પાણી ન મળવાના લીધે તયમ્મુમ કર્યું હતું, તો પાણી ઉપર કુદરત થયાથી પણ તે તયમ્મુમ તૂટી જાય છે. અને જો કોઈ બીજા કારણથી જેમકે બીમારી વિગેરેના કારણે ગુસલનું તયમ્મુમ કર્યું હતું, તો તે કારણ દૂર થવાથી પણ તયમ્મુમ તૂટી જાય છે. અને ગુસલ તથા વુઝૂ કરવું વાજિબ થશે.
- જ્યાં સુધી એક તયમ્મુમ તૂટે નહિં ત્યાં સુધી ચાહે તેટલા વખતની નમાઝ પઢી શકાય છે. એ જ પ્રમાણે જે તયમ્મુમ ફર્ઝ નમાઝ માટે કર્યું છે, તેનાથી ફર્ઝ, સુન્નત, નફિલ નમાઝ અને કુર્આન શરીફની તિલાવત તેમજ જનાઝાની નમાઝ, તિલાવતનો સિજદો અને તમામ ઈબાદતો જાઈઝ છે.
- જ્યાં સુધી પાણી ન મળે અથવા ઉઝર બાકી રહે ત્યાં સુધી તયમ્મુમ કરવું જાઈઝ છે. જો એવી જ હાલતમાં વર્ષો વિતી જાય તો પણ કંઈ વાંધો નથી.
- એક જગ્યાએથી અને એક પત્થરથી અમૂક માણસો વારાફરતી તયમ્મુમ કરે તો દુરૂસ્ત છે. *(મસાઈલે વુઝૂ : ૧૫૦)*
- મસ્જિદની ચૂનો મારેલી દીવાલ પર તયમ્મુમ કરવું દુરૂસ્ત છે.
- લાકડી અને કપડા પર ધૂળ ન હોય તો તયમ્મુમ દુરૂસ્ત નથી. એ જ રીતે લીલી-સૂકી ઘાસ પર તયમ્મુમ માટે હુકમ છે. પત્થર, દીવાલ કાચી હોય કે પાકી અને ચૂના પર ધૂળ ન હોવા છતાં પણ તયમ્મુમ દુરૂસ્ત છે. *(મસાઈલે વુઝૂ :૧૫૦)*
- અનાજ જેમ કે ઘઉં, બાજરો વગેરે પર જો ધૂળ હોય તો તયમ્મુમ

જાઈઝ છે. નહીં તો તયમ્મુમ જાઈઝ નથી. *(મસાઈલે વુઝૂ : ૧૫૨)*

- કોઈ જાનવર પર અથવા પોતાના અવયવો પર ધૂળ લાગેલી હોય તો એનાથી તયમ્મુમ જાઈઝ છે. દા.ત. કોઈએ ઘરમાં ઝાડુ લગાવ્યું અને ત્યાંથી ધૂળ ઉડીને મ્હોં અને હાથ પર પડે અને ત્યાર બાદ હાથથી મસળી લે, તો તયમ્મુમ થઈ જશે. *(મસાઈલે વુઝૂ : ૧૫૧)*

- ટ્રેન અથવા બસ વગેરેની દીવાલ લાકડી, લોખંડ કે પ્લાસ્ટીકની હોય છે. એના ઉપર તયમ્મુમ કરવું દુરૂસ્ત નથી. હા, મોટે ભાગે સફર દરમિયાન એના ઉપર ધૂળ ચોંટી જાય છે. જો ટ્રેનમાં આ પ્રકારની ધૂળ હોય તો તયમ્મુમ કરી શકાય છે. અન્યથા તયમ્મુમ કરી શકાય નહીં. *(જદીદ ફિકહી મસાઈલ : ૯૮)*

- પ્લેન (વિમાન)ના સફરમાં જો પાણીની વ્યવસ્થા હોય, જેમકે વિમાનોમાં હોય જ છે, તો વુઝૂ કરીને જ નમાઝ પઢવી પડશે. ચાહે પાણીની અછતને કારણે વુઝૂના અંગોને એક-એકવાર જ ધોવામાં આવે. પરંતુ કોઈ માણસ એવા વિમાનમાં સફર કરે, જેમાં પાણીની કોઈ જ વ્યવસ્થા નથી અને ત્યાં ધૂળ ન હોવાને કારણે તયમ્મુમ પણ થાય એમ નથી, તો તે માણસ વુઝૂ અને તયમ્મુમ વગર જ નમાઝીઓની સમાનતા (મુશાબહત) ઈખ્તેયાર કરીને નમાઝ પઢે અને (વિમાની સફર પૂરો થયા) પછી વુઝૂ કરીને એ વિમાનમાં પઢેલી બધી નમાઝોને દોહરાવી લે.
*(કિતાબુલ મસાઈલ : ૧૭૭)*

- કોઈ માણસ રેલ અથવા પ્લેનમાં સવાર હોય અને એ સફરમાં પાણી ન મળવાને કારણે તેણે તયમ્મુમ કર્યું અને રસ્તામાં એને પાણીના ઝરણાં, નદી-નાળાં વગેરે દેખાય તો એનું તયમ્મુમ તૂટશે નહીં. કારણ કે આવી હાલતમાં તે પાણીના વપરાશ પર સમર્થ નથી. *(મસાઈલે વુઝૂ : ૧૫૪)*

- કોઈ માણસ એવો બીમાર છે કે વુઝૂ તો કરી શકે છે, પણ ગુસલ કરવાથી મા'ઝૂર (મજબૂર) હોય તો એના માટે જાઈઝ છે કે તે

વુઝૂ કરે અને ગુસલના બદલે તયમ્મુમ કરે. *(મસાઈલે વુઝૂ : ૧૫૬)*

- રેલગાડી અને બસમાં તયમ્મુમ સાથે નમાઝ સહીહ થવા માટે નીચે દર્શાવેલ શરતો જરૂરી છે :
  - ✦ રેલગાડીના કોઈ પણ ડબ્બામાં પાણી ન હોય.
  - ✦ રસ્તામાં એક માઈલ (૧.૮૬ કિ.મી.) સુધી ક્યાંય પાણી ન હોવાની જાણ ન હોય.
  - ✦ રેલગાડી અને બસના પાટીયા પર એટલી ધૂળ હોય કે ધૂળ સારી પેઠે હાથ પર લાગે.
  - ✦ આમાંથી કોઈ એક શર્ત પર કુદરત ન હોય, તો જે રીતે પણ બની શકે નમાઝ પઢી લે, પરંતુ પછીથી કઝા કરી લે.

*(મસાઈલે વુઝૂ : ૧૫૯/૬૦)*

- રેલમાં પાકી ખાત્રી હોય કે નમાઝના વખતની અંદર પાણી મળી જશે તો નમાઝને પાછી ઠેલાવવી મુસ્તહબ છે. જો પાણી મળી જાય તો વુઝૂ કરીને નમાઝ અદા કરે અને જો ન મળે તથા નમાઝનો વખત પૂરો થઈ જવાનો ભય છે, તો તયમ્મુમ કરીને નમાઝ અદા કરે. *(મસાઈલે વુઝૂ : ૧૬૦)*
- રેલ્વે સ્ટેશન પર પાણી આપવાવાળો ગેરમુસ્લિમ છે, તો એની પાસેથી પાણી લઈને વુઝૂ કરવું જાઈઝ છે. હા, જો એ વાતનું યકીન હોય કે એનું વાસણ નાપાક છે, તો તયમ્મુમ કરવું જાઈઝ છે. *(મસાઈલે વુઝૂ : ૧૬૦)*
- પાણી હોવા છતાં કુર્આન શરીફ પકડવા માટે તયમ્મુમ કરવું દુરૂસ્ત નથી. *(મસાઈલે વુઝૂ : ૧૬૩)*
- કોઈ માણસ મસ્જિદમાં સૂતેલો હતો, એ દરમિયાન એને વિર્ય-ભંગ થઈ ગયો, તો મસ્જિદથી નીકળવા માટે તયમ્મુમ કરવું જરૂરી નથી. હા, કોઈ કારણસર તે સમયે મસ્જિદમાંથી નીકળવા માટે તકલીફ અને પરેશાની હોય તો તયમ્મુમ જરૂરી છે.

*(મસાઈલે વુઝૂ : ૧૬૬)*

- હાથના બદલે રૂમાલ કે કપડું ઝમીન પર મારીને મ્હોં અને હાથ પર ફેરવી લે, તો તયમ્મુમ તો થઈ જશે, પરંતુ વગર કારણે આ રીતે તયમ્મુમ કરવું મકરૂહ છે.
- જે કોઈ માણસના બન્નેવ હાથ કોણીઓની જગ્યાએથી કપાયેલા હોય, તો એ જ કપાયેલી જગ્યા પર તયમ્મુમ કરાવી લે.

*(મસાઈલે વુઝૂ : ૧૬૭)*

## ✻ ગુસલ ✻

### ગુસલમાં ત્રણ ચીઝો ફર્ઝ છે :

- એવી રીતે કોગળો કરવો કે પુરા મ્હોમાં પાણી પહોંચી જાય.
- નાકમાં ત્યાં સુધી જ્યાં સુધી નાક નરમ છે, પાણી નાખવું.
- પુરા બદન ઉપર પાણી પહોંચાડવું (રેડવું).

### ગુસલમાં પાંચ સુન્નતો છે :

- બન્ને હાથ કાંડા સુધી ધોવા.
- પેશાબ-સંડાસ કરી નજાસત (નાપાકી) લાગેલી હોય તે દૂર કરવી.
- નાપાકી દૂર કરવાની નિય્યત કરવી.
- વુઝૂ કરવું.
- આખા બદન ઉપર ત્રણ વાર પાણી રેડવું.

### ગુસલ કરવાની રીત :

પ્રથમ બન્ને હાથ પહોંચા સુધી ધોવે. પછી પેશાબ-સંડાસની જગ્યા ધોવે. (હાથ અને ઈસ્તિન્જાની જગ્યા ઉપર નજાસત હોય અથવા ન હોય, તો પણ બન્ને હાલતમાં ધોવે.) ફરી બદનમાં જ્યાં નાપાકી લાગી હોય તેને ધોઈને પાક કરે. ફરી વુઝૂ કરે. રમઝાન સિવાયના દિવસોમાં કુલ્લી કરતી વખતે મ્હોમાં ચારે તરફ પાણી ફેરવી ગળગળા કરે અને નાકમાં (નરમ ભાગ છે ત્યાં સુધી) સારી રીતે પાણી પહોંચાડે. વુઝૂ કર્યા પછી ત્રણ વાર માથા ઉપર પાણી નાંખે. ફરી ત્રણ વાર જમણા ખભા ઉપર પાણી નાંખે અને ફરી ડાબા ખભા ઉપર ત્રણ વાર પાણી

નાંખે. એવી રીતે કે પુરા બદન ઉપર પાણી વહી જાય અને શરીરના દરેક ભાગ ઉપર પાણી પહોંચાડવું જરૂરી છે. ગુસલમાં વુઝૂ કરવાની જગ્યા પગ ખરડાઈ જાય તેવી હોય, તો બદન પુરૂં ધોયા બાદ પાક જગ્યામાં આવી પછી પગ ધોવે. ઉપર મુજબ સુન્નત તરીકા પ્રમાણે ગુસલ થયું. હાથની આંગળીઓમાં વીંટી, છલ્લો યા નાકમાં લોંગ (સળી), કાનમાં વાળી કે એરીંગ હોય તો તેને હલાવીને પાણી પહોંચાડવું જરૂરી છે. દાંતોમાં વચ્ચે સોપારી અથવા તો બીજી કોઈ વસ્તુ અટકી હોય તો ખિલાલ કરીને કાઢે. તેના કારણથી પાણી નહીં પહોંચે તો ગુસલ થશે નહીં.

## ❊ ગુસલના મસાઈલ ❊

- નખમાં આટો સૂકાઈ ગયો હોય અથવા નખ ઉપર નીલ પોલીશ અથવા બીજી કોઈ સખત ચીઝ લગાડેલી હોય અથવા તો બદનના કોઈ હિસ્સા ઉપર કોઈ એવી સખત ચીઝ લગાડેલી હોય કે જેથી પાણી અંદર પહોંચી ન શકે, તો તેને છોડાવવું અને પાણી પહોંચાડવું જરૂરી છે. જો પાણી પહોંચશે નહિં, તો ગુસલ થશે નહીં.
- કાન અને ડુંટીમાં પણ ધ્યાન રાખી પાણી પહોંચાડવું જરૂરી છે. વાળોમાં પણ ધ્યાનથી તેની જડોમાં પાણી પહોંચાડવું જરૂરી છે. એક વાળ પણ કોરો રહી જશે, તો ગુસલ થશે નહીં.
- સ્ત્રીઓએ પેશાબની જગ્યા આગળની ચામડીની અંદર પાણી પહોંચાડવું ફર્ઝ છે. જો પાણી નહીં પહોંચશે, તો ગુસલ થશે નહીં.
- જો વાળમાં અથવા હાથ-પગમાં તેલ લગાડેલું હોય કે જેથી બદન ઉપર પાણી સારી રીતે ઠરતું નથી અને પડતાં જ સરી જાય છે, તો તેનો કોઈ વાંધો નથી. જ્યારે સઘળા બદન અને માથા પર પાણી નાંખ્યું તો ગુસલ થઈ ગયું.
- ગુસલ કરવામાં ભૂલથી કોઈ ભાગ ધોવાનો ભૂલી ગયા હોય તો તે ભાગને ધોઈ લેવો. ફરીથી પુરૂં ગુસલ કરવાની જરૂરત નથી.

- ન્હાયા પછી બીજીવાર વુઝૂ કરવાની જરૂરત નથી. ગુસલમાં વુઝૂ પણ સાથે થઈ જાય છે.
- નગ્ન હાલતમાં ન્હાતી વખતે કિબ્લારૂખ ઉભા રહેવું મના છે. અદબની રૂએ પણ ઠીક નથી. ગુસલ વાજીબ હોય ત્યારે કુર્આન શરીફને અડકવું તેમજ મસ્જીદમાં જવું હરામ છે. અને કુર્આન શરીફનું મોઢેથી પઢવું પણ મના છે.
- જે માણસે દાંતોનું ચોકઠું લગાવ્યું હોય, તો ગુસલ કરતી વખતે તેને બહાર કાઢવું જરૂરી નથી. હા, શ્રેષ્ઠ એ છે કે એને બહાર કાઢીને કોગળા કરે. *(કિતાબુલ મસાઈલ : ૧૬૫)*
- દાંત હલવાના કારણે સોના-ચાંદીના તારથી દાંત બાંધી દીધા હોય અથવા ખોખરા દાંતમાં મસાલો (ચાંદી વગેરે) ભરી દીધું હોય તો ગુસલ વખતે એને કાઢવું જરૂરી નથી. *(કિતાબુલ મસાઈલ : ૧૬૫)*
- ટેસ્ટ ટ્યુબમાં કાઢવામાં આવતું વીર્ય સાચવવામાં આવે છે, પછી એને ઈન્જેક્શનની સીરીંઝ ***(Syringe)*** અથવા ટ્યુબ મારફત અંદર પહોંચાડવામાં આવે છે. આ રીતે ટ્યુબ મારફત વીર્ય ઔરતની રહમદાની (ગર્ભાશય)માં પહોંચાડવાથી ગુસલ વાજીબ થશે નહીં. *(જદીદ ફિકહી મસાઈલ : ૯૯)*
- નિરોધ સાથે સંભોગ કરવાથી ગુસલ વાજીબ થઈ જશે. *(જદીદ ફિકહી મસાઈલ : ૧૦૦)*
- ગુસલ વાજીબ હોવાની હાલતમાં કુર્આન મજીદ લખવું દુરૂસ્ત નથી. એટલે સુધી કે કાગળ એ રીતે મૂકવામાં આવે કે એના ઉપર હાથ ન પડે, તો પણ દુરૂસ્ત નથી. ચાહે એક આયતથી પણ ઓછું લખવાનું હોય. એનાથી એ જણાય આવે છે કે, ગુસલ વાજીબ હોવાની હાલતમાં કુર્આન શરીફનું લખવું કે ટાઈપ કરવું દુરૂસ્ત થશે નહીં. *(જદીદ ફિકહી મસાઈલ : ૧૦૨)*



# ❊ નમાઝ બાબતે ચાલીસ હદીષો ❊

આ પહેલાં નમાઝ સબંધી જે હદીષ શરીફ આવી ગઈ છે, તે સિવાયની આ ચાલીસ હદીષો છે.

- હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)એ જનાબ રસૂલે કરીમ (સલ.)થી પૂછ્યું : હુઝૂર ! બધા અમલોમાંથી સૌથી વધુ પ્રિય અમલ ક્યો છે ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, નમાઝને તેના વખત પર અદા કરવી. હઝરત ઈબ્ને મસ્ઉદ (રદી.)એ અર્ઝ કરી : એના પછી (ક્યો અમલ) ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, માં-બાપ સાથે નેકી કરવી. તેમણે વિનંતી કરી : એ પછી ક્યો અમલ પ્રિય છે ? તો ફરમાવવામાં આવ્યું કે, અલ્લાહના માર્ગમાં જિહાદ કરવો. *(બુખારી, મુસ્લિમ)*
- હઝરત અબૂ દરદાઅ્ (રદી.) ફરમાવે છે કે, હુઝૂરે અકરમ (સલ.)નો આદેશ છે કે, પાંચ વાતો ઈન્સાનને જન્નતમાં લઈ જાય છે. (૧) રુકૂઅ અને સિજદહને સંભાળપૂર્વક અદા કરવો અને વખતની પાબંદી સાથે નમાઝ પઢવી. (૨) રમઝાન શરીફના રોઝા રાખવા. (૩) ખુશદિલીની સાથે ઝકાત અદા કરવી. (૪) શક્તિ હોય તો હજ્જ કરવી. (૫) અમાનત અદા કરવી. કોઈએ અર્ઝ કરી : હુઝૂર ! અમાનત શું છે ? તો આપ (સલ.)એ ફરમાવ્યું : નાપાકીથી દૂર થવા માટે ગુસલ કરવું. અલ્લાહપાકે એનાથી સારી કોઈ અમાનત નક્કી કરી નથી કે, જ્યારે ઈન્સાનને ગુસલની હાજત થઈ જાય તો ગુસલ કરે. *(તબરાની)*
- હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.) બયાન કરે છે કે, એકવાર બધા લોકો નમાઝની રાહ જોતા બેઠા હતા કે, એટલામાં સરકારે દો આલમ (સલ.) પધાર્યા અને ફરમાવ્યું : શું તમે જાણો છો કે, તમારો રબ શું આદેશ કરે છે ? અમે કહ્યું : અલ્લાહપાક અને તેના રસૂલ બેહતર જાણે છે. આપ (સલ.)એ ત્રણ વાર એ પ્રમાણે પૂછ્યું અને સહાબાએ કિરામે એ જ પ્રમાણે અર્ઝ કરી.

ફરી આપ (સલ.)એ ફરમાવ્યું : તમારો રબ ફરમાવે છે કે, મને મારા પ્રભાવ અને પ્રતાપના સોગંદ ! જે માણસ નમાઝને તેના વખત પર પઢશે, તેને જન્નતમાં દાખલ કરીશ.

- હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ (રદી.) બયાન કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એક માણસે અર્ઝ કરી : હુઝૂર ! જો હું અલ્લાહપાકના એક હોવાની અને આપ રસૂલે બરહક હોવાની સાક્ષી આપું અને પાંચેય નમાઝો અદા કર્યા કરૂં, ઝકાત અદા કર્યા કરૂં અને રમઝાન માસના રોઝા રાખ્યા કરૂં તો મને ક્યા લોકોમાં ઉઠાવવામાં આવશે ? આપ (સલ.)એ જવાબ આપ્યો કે, તમને સિદ્દીકો અને શહીદોના સમૂહમાં ઉઠાવવામાં આવશે. *(બઝ્ઝાઝ, ઈબ્ને માજહ)*

- હઝરત રબીઅહ બિન કઅબ (રદી.)એ રસૂલુલ્લાહ (સલ.)ને વુઝૂ માટે પાણી લાવી આપ્યું, તો આપ (સલ.)એ ફરમાવ્યું : માંગ, શું માંગે છે ? કોઈ હાજત હોય તો મારાથી માંગી લે. તેમણે અર્ઝ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! એક જ હાજત છે કે, જન્નતમાં આપનો સાથ ન છૂટે. તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, એના સિવાય કંઈ ? તેમણે વિનંતી કરી : બસ, એક જ હાજત છે. આપ (સલ.)એ ફરમાવ્યું : તમારી એ હાજત પુરી થઈ જશે, સિજદહ કર્યા કરો. *(તબરાની, મુસ્લિમ)*

- હઝરત અબૂ ઉમામહ (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ત્રણ માણસોની આજીવિકા અને જન્નતનો અલ્લાહ તઆલા જામીન છે. અર્થાત્ જ્યાં સુધી જીવતો રહેશે ત્યાં સુધી અલ્લાહપાક તેને રોઝી આપશે. અને જ્યારે મરી જશે જન્નત અતા કરશે. (૧) તે માણસ, જે ઘરમાં આવી ઘરવાળા-ઓને સલામ કરે છે. (૨) જે માણસ મસ્જિદ તરફ નમાઝ માટે જતો રહે છે. (૩) જિહાદ ફિ સબીલિલ્લાહ (અલ્લાહપાકના માર્ગે જિહાદ) માટે ઘેરથી નીકળે છે. *(અબૂ દાઉદ)*

- હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે કે, દરબારે રિસાલતમાં એક માણસે અર્ઝ કરી : યા રસૂલલ્લાહ ! મુઅઝિઝન તો સવાબમાં અમારા કરતાં આગળ નીકળી ગયા. તો આપ (સલ.)એ ફરમાવ્યું : "જે કંઈ મુઅઝિઝન કહે છે, તું પણ તેમ કહ્યા કર. અને જ્યારે અઝાન પુરી થઈ જાય તો ખુદા તઆલાથી દુઆ માંગ્યા કર, અઝાન પછી જે દુઆ કરાય છે, તે કબૂલ થઈ જાય છે." *(અબૂ દાઉદ)* આથી જણાયું કે, જે માણસ મુઅઝિઝન સાથે અઝાનના શબ્દો બોલે છે, તેને પણ તે જ સવાબ અને બદલો મળે છે, જે સવાબ અને બદલો મુઅઝિઝનને મળે છે.
- હઝરત જાબિર (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જેણે અઝાન સાંભળીને આ દુઆ પઢી :

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِ الْقَآئِمَةِ، اٰتِ مُحَمَّدَ نِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ، وَابْعَثْهُ مَقَامًا مَّحْمُوْدَ نِ الَّذِىْ وَعَدْتَّهٗ.

**(અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ દઅવતિત્તામ્મતિ વસ્સલાતિલ કાઈમતિ આતિ મુહમ્મદ નિલ વસીલત વલ ફઝીલત વબઅસહુ મકામમ મહમૂદનિલ્લઝી વ અદતહુ)** તો આ દુઆ કરનાર ઉપર કિયામતમાં મારી શફાઅત હલાલ થઈ ગઈ. *(બુખારી શરીફ)*
- હઝરત જાબિર (રદી.) નબીએ કરીમ (સલ.)થી રિવાયત કરે છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું : "ઈકામત વેળા આકાશના દરવાજા ઉઘાડી દેવામાં આવે છે, અને દરેક માંગનારની દુઆ કબૂલ કરવામાં આવે છે." *(મુસ્નદે અહમદ)*
- હઝરત અબૂ ઉમામહ (રદી.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું : "કામિલ વુઝૂ કરી ફર્ઝ નમાઝ માટે

નીકળવું એવું છે, જેમકે કોઈ 'એહરામ' બાંધી હજ્જ માટે નીકળ્યો. ચાશ્તની નમાઝ માટે ઘેરથી વુઝૂ કરી નીકળવું એવું છે કે, કોઈ 'એહરામ' બાંધી ઉમરહ માટે નીકળ્યો. બે નમાઝોની વચ્ચે જો કોઈ નકામું કૃત્ય ન કર્યું, તો એ નમાઝ 'ઈલ્લિય્યીન' જન્નતમાં ઉચ્ચ સ્થાનમાં લખાય છે.'' *(અબૂ દાઉદ)*

- હઝરત ઉકબહ બિન આમીર (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું : ''નમાઝ માટે મસ્જિદમાં બેસનારનું નામ 'કાનિતીન'માં લખાય છે.'' *(અહમદ, તબરાની)* 'કાનિતીન'નો અર્થ એ છે કે, જેઓ દર વર્ષે હજ્જ અદા કરે છે, હમેશાં જિહાદમાં ભાગ લે છે અને આખી રાત અલ્લાહ તઆલાની ઈબાદતમાં મશ્ગુલ રહે છે.

- હઝરત જાબિર ઈબ્ને સમુરહ (રદી.) બયાન કરે છે કે, અમે નમાઝ માટે સફો સીધી કરી રહ્યા હતા કે, જનાબ સરકારે દો આલમ (સલ.) તશરીફ લાવ્યા અને ફરમાવ્યું : ફરિશ્તાઓની જેમ તમે લાઈન ગોઠવતા નથી ? કોઈએ અર્ઝ કરી : ફરિશ્તાઓ કેવી રીતે લાઈન ગોઠવે છે ? તો ફરમાવવામાં આવ્યું કે, પહેલી લાઈનને પુરી કરે છે, પછી દરેક ફરિશ્તો પોતાની જગ્યાએ અડગ ઉભો થઈ જાય છે. *(મુસ્લિમ શરીફ)*

- હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ (સલ.) પહેલી સફવાળા માટે ત્રણ વાર અને બીજી સફવાળા માટે એક વાર મગફિરતની દુઆ માંગતા હતા. અને આપ (સલ.)એ ફરમાવ્યું કે, લોકો અઝાન અને પહેલી સફનો સવાબ જાણતા નથી, જો જાણી જાય તો એનો સવાબ મેળવવા માટે પરસ્પર પાસા નાંખ્યા કરે. *(તિરમિઝી શરીફ)* મતલબ એ કે, દરેક માણસ અઝાન કહેવા અને પહેલી સફમાં ઉભા રહેવાનો સવાબ જાણી લે, તો પહેલી સફ મેળવવા ખૂબ કોશિશ કરે. અને તેમ કરવામાં કદાચ લોકોમાં ઝઘડો થવાનો સંભવ પેદા થાય તો લોકો

પાસા નાખી નિર્ણય કર્યા કરે અને ચિઠ્ઠીમાં જેનું નામ નીકળે તે જ તેનો હકદાર સમજવામાં આવે.

- હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) બયાન કરે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : "જે માણસ પોતાના ભાઈ (મુસલમાન)ને દુઃખ પહોંચવાના ડરે પહેલી સફને છોડી બીજી સફમાં ઉભો થઈ જશે, તો અલ્લાહપાક એ માણસને પ્રથમ સફવાળા કરતાં બમણો સવાબ અર્પણ કરશે." *(તબરાની)*
- હઝરત નુઅમાન બિન બશીર (રદી.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : "તમે સફોને બરાબર કરી લીયા કરો, નહિંતર અલ્લાહ તઆલા તમારા દિલોને જુદા જુદા કરી દેશે અને તમારા મોઢા બગાડી નાંખશે." *(બુખારી, મુસ્લિમ)*
- હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ પોતાના ઘરેથી સારી રીતે વુઝૂ કરી જમાઅતના ઈરાદાથી નીકળ્યો અને તેને જમાઅત ન મળી, તો પણ જમાઅતનો સવાબ લખવામાં આવશે. *(અબૂ દાઉદ)*
- હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, અઝાન સાંભળ્યા છતાં જો કોઈ માણસ વગર ઉઝરે અને કોઈ વાસ્તવિક કારણ વગર મસ્જિદમાં ન આવે, તો તેની નમાઝ કબૂલ થતી નથી. *(અબૂ દાઉદ, ઈબ્ને માજહ)* મતલબ કે, જમાઅત છોડનારની નમાઝ કોઈ કિંમત રાખતી નથી. જો કે ફર્ઝ અદા થઈ જાય છે.
- હઝરત અબૂ હુરૈરહ (રદી.) બયાન કરે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ સારી રીતે વુઝૂ કરીને મસ્જિદ તરફ જાય છે, અને તેના જવાનો હેતુ માત્ર નમાઝ પઢવાનો હોય છે, તો એ માણસ જે કદમ ભરે છે, તેના ઉપર એક ગુનોહ માફ થઈ જાય છે અને એક દરજ્જો બુલંદ થઈ જાય છે. જ્યારે એ

માણસ નમાઝ પઢે છે, તો એના ઉપર અલ્લાહ તઆલાના ફરિશ્તા રહમત મોકલે છે. જ્યાં સુધી એ નમાઝની જગ્યાએ બેસી રહે છે, ફરિશ્તા એના ઉપર રહમત વરસાવવાનું ચાલુ રાખે છે. અને જો બીજી નમાઝની રાહ જોવા બેસી રહે છે, તો એ સમયમાં એને નમાઝનો જ સવાબ મળે છે. અને જ્યાં સુધી મસ્જિદમાં કોઈની સતામણી ન કરે, ફરિશ્તા એના માટે મગફિરતની દુઆ કરતા રહે છે. *(બુખારી, મુસ્લિમ)*

- હઝરત મુઆઝ બિન અનસ (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ જુમ્આના દિવસે લોકોને ફલાંગતો આગળ વધશે, તો કિયામતમાં તેને જહન્નમમાં જનારા-ઓનો પુલ બનાવી દેવામાં આવશે. *(ઈબ્ને માજહ, તિરમિઝી)* કેટલાક લોકોની આદત હોય છે કે, જુમ્આના દિવસે પાછળથી આવે છે અને લોકોને ઓળંગીને અંદર ઘુસવાની કોશિશ કરે છે. અને ફલાંગો મારતા મારતા આગળ વધે છે. આ ધમકી તેઓના માટે છે. અને વહેલા આવનાર લોકોએ પણ આગળ બેસવું જોઈએ. આગળ જગ્યા હોવા છતાં પાછળ બેસવું, દીવાલનો ટેકો લેવા પાછળ બેસવું યોગ્ય નથી.

- હઝરત અનસ (રદી.) બયાન કરે છે કે, નબીએ કરીમે (સલ.) જુમ્આના દિવસે ખુત્બાની હાલતમાં જોયું કે, એક માણસ લોકોની સફોને ચીરતો-ફાડતો આગળ વધતો ચાલ્યો આવે છે. એટલે સુધી કે, આપ (સલ.)ની નજીક પહોંચી ગયો. નમાઝથી ફારિગ થઈ આપે તે શખ્સને પૂછ્યું, તો તેણે અર્ઝ કરી કે, મારૂં દિલ આપની પાસે પહોંચવા માટે ચાહતુ હતું. આપે ફરમાવ્યું કે, તેં મુસલમાનોને ઈજા આપી. અને જેણે મુસલમાનોને ઈજા આપી, તેણે મને ઈજા આપી. અને જેણે મને ઈજા આપી, તેણે અલ્લાહપાકને સતાવ્યો. *(તબરાની સગીર)*

- હઝરત અબૂ હુરૈરહ (રદી.) બયાન કરે છે કે, હુઝૂરે અકરમ

(સલ.)એ ફરમાવ્યું : "તમો ડરતા નથી કે, તમો ઈમામ કરતાં પહેલાં જ રુકૂઅ અને સિજદહથી માથુ ઉઠાવી લો છો ? કદાચ એવું ન થાય કે, અલ્લાહ તઆલા એવા લોકોનું માથુ ગધેડા જેવું બનાવી દે." *(બુખારી શરીફ)*

- હઝરત અબૂ હુરૈરહ (રદી.) બયાન કરે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : "જ્યારે ઈમામ સૂરએ ફાતિહા ખતમ કરે છે, અને **'વલદ્દાલ્લીન'** કહે છે, તો ફરિશ્તા **'આમીન'** કહે છે. મુક્તદીઓમાંથી જે કોઈની "આમીન" ફરિશ્તાઓની "આમીન" સાથે અદા થઈ હશે, તેના દરેક ગુનાહો માફ કરી દેવામાં આવે છે. *(બુખારી, મુસ્લિમ)*

- ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે હબીબહ (રદી.) ફરમાવે છે કે, સરકારે દો આલમ (સલ.)એ ફરમાવ્યું : "ફર્ઝ ઉપરાંત જે માણસ ૧૨ રક્અતો દિવસ-રાતમાં પઢ્યા કરે છે, તેના માટે એક ઘર જન્નતમાં બનાવી દેવામાં આવે છે." *(મુસ્લિમ)* એટલે કે, ઝોહરથી પહેલાં ૪ રક્અત, ઝોહરના પછી બે રક્અત અને મગરિબના પછી બે રક્અત, ઈશાંના પછી બે રક્અત અને બે રક્અત ફજરથી પહેલાં.

- ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદીકહ (રદી.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન છે કે, સવારની બે સુન્નતો દુનિયા અને તેમાં જે કંઈ છે, તેના કરતાં બેહતર છે. *(મુસ્લિમ)*

- ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે હબીબહ (રદી.) બયાન કરે છે કે, નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું : ઝોહરની ફર્ઝો પહેલાં જે માણસ ૪ રક્અતો પઢ્યા કરે છે, તો તેની ઉપર દોઝખની આગ હરામ કરી દેવામાં આવે છે. *(અબૂ દાઉદ, તિરમિઝી)* અને એક રિવાયતમાં એમ પણ આવ્યું છે કે, ચાર સુન્નતો પઢનારના ચહેરાને આગ અડી પણ નહીં શકે.

- હઝરત ષવબાન (રદી.) ફરમાવે છે કે, હુઝૂરે અકરમ (સલ.) અડધો દિવસ પસાર થઈ જવા પછી એટલે કે, ઝોહરના વખતે નમાઝ પઢવાનું ઘણું પસંદ ફરમાવતા. હઝરત આયશા સિદ્દીકહ (રદી.)એ અર્ઝ કરી : હુઝૂર ! આપ એ વેળા નમાઝ પઢવાનું ઘણું પસંદ કરો છો, તેનું કારણ શું ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, એ વેળા આસ્માનોના દરવાજા ઉઘાડી દેવામાં આવે છે, અને અલ્લાહપાક પોતાના બંદાઓ તરફ રહેમ અને કરમની નજર કરે છે. એ વેળાની નમાઝ તો એવી છે કે, જેની તકેદારી હઝરત આદમ, હઝરત નૂહ, હઝરત ઈબ્રાહીમ, હઝરત મૂસા અને હઝરત ઈસા વિગેરે નબીઓ અલયહિમુસ્સલામ રાખતા આવ્યા છે. *(બઝ્ઝાઝ)*
- હઝરત ઉમ્મે સલમા (રદી.) બયાન કરે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : "અસર પહેલાં ૪ રક્અત પઢનારાના શરીર ઉપર અલ્લાહ તઆલા જહન્નમને હરામ કરી દે છે." *(તબરાની)*
- હઝરત અબૂ હુરૈરહ (રદી.) બયાન કરે છે કે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, સવાર અને અસરના સમયે ફરિશ્તાઓનો પરસ્પર ફેરફાર થાય છે. અને એ ફરિશ્તા જ્યારે અહીંથી જાય છે, તો અલ્લાહ તઆલાની હુઝૂરમાં નમાઝ અદા કરનારાઓની સાક્ષી આપે છે અને વિનવે છે કે, હે અલ્લાહ તઆલા ! અમે તારા બંદાને નમાઝ પઢતો છોડ્યો છે. *(બુખારી શરીફ)*
- હઝરત બુરૈદહ (રદી.) રસૂલુલ્લાહ (સલ.)થી રિવાયત કરે છે કે, આપે ફરમાવ્યું : જેણે અસરની નમાઝ જાણી જોઈને છોડી દીધી, તેના બધા અમલો બરબાદ થઈ ગયા. *(બુખારી શરીફ)* અને ઈબ્ને ઉમર (રદી.)ની રિવાયતમાં છે કે, તેનું ઘર અને તેનો માલ બધું જ લૂંટાઈ ગયું. એટલે કે કોઈના ઘરવાળા તબાહ થઈ જાય અને તેનો બધો માલ લૂંટાઈ જાય, તો પણ

તેનું એટલું નુકસાન થતું નથી, જેટલું કે અસરની નમાઝ કઝા કરવાથી થાય છે.

- હઝરત ઈબ્ને મસ્ઉદ (રદી.) બયાન કરે છે કે, હુઝૂર (સલ.)ની આગળ એક માણસનું વર્ણન કરવામાં આવ્યું કે, ફલાણો માણસ સવાર સુધી સૂઈ રહે છે. આપ (સલ.)એ ફરમાવ્યું કે, તેના કાનમાં શયતાન પેશાબ કરી જાય છે.

- હઝરત સલમાન ફારસી (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : નમાઝ પઢનારના ગુનાહો એની ગરદન ઉપર સવાર થઈ જાય છે. અને જ્યારે તે સિજદહ કરે છે, તો તે ગુનાહો ખરી પડે છે. અને અંતે નમાઝથી ફારિગ થવા વખતે તે માણસ ગુનાહોથી તદન પાક (પવિત્ર) થઈ જાય છે. *(તબરાની)* મતલબ કે, નમાઝ પઢવાથી ઈન્સાનના ગુનાહો તદન માફ થઈ જાય છે.

- હઝરત હુઝયફહ (રદી.) બયાન કરે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : ફક્ત સિજદહ જ એવો અમલ છે, જે વડે બંદો અલ્લાહપાકની નજીક સૌથી વધુ પ્રિય બની જાય છે. અલ્લાહપાકને આ વાત ઘણી પસંદ છે કે, એનો બંદો એની સામે સિજદહની હાલતમાં પોતાના મોઢાને ધૂળ ભેગું કરી રહ્યો હોય. *(તબરાની)* મતલબ કે, સિજદહ અને તે પણ ધૂળ ઉપર કે જેથી ચહેરાને માટી લાગી જાય, તો એ ધૂળવાળો ચહેરો પરવરદિગારને ઘણો જ પસંદ છે.

- હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું : જો તમે આ વાત સમજી લો કે, બંદાની નમાઝમાં શું હાલત હોય છે, અને તે કેવી રીતે પોતાના પરવર-દિગારથી મુનાજાત (અલ્લાહપાક સાથે ગૂપચૂપ ગોષ્ઠી) કરે છે, તો તમે એક નમાઝીની સામેથી પસાર થવાને ૧૦૦ વર્ષ સુધી રાહ જોવાના મુકાબલામાં ખતરનાક સમજશો. *(અસ્હાબુસ્સુનન)*

* હઝરત ઉબાદહ બિન સામિત (રદી.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું : જ્યારે બંદો વુઝૂ કરે છે, તો સારી રીતે (સુન્નત પ્રમાણે) વુઝૂ કરે છે, પછી નમાઝ પઢવા ઉભો રહે છે ત્યારે સારી રીતે દિલ લગાડીને પૂરી રીતે રુકૂઅ, સિજદહ, કિરાઅત અદા કરે છે, ત્યારે તે નમાઝ તેના માટે દુઆ કરે છે કે, અલ્લાહપાક તારી હિફાઝત કરે, જેવી રીતે તેં મારી હિફાઝત કરી. પછી તે નમાઝમાં એક નૂર અને રોશની પેદા થાય છે. અને તેને આસમાનમાં ચઢાવવામાં આવે છે. અને તેના માટે આસમાનના દરવાજા ખોલી દેવામાં આવે છે કે, જેથી કબૂલ થઈ જાય. અને જ્યારે બંદો સારી રીતે વુઝૂ કરે નહીં, અને નમાઝ સારી રીતે દિલ લગાડીને પઢે નહીં, રુકૂઅ, સિજદહ, કિરાઅત પુરી રીતે અદા કરે નહીં, ત્યારે તે નમાઝ એમ કહે છે કે, ખુદાપાક તને બરબાદ કરે, જેવી રીતે તેં મને બરબાદ કરી. અને તે નમાઝ કાળી નૂર વગરની થઈ જાય છે. પછી તે નમાઝ આસમાનમાં ચઢાવવામાં આવે છે. અને તેના માટે આસમાનના દરવાજા બંધ કરી દેવામાં આવે છે (કે કબૂલ થાય નહીં), પછી તે જુના કપડાંની જેમ લપેટાઈને તે નમાઝીના મોઢા ઉપર પાછી મારી દેવામાં આવે છે. એટલે કે આવી નમાઝ કબૂલ થતી નથી, અને સવાબ પણ મળતો નથી. *(તબરાની)*
* હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ.) મસ્જિદમાં તશરીફ લાવ્યા. ત્યાર પછી એક માણસ આવ્યો અને તેણે નમાઝ પઢી. પછી હુઝૂર (સલ.)ની ખિદમતમાં આવી સલામ અર્ઝ કરી. આપે સલામનો જવાબ આપ્યો અને ફરમાવ્યું : જા, નમાઝ પઢ. તેં નમાઝ પઢી નથી. તે પાછો જઈને ફરીથી નમાઝ પઢી આવીને ખિદમતમાં હાજર થઈ સલામ અર્ઝ કરી. આપે સલામના જવાબ આપી ફરમાવ્યું કે, જા, નમાઝ પઢ. તેં નમાઝ પઢી નથી. આવી રીતે ત્રણ વખત ફરીથી નમાઝ

પઢવાનો હુકમ થયો. ત્યાર પછી એ માણસે અર્ઝ કરી : કસમ છે તે અલ્લાહપાકની કે જેણે આપને દીને હક્ક આપીને મોકલ્યા છે, મને એનાથી સારી નમાઝ આવડતી નથી. માટે આપ મને શીખવાડો. ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તું નમાઝ પઢવાનો ઈરાદો કરે, તો પહેલાં બહુ સારી રીતે વુઝૂ કર. પછી કિબ્લહ તરફ ઉભો થા, પછી તકબીર કહે, પછી કુર્આન શરીફનો જે હિસ્સો સહેલાઈથી પઢી શકતો હોય તે પઢ. તેના પછી રુકૂઅ કર, અહીં સુધી કે રુકૂઅમાં તસલ્લી થઈ જાય. તેના પછી માથુ ઉઠાવી પુરી રીતે સીધો ઉભો થઈ જા. તેના પછી સિજદહ કર, અહીં સુધી કે સિજદહમાં તસલ્લી થઈ જાય. પછી માથુ ઉઠાવી પુરી રીતે શાંતિથી બેસી જા, પછી બીજો સિજદહ કર કે સિજદહમાં તસલ્લી થઈ જાય. એવી રીતે પોતાની નમાઝ પૂરી કર. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

- હઝરત અબૂ અબ્દુલ્લાહ અશઅરી (રદી.) ફરમાવે છે કે, હુઝૂર (સલ.)એ એક માણસને નમાઝ પઢતાં જોયો કે, જે ન તો રુકૂઅ પુરો કરતો હતો, ન સિજદહ. તેનો સિજદહ એવો હતો જેમકે કોઈ જાનવર જમીન પરથી દાણા ખાય છે. આ ઉતાવળી નમાઝને જોઈ આપ (સલ.)એ ફરમાવ્યું કે, જો માણસ આવી જ હાલતમાં મરી ગયો, તો મુહમ્મદ (સલ.)ની મિલ્લત (દીન)ના સિવાય બીજી કોઈ મિલ્લત પર મરશે. કેમકે આ મારી શીખવેલી નમાઝ નથી. *(તબરાની)*
- હઝરત અબૂઝર (રદી.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યાં સુધી બંદો નમાઝમાં આમ-તેમ જોતો નથી, ત્યાં સુધી અલ્લાહ તઆલા પણ પોતાની તવજ્જુહ બંદા પર રાખે છે. પરંતુ જ્યારે બંદાએ પોતાની નજર આમ-તેમ કરી, તો અલ્લાહ તઆલા પોતાની તવજ્જુહ તે બંદા તરફથી હટાવી લે છે. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

- હઝરત અબ્દુલ્લાહ બિન મુગફ્ફલ (રદી.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : ચોરોમાં મોટો ચોર એ છે કે, જે પોતાની નમાઝની ચોરી કરે છે. સહાબા (રદી.)એ અર્ઝ કરી : યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! તે નમાઝમાં કેવી રીતે ચોરી કરે છે ? આપે ફરમાવ્યું : જે પૂરી રીતે રુકૂઅ અને સિજદહ અદા કરતો નથી. અને સૌથી મોટો બખીલ તે માણસ છે, જે સલામ કરવામાં બખીલાઈ કરે છે. *(તબરાની)*

- હઝરત અબૂ હુરૈરહ (રદી.) બયાન કરે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે સૌ પ્રથમ બંદાથી નમાઝનો હિસાબ લેવામાં આવશે. જો નમાઝ ઠીક (અઅ્માલ અને હિસાબની તપાસણીમાં) નીકળી, તો બંદાએ નજાત મેળવી અને કામિયાબ થયો. અને જો નમાઝમાં કોઈ ખરાબી નીકળી, તો એ નિષ્ફળ અને નુકસાનીમાં રહ્યો. અને જો ફર્ઝમાં કંઈ કસર કે કમી હશે, તો અલ્લાહ તઆલા (ફરિશ્તાઓને) ફરમાવશે કે, જુઓ ! મારા બંદા પાસે (અઅ્માલમાં) કંઈ નફલ નમાઝ છે ? ત્યારે (નફલ હશે તો) ફર્ઝમાં જે કસર હશે, તેને નફલોથી પૂરી કરવામાં આવશે. એવી રીતે બીજા અમલોનો હિસાબ પણ એ જ પ્રમાણે થશે. *(તિરમિઝી શરીફ)* બીજા સહાબી (રદી.)ની રિવાયતના શબ્દો આ છે : “કિયામતના દિવસે પહેલાં બંદાઓની નમાઝ પરખ-વામાં આવશે. જો તે સારી રીતે પૂરી ઉતરી, તો બાકીના અમલો પણ પુરા ઉતરશે. અને જો તે ખરાબ નીકળી, તો બાકીના અમલો પણ ખરાબ અને નકામા નીવડશે.” *(તબરાની)*

- હઝરત ઝૈદ બિન ખાલિદ અલ જુહની (રદી.) બયાન કરે છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, “જે માણસે સારી રીતે વુઝૂ કર્યું અને ફરી બે રક્અત દિલ ઠેકાણે રાખી એવી રીતે નમાઝ પઢી, કે તેમાં કોઈ ભૂલચૂક ન

થવા પામી, તો એ માણસના દરેક પાછલા ગુનાહો અલ્લાહપાક બખ્શી દે છે.'' *(અબૂ દાઊદ)*

## નમાઝ પઢવા પહેલાં સાત વસ્તુ ફર્ઝ (શર્ત) છે :

**(૧) બદનનું પાક હોવું :** બદનના પાક હોવાનો મતલબ એ છે કે, ગુસલની હાજત ન હોય અને શરીર ઉપર કોઈ જાતની નાપાકી કે ગંદકી લાગેલી ન હોય અને બદનનું વુઝૂની સાથે હોવું જરૂરી છે.

નજાસત બે પ્રકારની હોય છે : એક તે ગંદકી કે જે જાહેર રીતે જોવામાં આવે છે, તેને નજાસતે હકીકી કહે છે. જેમકે માણસનો ઝાડો, પેશાબ, મની (વિર્ય), લોહી, શરાબ વગેરે.

બીજી નજાસતે હુકમીયહ છે કે, જે શરીઅતના હુકમથી સાબિત હોય, જેમકે ગુસલની હાજત હોય. ત્યારે નમાઝ પઢવા માટે પહેલી શર્ત એ છે કે, ગુસલની હાજત ન હોય તેમજ શરીરના કોઈ ભાગ ઉપર જાહેરી નાપાકી પણ લાગેલી ન હોય અને બદન વુઝૂથી પાક (પવિત્ર) કરેલું હોય.

**(૨) કપડાનું પાક હોવું :** એટલે કે નમાઝ પઢનારના શરીર ઉપર પહેરેલા કપડાં ઉપર કોઈ જગ્યાએ નાપાકી લાગેલી ન હોય. કપડાનું પાક હોવું જરૂરી છે. એમાંથી કોઈ એક કપડાં ઉપર અથવા બદનના કોઈ ભાગ ઉપર નજાસતે ગલીઝહની પાતળી વસ્તુઓનો ફેલાવો એક રૂપિયા બરાબર અથવા તેથી ઓછો હોય અને નજાસતે ખફીફહનો બદનમાં અથવા પહેરેલા એક કપડામાંથી કોઈ એક ભાગના ચોથા હિસ્સાથી ઓછી લાગેલી હોય તો નમાઝ થઈ જશે, પણ મકરૂહ થશે.

**નજાસતે ગલીઝહ :** માણસનો ઝાડો, પેશાબ વિગેરે. જાનવરોનું છાણ, હરામ જાનવરોનો પેશાબ અને માણસ તથા જાનવરોનું વહેતુ લોહી, શરાબ, મરઘી તથા બતકની હગાર નજાસતે ગલીઝહ છે.

**નજાસતે ખફીફહ :** હલાલ જાનવરોનો પેશાબ અને હરામ

પક્ષીઓની હગાર નજાસતે ખફીફહ છે.

**(૩) નમાઝ પઢવાની જગ્યાનું પાક હોવું :** એટલે કે નમાઝીના બન્ને પગ, ઘુંટણો અને હાથોની તેમજ સિજદાની જગ્યા પાક હોવી જરૂરી છે. કોઈ નાપાક જગ્યા અથવા કપડા કે બીછોના ઉપર પાક કપડું બીછાવી નમાઝ પઢી શકાય છે. પણ નીચેની ગંદકીની વાસ અથવા રંગ જાહેર થાય નહીં તો નમાઝ દુરૂસ્ત છે.

**(૪) સતર ઢાંકવું :** પુરૂષોએ દુંટીથી ઘુંટણો સુધી પોતાનું શરીર ઢાંકવું ફર્ઝ છે. અને સ્ત્રીઓએ બન્ને હાથ-પગના પંજા અને મ્હોં સિવાય પુરા શરીરને ઢાંકવું ફર્ઝ છે.

નમાઝમાં સતર (નગ્નતા)નો કોઈ ભાગ એટલે કે, જેટલો ભાગ છુપાવવો ફર્ઝ છે, તેમાંથી કોઈપણ એક અવયવનો ચોથો ભાગ અચાનક ખુલી જાય અને ત્રણ વાર ''સુબ્હાનલ્લાહ'' કહી શકે એટલી વાર ઉઘાડો રહે, તો નમાઝ જતી રહેશે, ફરીથી પઢે. અને જો ખુલતાં જ તુરત ઢાંકી લીધો, તો નમાઝ દુરૂસ્ત થશે.

## ❊ સતરના મસાઈલ ❊

- એટલું ચુસ્ત અને ફિટ કપડું પહેરવું જેનાથી સતરના અવયવોનો આકાર જાહેર થતો હોય, તો મકરૂહ છે તથા ઘણી જ શરમજનક બાબત છે. પરંતુ આવી હાલતમાં પણ કપડું એટલું પાતળુ નથી કે ચામડી દેખાય, તો નમાઝ થઈ જશે. *(કિતાબુલ મસાઈલ : ૨૫૭)*
- એટલું પાતળુ કપડું પહેર્યું કે શરીરનો અંદરનો ભાગ બહાર સાફ દેખાય છે, તો એટલું પાતળુ કપડું પહેરીને નમાઝ પઢવી દુરૂસ્ત નથી. *(કિતાબુલ મસાઈલ : ૨૫૭)*
- સ્ત્રીઓએ એટલો પાતળો દુપટ્ટો પહેરીને નમાઝ પઢવી દુરૂસ્ત નથી, જેમાં વાળ સાફ દેખાય. *(કિતાબુલ મસાઈલ : ૨૫૮)*
- પુરૂષો માટે નમાઝમાં માથુ ઢાંકવું જરૂરી નથી, તેમ છતાં કોઈ ઉઝર અને કારણ વગર ફક્ત સુસ્તીના કારણે ઉઘાડા માથે નમાઝ

પઢવી અદબના વિરૂદ્ધ અને મકરૂહ છે. *(કિતાબુલ મસાઈલ : ૨૫૯)*

**(૫) નમાઝનો વખત હોવો :** એટલે કે નમાઝ અદા કરવા માટે આ શર્ત છે કે, તેના માટે જે વખત નક્કી કરવામાં આવ્યો છે, તે જ વખતે નમાઝ પઢવામાં આવે. તે વખતથી પહેલાં પઢશે, તો નમાઝ દુરૂસ્ત થશે નહીં. અને તે વખત પછી પઢશે તો અદા થશે નહીં, બલ્કે કઝા થશે.

રાત-દિવસમાં પાંચ વખતની પાંચ નમાઝો ફર્ઝ છે. એ સિવાય એક નમાઝ વિત્ર વાજિબ છે. તે સિવાય સુન્નતે મોઅક્કદા, મુસ્તહબ, સુન્નત અને નફલ નમાઝ છે. નમાઝના વખતો અને રકાતોનું બયાન આગળ આવશે.

**(૬) કિબ્લા તરફ મ્હોં કરી નમાઝ પઢવી :** નમાઝ પઢતી વખતે નમાઝ પઢનારનું મ્હોં કઅબતુલ્લાહ શરીફની દિશા તરફ હોવું જરૂરી છે.

## ❊ કિબ્લા સબંધિત મસાઈલ ❊

- નમાઝની શર્તોમાંથી એક "કિબ્લા તરફ મોઢું કરવું" પણ છે. પરંતુ કોઈ માણસ એવી જગ્યાએ પહોંચી ગયો, જ્યાં એને કિબ્લાની દિશા ખબર નથી અથવા કોઈ એવો માણસ નથી જેને તે પૂછી શકે, તો એવા સમયે જે દિશા વિશે કિબ્લો હોવાનું પાકું અનુમાન અને કયાસ હોય તે દિશા તરફ મોઢું કરીને નમાઝ પઢી લેવી જોઈએ. *(જદીદ ફિકહી મસાઈલ : ૧૨૬)*
- આજકાલ દિશા જાણવા માટે કિબ્લાનુમાનો ઉપયોગ થાય છે. તો પાકું અનુમાન અને અંદાજો કરવા માટે એ પણ કિફાયત થઈ પડશે. જેમકે દિશાઓ બતાવવા માટે બીજા નવા નવા સાધનોનો ઉપયોગ અને અનુભવથી અંદાજો આવે છે. *(જદીદ ફિકહી મસાઈલ : ૧૨૭)*
- ટ્રેનની બનાવટ એ પ્રકારની છે કે એમાં કિબ્લાની દિશામાં ઉભા રહી શકાય છે. અને વચમાં ટ્રેન દિશા બદલે તો માણસ પણ

ફરી શકે છે. એટલે ટ્રેનમાં નમાઝ શરૂ કરતી વખતે અને નમાઝની વચમાં પણ કિબ્લા તરફ ઉભા રહેવું જરૂરી છે. કોઈ માણસે ટ્રેનમાં કિબ્લા તરફ ઉભા રહીને નમાઝ શરૂ કરી અને નમાઝની વચમાં ટ્રેને દિશા બદલી, તો નમાઝીએ પણ દિશા બદલવી જોઈએ. *(જદીદ ફિકહી મસાઈલ : ૧૨૭)*

- જો ટ્રેનમાં એટલી ભીડ હોય કે નમાઝીએ નમાઝની વચમાં દિશા બદલવી શક્ય ન હોય અને ટ્રેનથી બહાર નીકળીને પણ નમાઝની અદાયગીનો મોકો ન હોય, તો પછી જે દિશામાં નમાઝ શરૂ કરી છે, તે જ દિશામાં નમાઝ પૂરી કરી લે.
*(જદીદ ફિકહી મસાઈલ : ૧૨૮)*
- બસની બનાવટ અને આકાર એ પ્રકારનો હોય છે કે જો બસ કિબ્લાની દિશામાં ન જતી હોય તો એવા સમયે જો બસ ઉભી હોય તો નીચે ઉતરીને કિબ્લા તરફ નમાઝ પઢવી વાજિબ છે. અને બસ ચાલુ છે, પરંતુ નમાઝ પઢનાર બસ થોભાવી શકે છે, તો તેવા સમયે પણ બસ થોભાવીને નીચે ઉતરી કિબ્લા તરફ મોઢું કરી નમાઝ પઢવી પડશે. અને જો બસ થોભાવી શકતો ન હોય તો એવા સમયે બસમાં કિબ્લા તરફ મોઢુ કર્યા વગર પણ નમાઝ પઢી શકે છે. *(જદીદ ફિકહી મસાઈલ : ૧૨૮)*
- ટ્રેનમાં ફર્ઝ નમાઝ સખત મા'ઝુરી (સખત ઉઝર) વગર બેસીને પઢવી જાઈઝ નથી. જો કોઈ ઉઝર વગર બેસીને નમાઝ પઢશે, તો તેને ફરીવાર પઢવી જરૂરી છે. *(ફતાવા ઉસ્માની : ૪૦૧/૧)*
- ટ્રેનની જેમ વિમાન મુસાફરીમાં પણ નમાઝ પઢી લે. *(જદીદ ફિકહી મસાઈલ : ૧૨૯)* જો વિમાન નાનું હોય અથવા કિબ્લાની દિશા ખબર ન હોય, વુઝૂની વ્યવસ્થા ન હોય અથવા ભીડ વધારે હોય, તો નમાઝમાં મોડું કરે અને વિમાનમાંથી ઉતર્યા બાદ તરત જ કઝા કરે. *(ફતાવા રહીમિય્યહનો હાંશિયો : ૪૨૦/૨)*

- જે શહેરો અને ગામડાઓમાં જુની મસ્જિદો હોય, ત્યાં એ મસ્જિદોના મહેરાબના આધારે કિબ્લાની દિશા નક્કી કરવામાં આવે. જ્યાં મસ્જિદો ન હોય ત્યાં આસપાસમાં રહેતા મુસલમાનોને પૂછીને કિબ્લાની દિશા વિશે તેહકીક કરવામાં આવે અને જ્યાં કોઈ પણ બતાવવાવાળો ન મળે, ત્યાં કિબ્લાનુમા, ચંદ્ર, સૂરજ વગેરે દ્વારા તથા ચિંતન-મનન કરીને કિબ્લાની દિશા નક્કી કરવામાં આવે. *(કિતાબુલ મસાઈલ : ૨૬૫)*

**(૭) નમાઝની દિલમાં નિય્યત કરવી ફર્ઝ છે :** ઝબાનથી નિય્યત કહેવી મુસ્તહબ છે. દિલથી ઈરાદો કરવાને નિય્યત કહે છે. જે નમાઝ પઢવી હોય, તેનો (નિય્યતમાં) ઈરાદો કરે. જેમકે આજની ફજરની બે રકાઅત ફર્ઝ પઢું છું અથવા આજની અસરની ફર્ઝ પઢું છું. માત્ર આટલી નિય્યત કરવી પણ બસ છે, નમાઝ થઈ જશે.

ઈમામની પાછળ નમાઝ પઢવામાં મુક્તદીએ પોતાના ઈમામની પાછળ નમાઝ પઢવાની નિય્યત કરવી ફર્ઝ છે. તેથી ઈમામની પાછળ નમાઝ પઢવામાં ''આ ઈમામની પાછળ ઝોહરની ચાર રકાત ફર્ઝ નમાઝ પઢું છું'' અથવા જે કોઈ પણ વખતની નમાઝ હોય તેની એ પ્રમાણે નિય્યત કરે.

નમાઝ પઢવા પહેલાંની આ સાત ચીજો ફર્ઝ છે. એટલે કે નમાઝ પઢવા પહેલાંની જરૂરી શરતો છે.

## ❊ નિય્યત સબંધિત મસાઈલ ❊

- નિય્યતનો સબંધ દિલ સાથે છે, જીભ સાથે નથી. જીભથી નિય્યત ફક્ત એટલા માટે કરવામાં આવે છે કે, દિલ નમાઝમાં વધુ પરોવાય જાય અને ધ્યાનમગ્ન થવામાં વધારો થઈ જાય. *(કિતાબુલ ફતાવા : ૧૬૧/૨)*
- નમાઝ માટે નિય્યત કરવી શર્ત છે. એના વગર નમાઝ થશે નહીં. હા, નિય્યત દિલથી કરવામાં આવશે, ઝબાનથી ઉચ્ચાર જરૂરી

નથી. હવે જ્યારે કોઈ માણસ મસ્જિદમાં આવે છે, તો નમાઝની નિય્યતથી જ આવે છે, જેથી તેની નિય્યત થઈ ગઈ. હવે જો કોઈ માણસ વુઝૂ કરીને એવા સમયે મસ્જિદમાં પહોંચ્યો કે ઈમામ સાહેબ રુકૂઅમાં છે અને માણસ ઝબાનથી નિય્યત કરે તો રુકૂઅ અને આખી રકા'ત છૂટી જવાનો ભય છે, તો એવા સમયે ઝબાનથી નિય્યતના શબ્દોનો ઉચ્ચાર કર્યા વગર ઈમામની સાથે રુકૂઅમાં મળી જાય. *(કિતાબુલ ફતાવા : ૧૬૨-૧૬૩/૨)*

- એકલા નમાઝ પઢવાવાળાએ ફક્ત એટલી જ નિય્યત કરવી કિફાયત થઈ જશે કે "હું ફલાણા વખતની ફર્ઝ નમાઝ અદા કરી રહ્યો છું" અને ઈમામ સાથે નમાઝ પઢવાવાળા (મુક્તદી)એ બે વાતોનું ધ્યાન રાખવું જરૂરી છે. એ નક્કી કરે કે કઈ નમાઝ પઢી રહ્યો છે અને એ નિય્યત કરે કે હું આ ઈમામની પાછળ નમાઝ પઢું છું. ઈમામ માટે ઈમામતની (નમાઝ પઢાવી રહ્યો છું) નિય્યત કરવી જરૂરી નથી. હા, નિય્યત કરશે તો નમાઝ પઢાવવાનો પણ સવાબ મળી જશે. *(કિતાબુલ મસાઈલ : ૨૭૨-૨૭૩)*
- જો કોઈ નમાઝ કોઈ મકરૂહે તહરીમી કામ કરવાને લીધે અથવા વાજિબ છૂટી જવાને કારણે ફરી પઢવી પડે, તો આ નિય્યત કરે કે, "હું ફર્ઝ નમાઝમાં થયેલ નુકસાનની ભરપાઈ માટે નમાઝ પઢી રહ્યો છું." *(કિતાબુલ મસાઈલ : ૨૭૫)*
- વિત્ર માટે ફક્ત આટલી જ નિય્યત કરવી કિફાયત થઈ જશે : "હું વિત્રની નમાઝ પઢી રહ્યો છું." વિત્રની વાજિબ નમાઝ બોલવાની જરૂરત નથી. જ્યારે સુન્નતે મુઅક્કદહમાં આટલી જ નિય્યત બસ થઈ જશે કે, "હું ચાર રકઅત પઢું છું." જોહરની ચાર રકઅત બોલવું જરૂરી નથી. *(કિતાબુલ મસાઈલ : ૨૭૫)*
- જનાઝાની નમાઝમાં નમાઝની નિય્યતની સાથે સાથે મય્યિત માટે દુઆ અને સિફારીશની નિય્યત પણ કરવામાં આવશે.

**નમાઝની અંદર ૬ ફર્ઝો છે :**

**(૧) તકબીરે તહરીમહ :** નિય્યત બાંધતી વખતે ''અલ્લાહુ અકબર'' કહેવાને તકબીરે તહરીમહ કહેવામાં આવે છે. આ તકબીર કહેવાથી નમાઝ શરૂ થઈ જાય છે. તકબીરે તહરીમહ સીધા ઉભા રહીને કહેવી જોઈએ. ફર્ઝ અને વાજિબ નમાઝમાં કોઈ યોગ્ય કારણ વગર વાંકા વળીને કહેવું દુરૂસ્ત નથી. તકબીરે તહરીમહ કહેતી વખતે સીધા ઉભા રહેવું પણ ફર્ઝ (શર્ત) છે.

**(૨) કિયામ કરવું :** ઉભા રહેવાને કિયામ કહે છે. એવી રીતે સીધા ઉભા રહેવું કે ઘુંટણો સુધી હાથ પહોંચી શકે નહીં. ફર્ઝ અને વાજીબ નમાઝોમાં એટલું ઉભા રહેવું ફર્ઝ છે કે, તેમાં ફર્ઝ કિરાઅત જેટલું પઢી શકાય. બીમારી કે બીજા કોઈ ઉઝરના મોટા કારણથી ઉભુ રહી શકાય તેમ ન હોય, ત્યારે ફર્ઝ નમાઝ બેસીને પઢવી જાઈઝ છે. નફલ નમાઝમાં કિયામ ફર્ઝ નથી. કોઈ ઉઝર વગર પણ બેસીને પઢી શકે છે, પણ બેસીને પઢવાથી અડધો સવાબ મળશે.

**(૩) કિરાઅત પઢવી :** નમાઝમાં કુર્આન મજીદ પઢવાને કિરાઅત કહે છે. ઓછામાં ઓછું એક આયત પઢવું ફર્ઝ છે. અને અલ્હમ્દુ શરીફની સુરત પઢવી વાજિબ છે.

ફર્ઝ નમાઝની પહેલી બે રકાતોમાં અને વિત્ર, સુન્નત અને નફલ નમાઝની દરેક રકાઅતમાં સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) પઢ્યા પછી ઓછામાં ઓછી કુર્આન મજીદની નાની ત્રણ આયતો અથવા એવી મોટી આયત કે જે નાની ત્રણ આયતો બરાબર હોય, પઢવી વાજિબ છે.

જો કોઈને એક આયત પણ યાદ ન હોય, તો તે કિરાઅતને બદલે 'સુબ્હાનલ્લાહ' અથવા 'અલ્હમ્દુલિલ્લાહ' પઢે. અને ઘણી જલ્દીથી તેણે ફર્ઝ કિરાઅત જેટલું શીખવું અને યાદ કરવું ફર્ઝ છે. અને વાજિબ જેટલું વાજિબ અને નહિ શીખવાથી ગુનેહગાર થશે.

**(૪) રુકૂઅ કરવો :** રુકૂઅનો મતલબ ઝૂકવું છે. અને તે ફર્ઝ છે. રુકૂઅની ઓછામાં ઓછી હદ હાથ ઘુંટણો સુધી પહોંચી જાય એટલું નમવું રુકૂઅનો કમથી કમ દરજો છે.

રુકૂઅ કરવાનો સુન્નત તરીકો : એટલું નમવું કે માથુ અને કમર બરાબર રહે અને હાથ પાંસળાથી જુદા રહે. અને બન્ને હાથે ઘુંટણોને પકડી લેવામાં આવે.

**(૫) સિજદહ કરવો :** જમીન ઉપર પેશાની મૂકવાને સિજદો કહેવામાં આવે છે. સિજદો કરતી વખતે નાક અને પેશાની બન્ને જમીન ઉપર રાખવા જોઈએ. જો કોઈએ વગર ઉઝરે માત્ર પેશાનીથી સિજદો કરી લીધો, તો સિજદો તો અદા થઈ જશે, પણ મકરૂહ છે. અને વગર ઉઝરે ફક્ત નાકથી સિજદો કર્યો, તો સિજદો થશે નહીં. નમાઝની દરેક રકાતમાં એક પછી એક એમ બે સિજદહ કરવા ફર્ઝ છે.

**(૬) આખરી કાએદહ કરવો :** નમાઝની છેવટમાં અત્તહિય્યાત પુરી પઢી શકાય તેટલું બેસવું દરેક નમાઝમાં ફર્ઝ છે. પછી તે ફર્ઝ નમાઝ હોય કે વાજિબ, સુન્નત હોય કે નફલ, દરેક નમાઝની આખરી રકાઅત પછી છેલ્લો કાએદહ કરવો ફર્ઝ છે.

આ નમાઝની અંદરના છ ફર્ઝો છે. જો તેમાંથી એક પણ ફર્ઝ રહી જશે, તો નમાઝ દુરૂસ્ત થશે નહીં, ફરીથી પઢવી પડશે.

## નમાઝના વાજિબો :

નમાઝમાં વાજિબોનું અદા કરવું જરૂરી છે. તેને વાજિબાતે નમાઝ કહે છે. નમાઝના વાજિબોમાંથી કોઈ વસ્તુ ભૂલથી છૂટી જાય તો સહવનો સિજદો કરી લેવાથી નમાઝ દુરૂસ્ત થઈ જશે. અને ભૂલથી છૂટી જવા બાદ સહવનો સિજદો કરવો રહી ગયો, તો હવે ફરીથી નમાઝ પઢે. વાજિબોમાંથી કોઈએ જાણી જોઈને કોઈ વાજિબ છોડી દીધો, તો સહવનો સિજદો કરવાથી પણ નમાઝ દુરૂસ્ત થશે

નહીં અને તેણે તે નમાઝ ફરીથી પઢવી વાજિબ થશે. નમાઝના વાજિબો નીચે મુજબ છે :

- ફર્ઝ નમાઝની પહેલી બે રક્અતોને કિરાઅત માટે ખાસ કરવી.
- ફર્ઝ નમાઝની ત્રીજી અને ચોથી રકાઅત સિવાય બધી નમાઝોની રકાઅતમાં **સૂરએ ફાતિહા** (અલ્હમ્દુ શરીફ) પઢવી.
- ફર્ઝ નમાઝની ત્રીજી અને ચોથી રકાઅત સિવાય બધી નમાઝની રકાઅતોમાં કુર્આન શરીફની ઓછામાં ઓછી નાની ત્રણ આયતો અથવા એક મોટી આયત અથવા તો નાની સુરત પઢવી.
- સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ)ને કિરાઅત પહેલાં પઢવી.
- કિરાઅતમાં, રુકૂઅ-સિજદાઓમાં, અરકાનો અને રકાઅતોમાં તરતીબ રાખવી (અનુક્રમે અદા કરવી).
- કવમહ કરવો, એટલે કે રુકૂઅથી ઉઠી સીધા ઉભા રહેવું.
- જલસો કરવો, એટલે કે, બન્ને સિજદા વચ્ચે સીધા બેસી જવું.
- બધા અરકાનો રુકૂઅ, સિજદા વિગેરે સારી રીતે અદા કરવા.
- પહેલો કાએદો કરવો. એટલે કે ત્રણ અને ચાર રક્અતવાળી નમાઝમાં બે રક્અત પછી અત્તહિય્યાત પઢી શકાય તેટલી વાર બેસવું.
- વિત્ર નમાઝમાં દુઆએ કુનૂત માટે તકબીર કહેવી અને **દુઆએ કુનૂત** પઢવી.
- બન્ને કાએદામાં **તશહ્હુદ** એટલે કે **અત્તહિય્યાત** પઢવી.
- સલામના શબ્દથી નમાઝ પૂરી કરવી. એટલે કે **"અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહ"** કહીને સલામ ફેરવવી.
- બન્ને ઈદોની નમાઝમાં વધારાની છ તકબીરો કહેવી.
- ઈમામે ફજર, મગરિબ, ઈશાં, જુમ્આ, ઈદો, તરાવીહ અને રમઝાન શરીફની વિત્રમાં અવાજથી કિરાઅત પઢવી અને ઝોહર, અસરની નમાઝમાં ધીમેથી કિરાઅત પઢવી.

## નમાઝની સુન્નતો :

નમાઝમાં જે ચીજો હુઝૂર નબીએ કરીમ (સલ.)થી સાબિત થઈ છે, પણ તેની તાકીદ ફર્ઝ અને વાજિબ બરાબર સાબિત થઈ નથી, તેને સુન્નત કહેવામાં આવે છે.

નમાઝમાં ફર્ઝ અને વાજિબ સિવાય બાકીની ચીજો સુન્નત અને મુસ્તહબ છે. નમાઝ સહીહ અને સારી રીતે સુન્નત તરીકા પ્રમાણે પઢવા માટે સુન્નતો ઉપર ધ્યાનથી અમલ કરવો જોઈએ. અને આ સુન્નતોમાંથી કોઈ ચીજ ભૂલથી છૂટી જાય, તો નમાઝ તૂટતી નથી અને સહવનો સિજદો પણ વાજિબ થતો નથી.

આ સુન્નતોમાં ઘણી સુન્નતો ''મોઅક્કેદાહ'' છે. અને થોડી સુન્નતો મુસ્તહબ છે, જે નીચે મુજબ છે :

- નમાઝ માટે ઉભા રહેવામાં બન્નેવ પગ વચ્ચેની જગ્યા ચાર આંગળ જેટલી રાખવી.
- તકબીરે તહરીમા કહેતા પહેલાં પુરૂષો બન્ને કાનોની લવ સુધી હાથ ઉઠાવે અને સ્ત્રીઓ ખભા સુધી હાથ ઉઠાવે.
- પુરૂષો હાથ ઉઠાવતી વખતે આંગળીઓ ઉભી રાખી અંગુઠા કાનો તરફ રાખી, હથેળી કિબ્લા સામે રાખે. અને સ્ત્રીઓ પણ હાથ ચાદરમાં રાખી હથેળી કિબ્લા સામે રાખે.
- ઈમામે બધી તકબીરો અવાજથી કહેવી.
- તકબીરે તહરીમા કહેતી વખતે સીધા ઉભા રહેવું અને માથુ નમાવવું નહીં.
- પુરૂષોએ જમણો હાથ ડાબા હાથની પીઠ ઉપર મૂકી ડુંટી નીચે બાંધવો. એવી રીતે કે જમણા હાથની નાની આંગળી અને અંગુઠાથી ડાબા હાથના પહોંચાને પકડી, હથેળી ડાબા હાથની પીઠ પર રાખી બાકીની ત્રણ આંગળીઓ પહોંચા ઉપર રાખે.

અને સ્ત્રીઓ છાતી પર ડાબા હાથની પીઠ ઉપર જમણો હાથ મૂકીને બાંધે.

- સના એટલે કે "**સુબ્હાનકલ્લાહુમ્મ**" પુરી પઢવી.
- અઉઝુબિલ્લાહ પુરી પઢવી.
- બિસ્મિલ્લાહ પુરી પઢવી.
- ફર્ઝ નમાઝની ત્રીજી અને ચોથી રકાઅતમાં સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) પઢવી.
- સૂરએ ફાતિહા પઢી લીધા પછી આમીન કહેવું.
- સના, અઉઝુ, બિસ્મિલ્લાહ અને આમીન દરેકને ધીમેથી પઢવું.
- રુકૂઅ અને સિજદામાં ત્રણ વાર તસ્બીહ પઢવી સુન્નતે મોઅક્કેદા છે અને પાંચ કે સાત વાર તસ્બીહ પઢવી મુસ્તહબ છે.
- સુન્નત મુજબ કુર્આન શરીફ અનુક્રમે પઢવું.
- રુકૂઅમાં માથુ અને પીઠ બન્ને ભાગ સરખા થઈ જાય તેટલું વળવું અને હાથને પાંસળીઓથી જુદા રાખવા અને બન્ને હાથની આંગળીઓ પહોળી કરી ઘુટણોને પકડવા. સ્ત્રીઓ બન્ને બાજુઓ અને બન્ને પગના ઘુટણો મેળવીને રાખે. અને બન્ને હાથની આંગળીઓ મેળવીને ઘુટણો પર હાથ મૂકે તેટલું ઝુકે.
- રુકૂઅ પછી ઉભા થતી વખતે "**સમિઅલ્લાહુલિમન હમિદહ**" કહેવું અને પુરા ઉભા થઈને "**રબ્બના લકલ હમ્દ**" કહેવું. જમાઅતની નમાઝમાં ઈમામે "**સમિઅલ્લાહુલિમન હમિદહ**" કહેવું અને મુક્તદીએ "**રબ્બના લકલ હમ્દ**" કહેવું.
- સિજદહમાં જતી વખતે પહેલાં બન્ને ઘુટણો, પછી બન્ને હાથ, પછી નાક અને પેશાની મૂકવી. એવી જ રીતે સિજદહથી ઉઠતી વખતે પહેલાં પેશાની, પછી નાક, પછી હાથ અને પછી ઘુટણો પર હાથના સહારે ઉભા થઈ જાય. જમીન પર હાથ ન ટેકવે.

- સિજદહની હાલતમાં પેટને જાંગથી અને કોણીઓને પાંસળાથી અને હાથોના પહોંચાને જમીનથી દૂર રાખે. હાથની આંગળીઓ મેળવેલી રાખે અને કિબ્લા સામે, કાનોની બરાબર રાખે. પગ જમીન ઉપર ઉભા લગાડેલા રાખી પગની આંગળીઓને પણ કિબ્લા સામે રાખે. સ્ત્રીઓ પગને ઉભા ન રાખે, બલ્કે જમણી તરફ પગ કાઢીને મૂકે અને પેટને જાંગથી અને બાઝુઓને બન્ને પાંસળીઓથી ભીસીને, કોણીઓને જમીન ઉપર રાખી દે અને સંકોચાઈને સિજદો કરે.
- જલસા અને કાએદામાં ડાબો પગ બીછાવી તેના ઉપર બેસે અને જમણા પગના પંજાને ઉભો રાખે. પગના આંગળાના ટેરવાં કિબ્લા તરફ રાખે અને બન્ને હાથ જાંગો પર મૂકી આંગળીઓ ઘુટણ પાસે કિબ્લા સામે રાખવી. સ્ત્રીઓ બેઉ પગ જમણી તરફ કાઢીને ડાબા ઢગરા પર બેસે. હાથની આંગળીઓ મેળવેલી રાખીને જાંગ ઉપર રાખે.
- તશહ્હુદ એટલે કે અત્તહિય્યાત પઢતી વખતે **"અશ્હદુ અલ્લા ઈલાહ"** ઉપર કલિમહની આંગળી ઉભી કરે (વચલી આંગળી અને અંગુઠાનું ગોળાકાર કરીને) અને **"ઈલ્લલ્લાહ"** કહેતી વેળા નીચે મૂકી દે. કાએદો પુરો થાય ત્યાં સુધી એમ જ રાખે.
- આખરી કાએદામાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ પઢવું.
- દુરૂદ શરીફ પછી દુઆ પઢવી.
- પ્રથમ જમણી તરફ અને પછી ડાબી તરફ સલામ ફેરવવી.
- કિયામની હાલતમાં નજર સિજદહની જગ્યાએ અને રુકૂઅમાં પગોની પીઠ ઉપર, જલ્સા અને કાએદામાં પોતાના ખોળા ઉપર અને સલામ ફેરવતી વખતે પોતાના ખભા ઉપર નજર રાખવી.
- ખાંસીને બને ત્યાં સુધી રોકવી.
- બગાસુ આવે ત્યારે મોઢુ બંધ રાખવું અને જો ખૂલી જાય તો

કિયામની હાલતમાં જમણા હાથની અને બીજી હાલતમાં ડાબા હાથની પીઠથી મોઢું ઢાંકી લેવું.

- ઈમામ સલામ ફેરવતી વખતે પોતાના તમામ મુક્તદીઓને અને ફરિશ્તાઓને જાણે સલામ કરે છે એવો ખ્યાલ કરે. અને મુક્તદી ઈમામને, ફરિશ્તાઓને અને પોતાના જમણી અને ડાબી તરફના નમાઝીઓને સલામ કરે છે એવો ખ્યાલ કરે. તેવી જ રીતે એકલા નમાઝ પઢવામાં બન્ને તરફ ફરિશ્તાઓને સલામ કરી રહ્યો છે, તેવો ખ્યાલ કરે.

## પાંચ વખતની નમાઝના ટાઈમ :

નમાઝ અદા કરવા માટે આ શર્ત છે કે, જે વખત નમાઝ માટે મુકર્રર કરવામાં આવ્યા છે, તે જ વખતે નમાઝ પઢવામાં આવે. તે વખતથી પહેલાં નમાઝ પઢશે, તો નમાઝ દુરૂસ્ત થશે નહીં. ફરીથી નમાઝ પઢવી પડશે. અને વખત વીતી ગયા પછી પઢશે, તો કઝા નમાઝ પઢવી પડશે.

**ફજરનો વખત** : સુબ્હે સાદિકથી લઈને સૂરજ ઉગવો શરૂ થાય ત્યાં સુધી રહે છે. એટલે કે સૂર્ય ઉગવા અગાઉ આશરે દોઢ કલાક પહેલાંથી શરૂ થઈ સૂર્ય ઉગવાની શરૂઆત થાય ત્યાં સુધી રહે છે.

**ઝોહરનો વખત** : બપોરના સૂરજ પશ્ચિમ તરફ ઢળવા પછી (ઝવાલ બાદ) પડછાયો પૂર્વ તરફ વધવા લાગે ત્યારથી શરૂ થઈ અસરનો વખત શરૂ થતાં પહેલાં સુધી રહે છે.

**અસરનો વખત** : ઝોહરના વખત પછી દરેક વસ્તુનો પડછાયો બમણો થવા પછી ઝોહરનો વખત ખતમ અને અસરનો વખત શરૂ થઈ સૂરજ આથમે ત્યાં સુધી રહે છે.

**મગરિબનો વખત** : સૂરજ આથમ્યા (ગુરૂબ) પછી શરૂ થઈ ઈશાંનો વખત શરૂ થાય ત્યાં સુધી બાકી રહે છે. (આશરે દોઢ કલાક)

**ઈશાંનો વખત** : સૂરજ ડુબ્યા પછી પશ્ચિમ તરફ આકાશના કિનારા ઉપર લાલી રહે છે. તે લાલી જતી રહ્યા પછી સફેદી આવે છે, તે પણ જતી રહે ત્યારથી ઈશાંનો વખત શરૂ થઈને સુબ્હે સાદિક પહેલાં સુધી રહે છે.

ફજરની નમાઝના ફર્ઝ પઢી લીધા પછી નફલ નમાઝ પઢવી મકરૂહ છે. સુન્નત પઢવાની બાકી હોય તો તે પણ સૂરજ નીકળી થોડો ઉંચે ચઢ્યા પછી પઢે, પણ કઝા નમાઝ પઢી શકાય છે. તિલાવતનો સિજદો પણ કરી શકાય છે. સૂરજ નીકળી રહ્યો હોય તે વખતે નમાઝ પઢવી કે તિલાવતનો સિજદો કરવો દુરૂસ્ત નથી. આ વખતે જો નમાઝ પઢશે, તો નમાઝ દુરૂસ્ત થશે નહીં. ફરીથી કઝા પઢે. તેવી જ રીતે બપોરના ઝવાલ વખતે કોઈપણ નમાઝ પઢવી કે તિલાવતનો સિજદો કરવો દુરૂસ્ત નથી.

એવી જ રીતે અસરની નમાઝ પઢ્યા બાદ કોઈ નફલ નમાઝ પઢવી દુરૂસ્ત નથી. કઝા નમાઝ પઢી શકાય છે અને તિલાવતનો સિજદો કરી શકાય છે. પરંતુ જો તડકો પીળો પડી જાય અને વખત ઓછો હોય તેવા વખતે પણ તે દુરૂસ્ત નથી. જો અસરની નમાઝ પઢી નથી, તો સૂરજ ડુબતાં સુધી પઢી શકાય છે. તડકો પીળો પડી જવા પછી અસરનો વખત મકરૂહ થઈ જાય છે.

મગરિબની નમાઝનો વખત લગભગ દોઢ કલાક સુધી રહે છે. પરંતુ મગરિબની નમાઝમાં જલ્દી કરવી, સૂરજ ડુબતાં જ પઢી લેવી મુસ્તહબ છે. મગરિબની નમાઝમાં એટલી વાર કરવી કે તારા દેખાવા લાગે, તો મકરૂહ છે.

ઈશાંનો વખત ૧/૩ (એક તૃતિયાંશ) રાત સુધી ઘણો સારો છે. અને અડધી રાત સુધી પણ સારો છે. અડધી રાત પછી વખત મકરૂહ થઈ જાય છે. પણ ઈશાંનો વખત સુબ્હ સાદિક થતાં પહેલાં સુધી બાકી રહે છે. ઈશાંની નમાઝ પહેલાં સૂઈ જવું મકરૂહ છે. જો કોઈ સૂઈ

જાય તો રાતમાં જ્યારે આંખ ખુલે ત્યારે અદાની નિય્યતથી જ ઈશાંની નમાઝ પઢે.

## પાંચ વખતની નમાઝ પઢવાની રક્અતો :

**ફજરની નમાઝ** : પ્રથમ બે રક્અત સુન્નતે મુઅક્કદહ
પછી બે રક્અત ફર્ઝ

**ઝોહરની નમાઝ** : પ્રથમ ચાર રક્અત સુન્નતે મુઅક્કદહ
પછી ચાર રક્અત ફર્ઝ
તે પછી બે રક્અત સુન્નતે મુઅક્કદહ
તે પછી બે રક્અત નફલ

**અસરની નમાઝ** : પ્રથમ ચાર રક્અત સુન્નત મુસ્તહબ
પછી ચાર રક્અત ફર્ઝ

**મગરિબની નમાઝ** : પ્રથમ ત્રણ રક્અત ફર્ઝ
પછી બે રક્અત સુન્નતે મુઅક્કદહ
પછી બે રક્અત નફલ

**ઈશાંની નમાઝ** : પ્રથમ ચાર રક્અત સુન્નત મુસ્તહબ
પછી ચાર રક્અત ફર્ઝ
તે પછી બે રક્અત સુન્નતે મુઅક્કદહ
તે પછી બે રક્અત નફલ
તે પછી ત્રણ રક્અત વિત્ર વાજિબ
તે પછી બે રક્અત નફલ

**જુમ્આની નમાઝ** : પ્રથમ ચાર રક્અત સુન્નતે મુઅક્કદહ
પછી બે રક્અત ફર્ઝ (જમાઅત સાથે)
તે પછી ચાર રક્અત સુન્નતે મુઅક્કદહ
તે પછી બે રક્અત સુન્નત મુસ્તહબ
તે પછી બે રક્અત નફલ

આવી રીતે પાંચ વખતની નમાઝમાં સત્તર રક્અત નમાઝ ફર્ઝ

છે, અને ત્રણ રક્અત નમાઝ વિત્ર વાજિબ. તે ફર્ઝની બરાબર છે. તે પઢવી જરૂરી છે. આમાંથી કોઈપણ નમાઝ છોડવાથી સખ્ત ગુનાહ અને અઝાબને પાત્ર ઠરશે.

બાલિગ થવાથી લઈને અત્યાર સુધીમાં કોઈ નમાઝ પઢવી છૂટી (બાકી) ગયેલી હોય, તો તેની કઝા પઢવી જરૂરી છે.

જેટલા દિવસની નમાઝ કઝા બાકી હોય, ઉપર મુજબ ફર્ઝ અને વિત્રની જ કઝા કરવી પડશે. જલ્દીથી કોશિશ કરી નમાઝ પઢી લેવી જોઈએ.

એવી જ રીતે પાંચ વખતની નમાઝમાં બાર રક્અત સુન્નત નમાઝ ''મુઅક્કદહ'' એટલે કે તે પઢવી જરૂરી છે. અને આ નમાઝ માટે હદીષ શરીફમાં પઢવાની તાકીદ છે. આ નમાઝને વગર કારણે છોડવાથી ગુનોહ થશે. ''મુસ્તહબ'' સુન્નતો પઢવાથી ઘણો સવાબ મળે છે, અને ન પઢવાથી કશો ગુનોહ નથી.

નફલ નમાઝ ઉભા રહીને પઢવાથી પુરો સવાબ મળે છે, અને બેસીને પઢવાથી અડધો સવાબ મળે છે.

હદીષ શરીફમાં ફજરની બે રક્અત સુન્નતની ઘણી તાકીદ આવેલી છે. જેથી ફજરની નમાઝ માટે કોઈ દિવસ મોડું થઈ જાય અથવા તો આખર વખત હોય, અથવા તો જમાઅતમાં શામેલ થવામાં એક રક્અત પણ મળી શકે તેમ ન હોય (જમાઅતની એક રક્અત મળી શકે તેમ હોય તો પ્રથમ સુન્નત પઢી લે), તો ફર્ઝ પઢી લે. અને જ્યારે સૂર્ય નીકળી થોડો ઉંચે આવે ત્યારે બે રક્અત સુન્નતની કઝા પઢવી જરૂરી છે. તેવી જ રીતે ફજરની નમાઝ કઝા થઈ જાય ત્યારે ઝવાલ પહેલાં સુન્નત અને ફર્ઝ નમાઝની કઝા પઢવી પડશે.

એવી રીતે ઈશાંની નમાઝ કઝા થઈ ગઈ હોય તો ઈશાંની નમાઝ કઝા પઢવામાં ચાર રકાત ફર્ઝ સાથે વિત્રની પણ કઝા પઢવી જરૂરી છે.

રમઝાનુલ મુબારકમાં ઈશાંની નમાઝ પછી વીસ (૨૦) રક્અત

તરાવીહ "સુન્નતે મુઅક્કદહ" છે.

બન્ને ઈદના દિવસે બબ્બે રક્અત નમાઝ પઢવી વાજિબ છે.

આ ઉપરાંત રોજની નફલ નમાઝો પણ છે. જેના પઢવાની ઘણી ફઝીલત હદીષ શરીફમાં બયાન થઈ છે. જેવી કે, ઈશ્રાક, ચાશ્ત, અવ્વાબીન, તહજ્જુદ વિગેરે. જેનું બયાન નફલ નમાઝમાં આવશે, ઈન્શાઅલ્લાહ.

**નમાઝ પઢવાની રીત :**

જ્યારે નમાઝનો વખત થઈ જાય ત્યારે સૌપ્રથમ સારી રીતે સુન્નત તરીકા પ્રમાણે વુઝૂ કરો. વુઝૂ કર્યા પછી જ્યારે નમાઝ માટે ઉભા રહો ત્યારે પોતાના દિલમાં સારી રીતે એ ખ્યાલ લાવો કે, અમો ખતાકાર અને ગુનેહગાર બંદા છીએ. અને તે માલિક અને મઅબૂદની સામે ઉભા રહીએ છીએ, જે અમારા જાહિર અને બાતિન, દશ્ય-અદશ્ય સર્વે હાલતોને સારી રીતે જાણે છે. અને કિયામતના દિવસે અમારે તેની જ સામે રજૂ થવાનું છે.

ત્યાર બાદ કિબ્લા તરફ મોઢું કરીને દિલમાં ખ્યાલ કરે કે, હું ફલાણા વખતની ફર્ઝ, સુન્નત, નફલ અથવા તો વિત્ર નમાઝ આટલી રક્અત પઢું છું. ઝબાનથી કહે તો બેહતર છે. દા.ત. ફજરની સુન્નત પઢવી હોય તો "હું ફજરની બે રક્અત સુન્નત પઢું છું, વાસ્તે અલ્લાહ તઆલાના, મોઢું મારૂં કા'બા શરીફ તરફ."

એવી જ રીતે ફર્ઝ નમાઝ જમાઅત સાથે પઢતા હોય તો એટલું વધારવું કે, આ ઈમામની પાછળ (ઈક્તેદામાં). દા.ત. અસરની ફર્ઝ પઢવી હોય તો "હું અસરની ચાર રક્અત ફર્ઝ પઢું છું, વાસ્તે અલ્લાહના, મોઢું મારૂં કા'બા શરીફ તરફ, આ ઈમામની પાછળ."

મતલબ કે, દરેક નમાઝની રક્અત અને વખતનું નામ લઈને ઝબાન અને દિલમાં પણ એ જ ખ્યાલ કરે. પછી કાનો સુધી બન્ને હાથ ઉઠાવી ઝબાનથી તકબીરે તહરીમહ **"અલ્લાહુ અકબર"** કહે. અને

બન્ને હાથ ડુંટીની નીચે બાંધે. અલ્લાહ તઆલાની આગળ પોતાની હાજરીનું પુરૂ ધ્યાન આપી "**સના**" પઢે.

سُبُحَانَکَ اللّٰهُمَّ وَبِحَمۡدِکَ وَتَبَارَکَ اسۡمُکَ
وَتَعَالٰی جَدُّکَ وَلَآ اِلٰـهَ غَيۡرُکَ ط

**સુબ્હાનકલ્લાહુમ્મ વ-બિહમ્દિક વ-તબારકસ્મુક વ-તઆલા જદ્દુક વ-લાઈલાહ ગયરૂક.**

**અર્થ** : અય અલ્લાહપાક ! તુ પવિત્ર છે, અને તારા જ માટે સઘળા વખાણ છે. અને બરકતવાળુ છે તારૂં નામ અને તારી શાન ચઢિયાતી છે અને તારા સિવાય કોઈ મઅબૂદ નથી.

પછી "**અઊઝુબિલ્લાહિ મિનશ્શયતા નિર્રજીમ**" પઢે.

**અર્થ** : હું અલ્લાહપાકની પનાહ લઉં છું ધુત્કારેલા શયતાનથી.

પછી "**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**" પઢે.

**અર્થ** : શરૂ કરૂં છું અલ્લાહપાકના નામથી, જે મોટો મહેરબાન અને ઘણો જ રહેમવાળો છે.

ત્યાર બાદ "**સૂરએ ફાતિહા**" (અલ્હમ્દુ શરીફ) પઢે.

اَلۡحَمۡدُ لِلّٰهِ رَبِّ الۡعٰلَمِيۡنَ ۙ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ۙ مٰلِكِ
يَوۡمِ الدِّيۡنِ ؕ اِيَّاكَ نَعۡبُدُ وَاِيَّاكَ نَسۡتَعِيۡنُ ؕ اِهۡدِنَا
الصِّرَاطَ الۡمُسۡتَقِيۡمَ ۙ صِرَاطَ الَّذِيۡنَ اَنۡعَمۡتَ عَلَيۡهِمۡ
غَيۡرِ الۡمَغۡضُوۡبِ عَلَيۡهِمۡ وَلَا الضَّآلِّيۡنَ ؏

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન, અર્રહમા નિર્રહીમ, માલિકિ યવ-મિદ્દીન, ઈય્યાક નઅ્બુદુ વ ઈય્યાક નસ્તઈન. ઈહ્દીનસ્સિરાતલ મુસ્તકીમ, સિરાતલ્લઝીન અન્અમ્ત અલયહિમ ગયરિલ મગદૂબિ અલયહિમ વલદ-દાલ્લીન. (આમીન)**

**અર્થ :** દરેક પ્રકારના વખાણ અલ્લાહપાકને માટે જ છે, જે સઘળા જગતનો પાલનહાર છે. મહાન કૃપાળુ અને ઘણો દયાળુ છે. કિયામતના દિવસનો માલિક છે. (હે અલ્લાહપાક !) તારી જ અમે બંદગી કરીએ છીએ અને તારાથી જ અમે મદદ માંગીએ છીએ. તુ અમને સીધા માર્ગે ચલાવ. તેઓના માર્ગે કે જેઓ ઉપર તેં ફઝલ કર્યો છે, ન તેઓના માર્ગે કે જેઓ પર તારો કોપ ઉતર્યો અને ન ભટકેલાઓના માર્ગે. (હે અલ્લાહ ! મારી આ દુઆ કબૂલ કરી લે.)

ત્યાર બાદ કોઈ સૂરત અથવા સૂરતનો અમુક ભાગ પઢે. નીચે કુર્આન શરીફની છેવટની સાત સૂરતો તર્જુમા સાથે શામેલ છે :

إِنَّآ أَعْطَيْنٰكَ الْكَوْثَرَ ۝ فَصَلِّ لِرَبِّكَ وَانْحَرْ ۝
إِنَّ شَانِئَكَ هُوَ الْأَبْتَرُ ۝

**ઈન્ના અઅ્તયના કલ કવસર. ફસલ્લિ લિરબ્બિક વન્હર. ઈન્ન શાનિ-અક હુવલ અબ્તર.**

**અર્થ :** (હે નબી !) બેશક, અમે તમને કવષર બક્ષિશ આપી છે. માટે તમે તમારા પરવરદિગાર માટે નમાઝ પઢો અને કુર્બાની કરો. બેશક, તમારો દુશ્મન જ નામોનિશાન વિનાનો થઈ જનાર છે.

قُلْ يٰٓأَيُّهَا الْكٰفِرُوْنَ ۝ لَآ أَعْبُدُ مَا تَعْبُدُوْنَ ۝
وَلَآ أَنْتُمْ عٰبِدُوْنَ مَآ أَعْبُدُ ۝ وَلَآ أَنَا عَابِدٌ مَّا
عَبَدْتُّمْ ۝ وَلَآ أَنْتُمْ عٰبِدُوْنَ مَآ أَعْبُدُ ۝ لَكُمْ
دِيْنُكُمْ وَلِيَ دِيْنِ ۝

**કુલ યા અય્યુહલ કાફિરૂન, લા અઅ્બુદુ મા તઅ્બુદુન વલા અન્તુમ આબિદુન મા અઅ્બુદ, વલા અન આબિદુમ્મા અબત્તુમ, વલા અન્તુમ આબિદુન મા અઅ્બુદ, લકુમ દીનુકુમ વલિયદીન.**

**અર્થ :** (હે નબી !) કદી દો કે, હે કાફિરો ! જે (મૂર્તિઓ)ને તમે પૂંજો છો, તેને હું પૂંજતો નથી. અને ન તમે તે (ખુદાપાક)ને પૂંજો છો, જેને હું પૂંજુ છું. અને ન મારે તે (મૂર્તિઓ)ને પૂંજવી છે, જેની તમે પૂંજા કરો છો. અને ન તમે તે (ખુદા)ને પૂજશો, જેને હું પૂંજતો રહીશ. તમારા માટે તમારો માર્ગ અને મારા માટે મારો માર્ગ છે.

اِذَا جَآءَ نَصۡرُ اللّٰهِ وَالۡفَتۡحُ ۙ وَرَاَيۡتَ النَّاسَ يَدۡخُلُوۡنَ فِىۡ دِيۡنِ اللّٰهِ اَفۡوَاجًا ۙ فَسَبِّحۡ بِحَمۡدِ رَبِّكَ وَاسۡتَغۡفِرۡهُ ؕ اِنَّهٗ كَانَ تَوَّابًا ۙ

**ઈઝા જા-અ નસ્રૂલ્લાહિ વલ્-ફત્હુ, વ-ર-અયતન્નાસ યદ્-ખુલુન ફી-દીનિલ્લાહિ અફવાજા, ફસબ્બિહ્ બિહમ્દિ રબ્બિક વસ્તગ્ફિરહુ ઈન્નહુ કા-ન તવ્વાબા.**

**અર્થ :** (હે નબી !) જ્યારે અલ્લાહપાકની મદદ અને (મક્કાની) ફતેહ આવી પહોંચી, અને તમે લોકોને જોઈ લીધા કે, અલ્લાહપાકના દીનમાં ટોળેટોળાં દાખલ થઈ રહ્યા છે, ત્યારે પોતાના પરવરદિગારની ખૂબીઓ સાથે પવિત્રતાનું વર્ણન કરો અને તેનાથી બક્ષીશ માંગો. બેશક, તે બહુ જ માફી આપનાર છે.

تَبَّتۡ يَدَاۤ اَبِىۡ لَهَبٍ وَّتَبَّ ؕ مَاۤ اَغۡنٰى عَنۡهُ مَالُهٗ وَمَا كَسَبَ ؕ سَيَصۡلٰى نَارًا ذَاتَ لَهَبٍ ۚ وَّامۡرَاَتُهٗ ؕ حَمَّالَةَ الۡحَطَبِ ۚ فِىۡ جِيۡدِهَا حَبۡلٌ مِّنۡ مَّسَدٍ ۙ

**તબ્બત યદા અબી લહબિંવ વતબ્બ. મા અગના અન્હુ મા લુહુ વમા કસબ. સયસ્લા નારન ઝાત લહબિંવ વમ્રઅતુહ. હમ્મા લતલ હતબિ ફી-જી-દિહા હબ્લુમમીમ મસદ.**

**અર્થ :** અબૂ લહબના હાથ ભાંગે અને તેનો નાશ થાય, ન તો

તેનો માલ તેને કામ લાગ્યો અને ન તેની કમાણી. હવે તે (મર્યા પછી) એક ભડકાવાળી આગમાં પડશે, અને તેની સ્ત્રી પણ જે (કાંટાવાળા) લાકડા ઉઠાવી લાવે છે, તેણીની ગરદનમાં ખૂબ વણેલી દોરડી હશે.

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۝ اَللّٰهُ الصَّمَدُ ۝ لَمْ يَلِدْ وَلَمْ يُوْلَدْ ۝ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ۝

**કુલહુ વલ્લાહુ અહદ્, અલ્લાહુસ્સમદ, લમ યલિદ વલમ યુલદ, વલમ યકુલ્લહુ કુફૂવન અહદ્.**

**અર્થ :** (હે નબી !) કહી દો કે, તે અલ્લાહપાક એકલો જ છે. (તે) અલ્લાહપાક બેનિયાઝ છે. (કોઈનો ગરજવાન નથી, સૌ તેના જ ગરજવાન છે.) તેનાથી કોઈ જન્મ્યો નથી, અને ન તે કોઈથી જન્મ્યો અને તેના સમાન બીજો કોઈ જ નથી.

قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ ۝ مِنْ شَرِّ مَا خَلَقَ ۝ وَمِنْ شَرِّ غَاسِقٍ اِذَا وَقَبَ ۝ وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِي الْعُقَدِ ۝ وَمِنْ شَرِّ حَاسِدٍ اِذَا حَسَدَ ۝

**કુલ અઉઝુ બિરબ્બિલ ફલક. મિન શર્રિ મા ખલક. વમિન શર્રિ ગાસિકિન ઈઝા વકબ. વમિન શર્રિન નફ્ફાસાતિ ફિલ ઉકદ. વમિન શર્રિ હાસિદિન ઈઝા હસદ.**

**અર્થ :** કહો કે હું સવારના પ્રકાશના પરવરદિગારનો આશ્રય લઉં છું, તેની તમામ મખ્લૂકની બુરાઈથી. અને અંધારાની બુરાઈથી, જ્યારે તે પ્રસરી જાય. અને (જાદુ, ટુચકા માટે) ગાંઠો પર ફૂંકો મારનારીઓની બુરાઈથી અને હસદ કરનારની બુરાઈથી, જ્યારે તે અદેખાઈ કરે.

قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ ۝ مَلِكِ النَّاسِ ۝ اِلٰهِ

النَّاسِ ﴿٢﴾ مِنْ شَرِّ الْوَسْوَاسِ ۙ الْخَنَّاسِ ﴿٥﴾ الَّذِي
يُوَسْوِسُ فِي صُدُورِ النَّاسِ ﴿٥﴾ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ ﴿٦﴾

**કુલ અઉઝુ બિરબ્બિન્નાસ. મલિકિન્નાસ. ઈલાહિન્નાસ. મિન શર્રિલ વસ્વાસિલ ખન્નાસ. અલ્લઝી યુવસવિસુ ફી સુદૂરિન્નાસ. મિનલ જિન્નતિ વન્નાસ.**

**અર્થ :** કહો કે હું સર્વ માણસોનો પાલનહાર, સર્વના બાદશાહ અને સૌના મઅબૂદનો આશરો લઉં છું. વસવસા નાખનાર, સંતાઈ જનાર (શયતાન)ની બુરાઈથી, જે લોકોના દિલોમાં વસવસા નાંખે છે, જિન્નાતમાંથી હોય કે માણસોમાંથી.

મતલબ કે, અલ્હમ્દુ શરીફ બાદ કુર્આન મજીદની કોઈ સૂરત અથવા કોઈ સૂરતમાંથી એક મોટી આયત અથવા તો નાની ત્રણ આયતો દરેક નમાઝમાં આટલી કિરાઅત, એટલે ઓછામાં ઓછું આટલું કુર્આન શરીફ પઢવું જરૂરી છે.

જ્યારે કુર્આન શરીફ પઢી ચૂકો, તો અલ્લાહ તઆલાની શાનની મોટાઈ અને પ્રતાપનું ધ્યાન ધરતાં દિલ અને જીભ વડે **"અલ્લાહુ અક્બર"** કહેતાં રુકૂઅમાં ચાલ્યા જાવ અને **"સુબ્હાન રબ્બિયલ અઝીમ"** (અર્થ : પાક છે મારો પરવરદિગાર, જે મોટી શાનવાળો છે.) ત્રણ વાર, પાંચ વાર અથવા સાત વાર પઢે.

રુકૂઅમાં જ્યારે અલ્લાહ તઆલાની પવિત્રતા અને મોટાઈના આ શબ્દો મોઢે બોલે ત્યારે પણ દિલમાં તેની પવિત્રતા તથા મોટાઈનું પુરેપુરૂં ધ્યાન હોવું જોઈએ. તે પછી રુકૂઅથી માથુ ઉંચકે અને **"સમીઅલ્લાહુલિમન્ હમિદહ"** (અર્થ : અલ્લાહ તઆલાએ તે બંદાની સાંભળી (કબૂલ કરી) જેણે તેની તારીફ કરી.) કહેતાં સીધા ઉભા થઈ જાઓ અને હાથોને પોતાની હાલત પર છોડી દો. તેના પછી **"રબ્બના લકલ્ હમ્દ"** (અર્થ : હે અમારા પાલનહાર ! સર્વે તારીફ

તારા માટે જ છે.) કહે.

રુકૂઅ કર્યા પછી ઉભા રહેવાનું નામ કવ્મહ છે. ત્યાર બાદ ફરી દિલ અને જીભ વડે **"અલ્લાહુ અકબર"** કહે અને પોતાના આકા અને પાલનહારની આગળ સિજદહમાં પડી જાય. અને અલ્લાહપાકનું પુરૂં ધ્યાન ધરીને તેમજ તેને પોતાની સામે હાજિર સમજીને તેને સંબોધન કરીને જીભથી તેમજ દિલોજાનથી કહે **"સુબ્હાન રબ્બિયલ અઅલા"** (અર્થ : પાક છે મારો પરવરદિગાર, જે બહુ ઉંચી શાનવાળો છે) ત્રણ વાર, પાંચ વાર અથવા સાત વાર કહે.

સિજદહની હાલતમાં જ્યારે આ કલિમહ ઝબાન પર હોય ત્યારે દિલમાં પોતાની પરાધિનતા, લાચારી તથા હલકાઈનો અને અલ્લાહ પાકની પવિત્રતા તથા અતિ ઉચ્ચતર હોવાનું સંપૂર્ણ ધ્યાન હોવું જોઈએ. આ ધ્યાન પ્રમાણમાં જેટલું વધારે અને જેટલું ઉંડુ હશે, તેટલી જ નમાઝ સારી અને વધુ કિંમતી થશે. કારણકે એ જ નમાઝની રૂહ છે.

ત્યાર બાદ **"અલ્લાહુ અકબર"** કહેતાં માથુ ઉંચકે અને સારી રીતે બેસી જાય. (એને જલસો કહે છે.)

પછી **"અલ્લાહુ અકબર"** કહેતાં બીજો સિજદહ કરે અને એમાં પણ પહેલા સિજદહની જેમજ **"સુબ્હાન રબ્બિયલ અઅલા"** ત્રણ વાર, પાંચ વાર અથવા તો સાત વાર પઢે. પછી **"અલ્લાહુ અકબર"** કહેતાં પહેલાં માથુ અને નાક ઉપાડે અને ઘુટણો પર હાથ રાખીને સીધા ઉભા થઈ જાય.

બીજી રક્અતમાં પહેલી રક્અતની જેમજ હાથ બાંધે અને પછી ''અલ્હમ્દુ શરીફ'' અને તેના પછી કુર્આન શરીફની કોઈ સૂરત અથવા આયત પહેલી રક્અતની જેમજ પઢે. પછી રુકૂઅ કરે, પછી કવમહ, સિજદહ, જલસો અને બીજો સિજદહ અદા કરે. હવે જલસાની જેમ જમણો પગ ઉભો કરી ડાબા પગ ઉપર બેસી જાય. (આ બેસવાનું નામ કાએદહ છે.) ત્યાર બાદ તશહ્હુદ પઢે.

اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَالصَّلَوٰتُ وَالطَّيِّبَاتُ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَاالنَّبِىُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ط اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصّٰلِحِيْنَ ط اَشْهَدُ اَنْ لَّااِلٰـهَ اِلَّااللّٰهُ وَ اَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُـهٗ ط

**અત્તહિય્યાતુ લિલ્લાહિ વસ્સલવાતુ વત્તય્યિબાતુ અસ્સલામુ અલયક અય્યુહન્નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ. અસ્સલામુ અલયના વઅલા ઈબાદિલ્લાહિસ્સાલિહિન. અશ્હદુ અલ્લાઈલાહ ઈલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ.**

**અર્થ :** અદબ અને તઅઝીમના સઘળા શબ્દો અલ્લાહપાકને માટે જ છે. અને સઘળી ઈબાદતો તથા સદકાઓ (ખયરાતો) અલ્લાહ પાકને માટે જ છે. હે નબી ! તમારા ઉપર સલામ અને અલ્લાહપાકની રહમત તથા તેની બરકતો થાઓ. અમારા ઉપર તેમજ અલ્લાહના નેક બંદાઓ ઉપર સલામ થાઓ. હું સાક્ષી આપું છું કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ બંદગીને લાયક નથી, તેમજ સાક્ષી આપું છું કે, મુહમ્મદ (સલ.) અલ્લાહપાકના બંદા અને તેના રસૂલ છે.

હવે જો ત્રણ કે ચાર રક્અત ફર્ઝ નમાઝ પઢવાની નિય્યત કરી હોય તો અત્તહિય્યાત (તશહ્હુદ) પઢીને અલ્લાહુ અકબર કહેતાં ઉભા થઈ જાઓ અને ત્રીજી અને ચોથી રક્અતમાં બીજી રક્અતની જેમ ફક્ત અલ્હમ્દુ શરીફ પઢીને રુકૂઅમાં જાય, સૂરત પઢે નહીં. અને જો વાજિબ અથવા તો સુન્નત કે નફલ નમાઝની નિય્યત કરી હોય તો ત્રીજી અને ચોથી રક્અતમાં અલ્હમ્દુ શરીફ બાદ સૂરત પઢવી પડશે. સૂરત પઢ્યા બાદ રુકૂઅમાં જાય અને પહેલી બે રક્અતની જેમજ કવમહ, સિજદહ, જલસો વિગેરે કરી (રક્અતો પૂરી કરી) આખરી રક્અતમાં બેસી જાય.

નમાઝની છેવટમાં બેસવાને આખરી કાએદહ કહે છે. આખરી કાએદહમાં બેસીને પહેલાં અત્તહિય્યાત (તશહ્હુદ) પઢે અને ત્યાર બાદ દુરૂદ શરીફ અને દુઆ પઢવી.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ
عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط
اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ، كَمَا بَارَكْتَ
عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ، اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

**અલ્લાહુમ્મ સલ્લિઅલા મુહમ્મદિંવ વઅલા આલિ મુહમ્મદિન કમા સલ્લય્‌ત અલા ઈબ્રાહીમ વઅલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ. અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિંવ વઅ્લા આલિ મુહમ્મદિન કમા બારક્‌ત અલા ઈબ્રાહીમ વઅલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ.**

**અર્થ** : અય અલ્લાહપાક ! તુ હઝરત મુહમ્મદ (સલ.) પર તથા મુહમ્મદ (સલ.)ની આલ ઉપર ખાસ રહમત મોકલ, જેવી કે તેં ખાસ રહમત ઈબ્રાહીમ (અલૈ.) પર તથા ઈબ્રાહીમ (અલૈ.)ની આલ પર મોકલી છે. સાચે જ તુ મહાન તારીફને લાયક તથા બુઝુર્ગીવાળો છે. અય અલ્લાહપાક ! તુ હઝરત મુહમ્મદ (સલ.)ની તથા તેમની આલ પર બરકતો ઉતાર, જેવી કે તેં ઈબ્રાહીમ (અલૈ.) પર તથા ઈબ્રાહીમ (અલૈ.)ની આલ પર બરકતો નાઝિલ કરી. બેશક, તુ અતિ વખાણને પાત્ર બુઝુર્ગીવાળો છે.

આ દુરૂદ શરીફ મૂળ હુઝૂર (સલ.) માટે તથા આપની આલ માટે (એટલે કે, આપના ઘરવાળાઓ તથા આપની સાથે દીની સબંધ રાખનારાઓ માટે) રહમત તથા બરકતની દુઆ છે. આ દીની નેઅમત તથા નમાઝની દોલત આપણને રસૂલુલ્લાહ (સલ.)ની મારફતે જ પ્રાપ્ત થઈ છે. જેથી અલ્લાહ તઆલા તરફથી હુઝૂર (સલ.)ના આ

અહેસાનનો આભાર માનવા માટે આપણા ઉપર મુકર્રર કરવામાં આવ્યું છે કે, જ્યારે નમાઝ પઢીએ તો તેની આખરમાં હુઝૂર (સલ.) માટે તેમજ આપની આલ માટે પણ રહમત તથા બરકતની દુઆ કરીએ. ત્યારે આપણે જોઈએ કે, દરેક નમાઝની આખરમાં તશહ્હુદ પઢી રહ્યા પછી આપણે હુઝૂર (સલ.)ના અહેસાનોને યાદ કરતાં ખરા દિલથી તેમના ઉપર આ દુરૂદ શરીફ પઢીએ અને તેમના માટે રહમત તથા બરકતની દુઆ માંગીએ.

દુરૂદ શરીફ પઢી લીધા બાદ પોતાના માટે આ દુઆ માંગીએ અને ત્યાર બાદ સલામ ફેરવીએ.

اَللّٰهُمَّ اِنِّیۡ ظَلَمۡتُ نَفۡسِیۡ ظُلۡمًا كَثِیۡرًا ، و لَایَغۡفِرُالذُّنُوۡبَ اِلَّا اَنۡتَ، فَاغۡفِرۡلِیۡ مَغۡفِرَةً مِّنۡ عِنۡدِكَ وَارۡحَمۡنِیۡ، اِنَّكَ اَنۡتَ الۡغَفُوۡرُ الرَّحِیۡمُ ط

**અલ્લાહુમ્મ ઈન્ની ઝલમ્તુ નફસી ઝુલ્મન કસીરંવ વલા યગફિરૂઝ ઝુનૂબ ઈલ્લા અન્ત ફગફિરલી મગફિરતંમ મિન ઈન્દિક વર્હમ્ની ઈન્નક અન્તલ ગફુરૂર રહીમ.**

**અર્થ :** હે અલ્લાહપાક ! મેં મારી જાન પર ઘણો જ ઝુલ્મ કર્યો છે (અને તારી આજ્ઞાપાલન તથા ઈબાદતમાં મારાથી ભારે કસૂર થયો છે) અને તારા સિવાય કોઈપણ ગુનાહોને બક્ષનાર નથી, તો તું મને માત્ર પોતાના ફઝલથી બક્ષી દે અને મારા ઉપર રહમ કર. બેશક, તું જ બક્ષનાર, ઘણો રહમકર્તા છે.

આ દુઆમાં પોતાના કસૂરો તથા ગુનાહોનો એકરાર છે. અને અલ્લાહપાકની બક્ષિસ અને દયાની યાચના છે. ખરેખર, બંદાઓ માટે લાયક એ જ છે કે, તે નમાઝ જેવી ઈબાદત કરવા પછી પણ પોતાના કસૂરોનો એકરાર કરે અને પોતાને દોષિત તથા ગુનેહગાર સમજે અને અલ્લાહપાકની બક્ષિસ તેમજ તેની રહમતને પોતાનો આશ્રય સમજે અને ઈબાદતના કારણે તેમાં કંઈ ગર્વ ઉત્પન્ન થવા

પામે નહીં. કારણકે અલ્લાહપાકની ઈબાદતનો હક આપણાથી કોઈ પણ રીતે અદા થઈ શકતો નથી.

આ સિવાય કુર્આન શરીફની આ દુઆ પણ પઢી શકાય છે :

رَبَّنَا اٰتِنَا فِی الدُّنْيَا حَسَنَةً وَّفِی الْاٰخِرَةِ
حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ ط

**રબ્બના આતિના ફિદ્ દુન્યા હસનતંવ વફિલ આખિરતિ હસનતંવ વકિના અઝાબન્નાર.**

**અર્થ** : હે અમારા પરવરદિગાર ! તું અમને દુનિયામાં ભલાઈ આપ અને આખિરતમાં પણ ભલાઈ આપ અને દોઝખના અઝાબથી અમને બચાવ.

ત્યાર બાદ **"અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ"** (અર્થ : સલામ થાઓ તમારા ઉપર અને અલ્લાહપાકની રહમતો) કહેતાં પહેલા જમણી તરફ સલામ ફેરવે અને પછી ''અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ'' કહી ડાબી તરફ સલામ ફેરવે.

ઉપર મુજબ ફર્ઝ, સુન્નત અને નફલ નમાઝ પઢવાની રીતનું વર્ણન થયું. હવે ઈશાંની વિત્ર નમાઝની રીત આ મુજબ છે :

વિત્રની ત્રણ રક્અતમાં અલ્હમ્દુ શરીફ બાદ સૂરત પઢવી અને ત્રીજી રક્અતમાં સૂરત પઢ્યા બાદ **"અલ્લાહુ અકબર"** કહીને શરૂ નમાઝની જેમ કાનો સુધી હાથ ઉઠાવી પાછા હાથ બાંધી લેવા અને ત્યાર બાદ ''દુઆએ કુનૂત'' પઢવું.

اَللّٰهُمَّ اِنَّا نَسْتَعِيْنُكَ وَنَسْتَغْفِرُكَ وَنُؤْمِنُ بِكَ
وَنَتَوَكَّلُ عَلَيْكَ وَنُثْنِیْ عَلَيْكَ الْخَيْرَ، وَنَشْكُرُكَ
وَلَا نَكْفُرُكَ ، وَنَخْلَعُ وَنَتْرُكُ مَنْ يَّفْجُرُكَ ط اَللّٰهُمَّ

اِیَّاکَ نَعْبُدُ وَلَکَ نُصَلِّیْ ، وَنَسْجُدُ وَاِلَیْکَ نَسْعٰی ، وَنَحْفِدُ وَنَرْجُوْ رَحْمَتَکَ وَنَخْشٰی عَذَابَکَ، اِنَّ عَذَابَکَ بِالْکُفَّارِ مُلْحِقٌ ط

**અલ્લાહુમ્મ ઈન્ના નસ્તઈનુક વ નસ્તગફિરૂક વનુઅ્‌મિનુ બિક વનતવક્કલુ અલય્‌ક વનુષની અલયકલ ખૈર, વ નશ્કુરૂક વલા નકફુરૂક વ નખ્લઉ વ નત્‌રુકુ મંય યફજુરૂક, અલ્લાહુમ્મ ઈય્યાક નઅ્‌બુદુ વલકનુસલ્લી વ નસ્‌જુદુ વઈલયક નસ્આ વ નહફિદુ વ નરજુ રહ્‌મતક વ નખ્શા અઝાબક, ઈન્ન અઝાબક બિલ કુફ્ફારિ મુલ્હિક.**

**અર્થ :** અય અલ્લાહપાક ! અમે તારાથી મદદ માંગીએ છીએ અને મગફિરત ચાહીએ છીએ. અમે તારા પર ઈમાન લાવીએ છીએ અને તારા પર ભરોસો કરીએ છીએ. ખૂબીની સાથે તારી તઅરીફ કરીએ છીએ અને તારો શુક્ર અદા કરીએ છીએ. તારી નાશુક્રી કરતા નથી. અને જે તારી નાફરમાની કરે, તેનાથી અલગ થઈએ છીએ અને તેને છોડીએ છીએ. હે અલ્લાહપાક ! અમે તારી જ બંદગી કરીએ છીએ અને તારા જ માટે નમાઝ પઢીએ છીએ અને સિજદો કરીએ છીએ. તારી જ તરફ દોડીએ અને લપકીએ છીએ અને તારાથી જ રહમતની ઉમ્મીદ રાખીએ છીએ અને તારા અઝાબથી ડરીએ છીએ. બેશક, તારો અઝાબ કાફિરોને થનારો છે.

જો કોઈને દુઆએ કુનૂત યાદ ન હોય, તો બીજી કોઈ દુઆ પઢે. જેમકે **"રબ્બના આતિના ફિદ્ દુન્યા..."** પઢે.

દુઆએ કુનૂત પઢ્યા પછી રુકૂઅમાં જાય અને બીજી નમાઝોની જેમ કવમહ, બન્નેવ સિજદહ, કાએદહ વિગેરે કરી સલામ ફેરવે.

વિત્રની પહેલી અથવા બીજી રક્‌અતમાં ભૂલથી દુઆએ કુનૂત પઢી લીધી હોય તો તેની કશી ગણત્રી નથી. ત્રીજી રક્‌અતમાં ફરીથી

પઢે અને સહ્‌વનો સિજદહ પણ કરે.

વિત્રમાં દુઆએ કુનૂત પઢવાનું ભૂલી જવાય તો સહ્‌વનો સિજદહ વાજિબ થશે. જો રુકૂઅમાં પણ યાદ આવી જાય તો પણ હવે પાછા ઉભા થવું જોઈએ નહીં. સહ્‌વનો સિજદહ કરી લેવો.

રમઝાન મહિનામાં વિત્ર જમાઅત સાથે પઢવામાં મુક્તદીએ જો દુઆએ કુનૂત પૂરી પઢી ન હોય અને તે પહેલાં ઈમામ રુકૂઅમાં ચાલ્યા જાય, તો મુક્તદી દુઆએ કુનૂત પઢવાનું છોડીને ઈમામની સાથે રુકૂઅ કરે.

વિત્રની નમાઝ અમલની રૂએ ફર્ઝના બરાબર છે. જો ઈશાંની નમાઝ કઝા થઈ જાય, તો વિત્રની પણ કઝા પઢવી જોઈએ. જો વિત્ર છોડી દેશે, તો ગુનેહગાર થશે.

## સ્ત્રીઓ નમાઝની અમુક બાબતોમાં ફેરફાર કરે :

- સ્ત્રીઓએ નમાઝ પઢવામાં બન્ને હાથ અને પગના પંજા અને ચહેરા (મોઢુ) સિવાય પુરૂ બદન ઢાંકવું ફર્ઝ છે.
- નમાઝની નિય્યત બાંધતી વખતે હાથ ચાદરમાં રાખી ખભા સુધી હાથ ઉઠાવે અને હથેળી કિબ્લહ સામે રાખે.
- તકબીરે તહરીમહ "અલ્લાહુ અકબર" કહીને હાથ છાતીની નીચેની તરફ વચ્ચે ડાબા હાથની પીઠ ઉપર જમણા હાથની હથેળી મૂકીને બાંધે.
- રુકૂઅમાં બન્ને બાઝુઓ અને બન્ને પગના ઘુટણો મેળવીને રાખે. બન્ને હાથની આંગળીઓ મેળવીને હાથને ઘુટણો ઉપર એમ જ મૂકે અને હાથથી ઘુટણો પકડે નહિ. અને થોડું ઝુકે કે ઘુટણો ઉપર હાથ મૂકી શકે અને હાથ મૂકવામાં ભાર ન મૂકે.
- સિજદહમાં હાથ-પગની આંગળીઓ કિબ્લહ તરફ રાખે અને પગ ઉભા ન રાખે, બલ્કે જમણી તરફ કાઢી મૂકે. પેટને જાંગથી અને બન્ને બાઝુઓને બન્ને પાંસળીઓથી ભીંસીને, કોહણીઓ જમીન

ઉપર રાખી સંકોચાઈને સિજદહ કરે.

- સ્ત્રીઓ કાએદહમાં બન્ને પગને જમણી તરફ કાઢીને ડાબા ઢગરા પર બેસે અને હાથની આંગળીઓને મેળવેલી રાખીને જાંગ ઉપર રાખે.
- સ્ત્રીઓ ઉપર જુમ્આની નમાઝ વાજિબ નથી. પણ જો પઢી લેશે, તો અદા થઈ જશે. તેવી જ રીતે ઈદની નમાઝ પણ તેણીના ઉપર વાજિબ નથી.

## ❊ નમાઝના મસાઈલ ❊

- દરેક રક્અતમાં ધીમા અવાજે **'બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહીમ'** પઢીને અલ્હમ્દુ શરીફ પઢે. અને જ્યારે સૂરત મેળવે ત્યારે પણ સૂરતથી પહેલાં બિસ્મિલ્લાહ પઢે. એ જ બેહતર છે.
- ફર્ઝ નમાઝમાં પહેલી બે રક્અતમાં અલ્હમ્દુ શરીફ પછી સૂરત પઢવી વાજિબ છે. જો ભૂલથી રહી જાય, તો ત્રીજી અને ચોથી રક્અતમાં અલ્હમ્દુ શરીફ બાદ સૂરત મેળવીને નમાઝ પઢે અને સહ્વનો સિજદહ પણ કરે. જો જાણીબુઝીને એવું કર્યું તો નમાઝ ફરીથી પઢે.
- ફર્ઝ નમાઝની ત્રીજી અને ચોથી રક્અતમાં અલ્હમ્દુ શરીફ સાથે કોઈ સૂરત પઢી લીધી, તો નમાઝમાં જરા પણ નુકસાન નથી, નમાઝ સહીહ છે.
- જો ફર્ઝની ત્રીજી અને ચોથી રક્અતમાં અલ્હમ્દુ શરીફ ન પઢી હોય અને ત્રણ વાર **"સુબ્હાનલ્લાહ"** કહે એટલી વાર એમ જ ઉભા રહ્યા હોય, ત્યારે પણ નમાઝ દુરૂસ્ત છે. પરંતુ અલ્હમ્દુ શરીફ પઢવી બેહતર છે.
- જેવી રીતે કુર્આન શરીફમાં આગળ-પાછળ સૂરતો લખાયેલી છે, તે પ્રમાણે નમાઝમાં પઢવી જોઈએ. અમ્માના સિપારા પ્રમાણે પઢે નહીં. પહેલી રક્અતમાં જે કોઈ સૂરત પઢો, તો હવે બીજી

રકઅતમાં તેના પછીની કોઈ સૂરત પઢે, તેના પહેલાંની પઢે નહિ. જેમકે પ્રથમ રકઅતમાં **"કુલ યા અય્યુહલ કાફિરૂન"** પઢી, તો હવે બીજી રકઅતમાં **"ઈઝા જા-અ"** અથવા **"કુલહુ વલ્લાહુ અહદ"** અથવા તો તે પછીની કોઈ સૂરત પઢે. પણ **"અલમ્તર"** કે **"લિઈલાફિ"** વિગેરે તેના ઉપરની સૂરત ન પઢે. એવી રીતે પઢવું મકરૂહ છે. અને જો ભૂલથી પઢાઈ જાય તો મકરૂહ નથી.

- બીજી રકઅતોમાં પ્રથમ રકઅત કરતાં મોટી (લાંબી) સૂરત પઢે નહીં, મકરૂહ છે.
- નમાઝમાં કોઈ ખાસ સૂરત મુકર્રર કરવી, એટલે કે હંમેશા તે જ સૂરત પઢ્યા કરે અને બીજી કોઈ સૂરત પઢે નહીં, એમ કરવું મકરૂહ છે.
- જ્યારે કોઈ સૂરત શરૂ કરે, તો વગર જરૂરતે તેને છોડી બીજી સૂરત શરૂ કરવી મકરૂહ છે.
- કુરઆન શરીફને સહીહ પઢવું વાજિબ છે. દરેક અક્ષરને ઠીક ઠીક પઢે. **'હમઝા'** અને **'ઐન'**માં જે ફેર છે, એવી જ રીતે મોટી **'હે'** અને **'હે'**માં, **'ઝાલ'**, **'ઝે'**, **'ઝોય'** અને **'દુવાદ'**માં તેમજ **'સીન'**, **'સુવાદ'** અને **'સે'**માં ઠીક રીતે ઉચ્ચાર કરીને પઢે. એક અક્ષરની જગ્યાએ બીજા અક્ષરને પઢે નહીં.
- જો કોઈથી કોઈ અક્ષરનો ઉચ્ચાર સહીહ નીકળતો ન હોય, જેમકે **'હે'**ની જગ્યાએ **'હે'** પઢે છે, અથવા **'ઐન'** નીકળતો નથી કે **'સે, સીન, સુવાદ'** દરેકને **'સીન'** પઢે છે, તો સહીહ પઢવાની કોશિશ કરવી લાઝિમ છે. જો સહીહ પઢવાની મહેનત અને કોશિશ નહીં કરે, તો ગુનેહગાર થશે. અને તેની નમાઝ સહીહ થશે નહીં. પરંતુ જો મહેનત કરવા છતાં પણ ઠીક ઉચ્ચાર ન થાય તો લાચારી છે.

- જો **‘ઐન, હે’** વિગેરે અક્ષરોનો ઉચ્ચાર ઠીક નીકળે છે, પણ એવી બેપરવાઈથી પઢે છે કે, **‘હે’**ની જગ્યાએ **‘હે’**, **‘ઐન’**ની જગ્યાએ **‘હમ્ઝા’** પઢતો રહે છે, અને તેનો કાંઈ ખ્યાલ કરવામાં આવતો નથી, તો પણ ગુનેહગાર છે. નમાઝ સહીહ થતી નથી.
- જો કોઈને બિલ્કુલ નમાઝ આવડતી ન હોય અથવા કોઈ નવો મુસલમાન થયો હોય, તો દરેક જગ્યાએ **“સુબ્હાનલ્લાહ, સુબ્હાનલ્લાહ”** વિગેરે પઢતો રહે, તો પણ ફર્ઝ અદા થઈ જશે, પરંતુ નમાઝ બરાબર પઢતાં શીખવું જોઈએ. જો નમાઝ શીખવામાં સુસ્તી અને લાપરવાહી કરશે, તો ગુનેહગાર થશે.
- નિય્યત બાંધતી વખતે હાથ ઉઠાવવા સુન્નત છે. જો કોઈ હાથ ન ઉઠાવે, તો પણ નમાઝ દુરૂસ્ત છે, પણ સુન્નતની વિરૂદ્ધ છે.
- જો કોઈ રુકૂઅ પછી સારી રીતે ઉભો ન થયો અને જરા સરખુ માથુ ઉપાડી એમ જ સિજહદમાં ચાલ્યો ગયો (તો કવમહ અદા ન થયો, જેથી વાજિબ છૂટી ગયો), તો ફરીથી નમાઝ અદા કરે. જો ભૂલથી એમ થઈ ગયું તો સહ્‌વનો સિજદહ કરે.
- જો બન્ને સિજદહ વચ્ચે જરા સરખુ માથુ ઉંચકીને બીજો સિજદહ કર્યો, તો એક જ સિજદહ થયો, બે સિજદહ અદા થયા નહીં (જેથી ફર્ઝ છૂટી ગયો), તેથી નમાઝ થઈ નહીં. અને જો બેસવાની લગભગ ઉઠે અને પુરૂ બેસે નહિં અને બીજો સિજદહ કરે (ત્યારે જલ્સો અદા ન થયો, જેથી વાજિબ છૂટી ગયો), તો ફરીથી નમાઝ પઢવી પડશે. અને જો ભૂલથી એમ થઈ ગયું તો સહ્‌વનો સિજદહ કરી લે.
- સિજદહ કરતી વખતે નાક અને માથુ બન્ને જમીન ઉપર રાખવુ જોઈએ. માત્ર માથુ મૂકવાથી નમાઝ અદા થઈ જશે, પરંતુ મકરૂહ છે. જો માથુ જમીન પર ન ટેકવે અને માત્ર નાક જ જમીન પર મૂકે, તો નમાઝ થશે નહીં. જો કોઈ લાચારી હોય તો માત્ર નાક ટેકવવું પણ દુરૂસ્ત છે.

- નમાઝ પઢનારની સામેથી કોઈ માણસ પસાર થવા માંગે, તો નમાઝ પઢવાની હાલતમાં તેને હાથથી રોકવું એટલે કે, તેને પસાર ન થવા દેવો જાઈઝ છે. એવી શરતે કે, તેને રોકવામાં અમલે કસીર ન થઈ જાય. અને જો અમલે કસીર થઈ જશે, તો નમાઝ તૂટી જશે.
- ઉઘાડા માથે નમાઝ પઢવી મકરૂહ છે, પરંતુ અલ્લાહપાકની હુઝૂરમાં પોતાની આજીઝી અને ખાકસારી તેમજ પોતાને તદ્દન ઘટાડવાની નિય્યતથી ઉઘાડા માથે નમાઝ પઢે તો વાંધો નથી. તેમ છતાં આદત બનાવવી જોઈએ નહીં.
- નમાઝ પઢવામાં ટોપી કે ફેંટો પડી જાય, તો તે જ હાલતમાં તેને ઉઠાવીને પહેરી લેવું બેહતર છે. પરંતુ જો તેને પહેરવામાં અમલે કસીરની જરૂર પડે, તો પહેરે નહીં.
- કુરતો અથવા ખમીસની આસ્તીનો (બાંયો) ચઢાવી રાખી, કોહણી ખુલ્લી રાખી નમાઝ પઢવી મકરૂહ છે.
- નમાઝમાં કોઈએ બૂટ-ચંપલ ઉપાડ્યા અને એ ડર છે કે, જો નમાઝ તોડશે નહીં તો તે લઈને નાસી જશે, તો એના માટે નમાઝ તોડવી દુરૂસ્ત છે.
- નમાઝમાં પેશાબ-પાખાનાની સખ્ત હાજત થાય, તો નમાઝ તોડે અને એનાથી ફારિગ થયા પછી પઢે.
- માં-બાપ, દાદા-દાદી અથવા નાના-નાની જો કોઈ મુસીબતના કારણે અવાજ આપે, તો ફર્ઝ નમાઝ તોડી દેવી વાજિબ છે. પરંતુ જો કોઈ જરૂરત વગર બોલાવે, ત્યારે ફર્ઝ નમાઝ તોડવી દુરૂસ્ત નથી.
- નમાઝ પઢવામાં કોઈ એવી વાત બને કે, કોઈ ચીઝમાં બગાડ કે ખરાબ થવાનો અથવા તો ચાલી જવાનો કે ચોરાઈ જવાનો, મતલબ કે ચાર આના અથવા તેથી વધુ નુકસાન થવાનો ડર હોય ત્યારે નમાઝ તોડવી દુરૂસ્ત છે.

- માં-બાપને હુકમ છે કે, ઔલાદ જ્યારે સાત વર્ષની થાય ત્યારે તેને નમાઝ પઢાવે. અને જો દસ વર્ષની થઈ જાય અને નમાઝ ન પઢે, તો મારીને પણ નમાઝ પઢાવે.
- પેશાબ અથવા કોઈ નાપાકી શીશીમાં ભરીને ખિસ્સામાં મૂકી અને તે શીશી ખિસ્સામાં રાખીને નમાઝ પઢી, તો નમાઝ જાઈઝ થશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૨૫૦)*
- નમાઝ પઢવાની હાલતમાં પોતે ચાલી શકે એવું નાનું બાળક, જેનું શરીર નાપાક છે અથવા કપડાં નાપાક છે, અને એવી હાલતમાં તે નમાઝ પઢતા માણસ ઉપર ચઢી જાય, તો નમાઝ ફાસિદ થશે નહીં. હા, જો તે બાળક પોતે ચાલી શકતું નથી અને કોઈ બીજી વ્યક્તિ તેને ઉઠાવીને નમાઝ પઢતી વ્યક્તિ ઉપર બેસાડી દે અને એના શરીર કે કપડાં પર નાપાકી છે, અને એ જ હાલતમાં નમાઝીએ એક રૂકન અદા કરી લીધો, તો નમાઝ ફાસિદ થઈ જશે. *(કિતાબુલ મસાઈલ : ૨૫૧)*
- કોઈ માણસ એવા મુસલ્લા-સફ પર નમાઝ પઢે છે, જેનો એક ખૂણો નાપાક છે, પરંતુ નમાઝીની જગ્યા અને સિજદાની જગ્યા પાક છે, તો એના ઉપર નમાઝ દુરૂસ્ત છે. *(કિતાબુલ મસાઈલ : ૨૫૧)*
- કોઈ માણસ એવી નાપાક ચાદર ઓઢીને નમાઝ પઢે, જેનો એક ખૂણો નાપાક છે અને રુકૂઅ-સજદા કરતી વખતે તે નાપાક ભાગ પણ હરકત કરે છે (હલે છે), તો એવી ચાદર ઓઢીને નમાઝ પઢવી દુરૂસ્ત નથી. હા, ચાદર એટલી લાંબી અને પહોળી છે કે એને ઓઢીને નમાઝ પઢે તો નમાઝીની હરકતોથી નાપાક ભાગ હરકતમાં ન આવે (ન હલે), તો નમાઝ થઈ જશે. *(૨૫૧)*
- જો નાપાક જમીન સૂકાઈ જાય અને એના ઉપર નાપાકીની અસર કે ગંધ ન આવે, તો એના ઉપર નમાઝ પઢવી જાઈઝ છે, પરંતુ એ જગ્યા પર તયમ્મુમ દુરૂસ્ત નથી. *(કિતાબુલ મસાઈલ : ૨૫૧-૨૫૨)*

- નાપાક લીલી જગ્યા પર અથવા નાપાક સૂકી જમીન પર એવું જાડુ કપડું, ચટાઈ કે પ્લાસ્ટીક પાંથરીને નમાઝ પઢે, જેનાથી જમીનની નાપાકી કપડાં કે ચટાઈની ઉપર ખબર ન પડે, તો નમાઝ થઈ જશે. *(કિતાબુલ મસાઈલ : ૨૫૨)*
- સફર દરમિયાન માણસ પાસે મુસલ્લો કે પાક કપડું ન હોય તો ફોટા વગરનું સમાચારપત્ર બિછાવીને નમાઝ પઢવી દુરૂસ્ત છે. *(કિતાબુલ મસાઈલ : ૨૫૨)*
- જમીનને પહેલાં છાણથી લીપી ત્યાર બાદ એના ઉપર પાક માટી એટલી માત્રામાં લીપી કે ગોબર, છાણ ઢંકાઈ ગયું અને એની વાસ જણાય આવતી નથી, તો એ જગ્યા પર નમાઝ પઢવી જાઈઝ છે. અને જો છાણની વાસ આવતી હોય, તો ત્યાં કોઈ પાક કપડુ, ચટાઈ વગેરે પાથર્યા વગર નમાઝ થશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૨૫૩)*
- જમીન નાપાક હોય અને બુટ-ચપ્પલનો ઉપરનો ભાગ પાક હોય તો બુટ-ચપ્પલ કાઢી એના ઉપર ઉભા રહીને જનાઝાની નમાઝ પઢવી દુરૂસ્ત છે. *(કિતાબુલ મસાઈલ : ૨૫૩)*
- મસ્જિદથી અડીને શૌચાલય અને સ્નાનગૃહ (ટોયલેટ, બાથરૂમ) બનાવ્યું હોય અને જરૂરતના સમયે તેના ઉપર સફ બનાવીને નમાઝ પઢી, તો નમાઝ થઈ જશે. *(કિતાબુલ ફતાવા : ૧૫૯/૨)*
- નમાઝ સહીહ થવા માટે કોઈ ખાસ પ્રકારનું પહેરણ (લિબાસ) શર્ત નથી, એવા દરેક પહેરણમાં નમાઝ થઈ જશે જેનાથી સતર (છૂપાવવાના અંગો) ઢંકાઈ જાય. હા, જે પેન્ટ, લેંઘો, લૂંગી વગેરે ઘુંટીથી નીચે હોય અથવા એવું પહેરણ પહેર્યું હોય, જેમાં બીજી કોઈ કૌમ (ગેરમુસ્લિમ)ની નકલ થઈ જાય છે, તો એવા કપડાંમાં નમાઝ મકરૂહ છે. *(ફતાવા ઉસ્માની : ૪૦૬/1)*
- મક્કા-મદીનાની છાપવાળા એવા મુસલ્લા જેના ઉપર કોઈ સજીવનો ફોટો ન હોય અથવા ફોટો એવો છે કે બહુ ખબર

પડતી નથી, તો વાંધો નથી. પરંતુ એનાથી નમાઝીનું ધ્યાન હટી જાય છે એટલે આવા ફોટાવાળા મુસલ્લા નમાઝી સામે ન હોય તો ઘણું હિતાવહ છે. *(કિતાબુલ ફતાવા : ૨૩૨/૨)*

- નમાઝમાં ઓળખપત્ર ખિસ્સામાંથી નીચે પડી ગયો અને સિજદાની જગ્યા પર નથી, તો વાંધો નથી. જો થોડી અમથી હરકતથી ઉઠાવી શકાતો હોય તો ઉઠાવી લે, નહીં તો એ જ હાલતમાં પડી રહેવા દે અને નમાઝ પૂરી કરે. પરંતુ જો સિજદો કરવાની જગ્યાએ હોય તો જરૂર ઉઠાવી લેવો જોઈએ. કારણ કે એમાં ફોટાને સિજદો કરવાનો વહેમ થાય છે. *(કિતાબુલ ફતાવા : ૨૩૩/૨)*

- આજકાલ મસ્જિદોમાં ઈમામો માટે માઈક્રોફોન, માઈક સિસ્ટમ પ્રચલિત છે. જેમાં માઈક છાતી પર ચોંટાડી દેવામાં આવે છે. નમાજ પઢતાં પઢતાં એ માઈકને બંધ કરવું અથવા કાઢી નાખવું નમાઝમાં મોટું કાર્ય (અમલે કસીર) નથી. અને જો માઈક ખરાબ થઈ જવાના લઈ ઘોંઘાટ જેવો અવાજ આવતો હોય તો એવા સમયે નમાઝમાં જ ઈમામ સાહેબે બંધ કરી દેવું અથવા છાતી પરથી હટાવી દેવું ફાયદાકારક અને ઉત્તમ છે. નહીંતર ધ્યાન પણ હટી જશે અને નમાઝમાં અડચણ ઉભી કરશે.
*(કિતાબુલ ફતાવા : ૨૪૨/૨)*

- ટાઈનો હેતુ શું છે ? અમૂક લોકો કહે છે કે, ટાઈ ક્રોસ (ઈસાઈ લોકોનું એક ધાર્મિક ચિહ્ન)ની જગ્યાએ પહેરવામાં આવે છે. જો ટાઈનો હેતુ આ જ હોય તો ખરેખર તે પહેરવી દુરૂસ્ત નથી. બીજા અમૂક લોકોનું કહેવું છે કે, તેનો ઉપયોગ બટન છૂપાવવા માટે છે, જેની શરૂઆત હિટલરે કરી છે. તો આ હેતુના કારણે નાજાઈઝ તથા હરામ કહેવું તો દુરૂસ્ત નથી, પરંતુ નમાઝમાં અને નમાઝની બહાર પણ એનાથી બચવું બેહતર છે.
*(કિતાબુલ ફતાવા : ૨૧૪/૨)*

- ઈનશર્ટ કરવાને કારણે કમરની નીચેનો ભાગ સાફ ઉપસી

આવે છે. જેના કારણે એક રીતે બેપરદા થઈ જવાય છે. એટલે નમાઝની બહાર પણ ઈનશર્ટ કરવાથી બચવું જોઈએ. અને પેન્ટ જ પહેરવું હોય તો થોડું ઢીલું રાખે અને ખમીસ કે શર્ટ નીચેના ભાગેથી લંબાઈમાં હોય. નમાઝની હાલતમાં સતર (છૂપાવવાના અવયવો) તરફ ઘણું ધ્યાન આપવામાં આવે છે.

*(કિતાબુલ ફતાવા : ૨૨૮-૨૨૯/૨)*

**નોંધ :** ચુસ્ત પેન્ટ અને શોર્ટ શર્ટ પહેરીને નમાઝ પઢતી વખતે સિજદહ તથા રૂકૂઅમાં સતરનો ભાગ દેખાવાનો કે ખૂલી જવાનો ભય છે. જેથી શર્ટ પણ લંબાઈમાં પહેરવો જોઈએ.

- આઈડેન્ટીટી કાર્ડ, બસ પાસ (કે એવી જરૂરી વસ્તુ) જેના ઉપર ફોટો હોય છે, એની સાચવણી માટે અમૂક વેળા ખિસ્સામાં પણ મૂકવું પડે છે. એટલે આવી વસ્તુઓ ખિસ્સામાં મૂકીને, પગના નીચે દબાવીને અથવા કપડામાં વીંટીને નમાઝ પઢવાથી નમાઝ મકરૂહ થશે નહીં. *(કિતાબુલ ફતાવા : ૨૨૦/૨)*
- મુસલ્લાઓ પર આજકાલ હરમૈન શરીફૈનની છાપનો રિવાજ પ્રચલિત છે. આવા મુસલ્લા પર ઉભા રહેવામાં એ બરકતવંત જગાનું અપમાન કે અનાદર નથી. તેમ છતાં મુસલ્લાઓ ઉપર આવી બરકતવંત જગાઓની છાપ યથાયોગ્ય નથી.

*(કિતાબુલ ફતાવા : ૨૩૩/૨)*

## નમાઝ તોડનારી ચીઝો :

જે ચીજોથી નમાઝ ફાસિદ એટલે કે તૂટી જાય છે, તેને મુફસિદાતે નમાઝ કહે છે. અને તે નમાઝને ફરીથી પઢવી જરૂરી થઈ જાય છે.

- નમાઝમાં વાત કરવી, જાણી જોઈને હોય કે ભૂલથી, થોડી હોય કે વધારે, દરેક હાલતમાં નમાઝ તૂટી જાય છે.
- નમાઝમાં માણસને સલામ કરવાના ઈરાદાથી **“અસ્સલામુ અલયકુમ”** અથવા એવો કોઈ શબ્દ જીભથી કહેવો અથવા

કોઈને સલામનો જવાબ **“વઅલયકુમુસ્સલામ”** કહ્યું, તો પણ નમાઝ જતી રહી.

- નમાઝમાં કોઈ ખુશખબરી સાંભળી **“અલ્હમ્દુલિલ્લાહ”** કહ્યું અથવા કોઈ મૌતની ખબર સાંભળી **“ઈન્ના લિલ્લાહ”** પઢ્યું, ત્યારે પણ નમાઝ જતી રહી.
- કોઈનો છોકરો પડી ગયો અને તેના પડતાં જ **“બિસ્મિલ્લાહ”** કહ્યું, તો પણ નમાઝ જતી રહી.
- નમાઝમાં છીંક આવી અને તેના પર **“અલ્હમ્દુલિલ્લાહ”** કહ્યું તો નમાઝ તૂટી નથી, પણ એવું કહેવું જોઈએ નહીં. પરંતુ જો કોઈ બીજો છીંકનાર પર **“યરહમુકલ્લાહ”** કહે, તો નમાઝ જતી રહી.
- નમાઝમાં **“આહ, ઉફ”** અથવા **“હાય”** કહેવું અને મુસીબતના કારણે અવાઝથી રડવું નમાઝને તોડે છે. પરંતુ જો ખુદાપાકના ખૌફ અથવા જન્નત-દોઝખની યાદથી હૈયું ભરાઈ આવી જોરથી અવાઝ નીકળી જાય તો નમાઝ તૂટતી નથી.
- નમાઝમાં એટલું ફરી જવું કે સીનો કિબ્લહ તરફથી ફરી જાય, તો નમાઝ તૂટી જશે.
- જરૂરત વગર ગળુ સાફ કરવા ખંખારવામાં જો એકાદ અક્ષર પણ ઉત્પન્ન થાય, તો નમાઝ તૂટી જશે. પરંતુ ન છૂટકે અને લાચારીએ ખંખારવું દુરૂસ્ત છે. નમાઝ તૂટતી નથી.
- નમાઝની અંદર કુરૂઆન શરીફમાં જોઈને કિરાઅત પઢવાથી નમાઝ તૂટી જાય છે.
- પોતાના ઈમામ સિવાય બીજા કોઈને લુકમો દેવો, એટલે કે કુરૂઆન શરીફ પઢવામાં ભૂલ બતલાવવાથી નમાઝ તૂટી જશે.
- મોઢામાં પાન દબાવી રાખી તેનું થૂંક ગળામાં ઉતારવાથી નમાઝ તૂટી જશે.

- નમાઝમાં ભૂલથી અથવા જાણી જોઈને કોઈ ચીઝ ખાવી, એટલે સુધી કે તલ અથવા સોપારીનો ટુકડો પણ ઉઠાવી ખાઈ લીધો, તો નમાઝ તૂટી જશે. દાંતમાં ભરાયેલી વસ્તુ ચણાથી ઓછી હોય અને તે ગળી જાય, તો નમાઝ થઈ જશે. પરંતુ જો ચણા બરાબર અથવા તેના કરતાં મોટી હશે, તો નમાઝ તૂટી જશે.
- અમલે કસીર કરવાથી નમાઝ તૂટી જાય છે. એટલે કે નમાઝમાં કોઈ એવું કામ કરવું (જે નમાઝની દુરૂસ્તી માટે ન હોય), કે જેથી જોનાર માણસ એમ સમજે કે આ માણસ નમાઝમાં નથી.
- નમાઝમાં એક રૂકનમાં હાથ ઉઠાવી ત્રણ વાર ખંજવાળવાથી નમાઝ ફાસિદ થઈ જશે. જો દરેક વખતે હાથ ન ઉઠાવે, તો ફાસિદ થશે નહીં. એકવાર ખંજવાળ્યું તો મકરૂહ છે.
- નમાઝની અંદર દુઆમાં કોઈ એવી વસ્તુ માંગવી કે, જે રીતે માણસોથી માંગવામાં આવે છે, જેમકે યા અલ્લાહપાક ! તું મને તેલ કે મીઠુ આપ અથવા મને આજે એકસો રૂપિયા આપી દે અથવા તો ફલાણી સ્ત્રી સાથે મારી શાદી કરાવી દે. એવી વસ્તુઓ માંગવાથી નમાઝ તૂટી જાય છે.
- નમાઝમાં અલ્લાહુ અકબર કહેતી વખતે અલીફને વધારીને એટલે કે લંબાવીને પઢવાથી, જેમકે **“અ....લ્લાહુ અકબર”** અથવા **“અલ્લાહુ અ....કબર”** કહ્યું, તો નમાઝ તૂટી જશે. એવી જ રીતે અકબર કહેવામાં **‘બે’**ને લંબાવીને **“અલ્લાહુ અકબ....ર”** કહ્યું, તો પણ નમાઝ જતી રહેશે.
- નમાઝમાં સતર (નગ્નતા) ખૂલી જાય, ત્યારે એટલી વાર થોભવું કે ત્રણ વાર **“સુબ્હાનલ્લાહ”** કહી શકે (કેટલાક આલિમોના નજદીક એક રૂકન બરાબર થોભવું), તો નમાઝ તૂટી જશે. એનાથી ઓછી વારમાં નમાઝ ફાસિદ થશે નહીં.
- નમાઝમાં પોતાના ઈમામથી આગળ વધી જઈ ઉભો રહેશે, તો નમાઝ તૂટી જશે.

- નમાઝમાં એક સાથે બે સફ જેટલું ચાલવાથી નમાઝ તૂટી જશે. પરંતુ એક સફ જેટલું ચાલીને એક રૂકન થોભી, વળી એક સફ જેટલું ચાલે, તો નમાઝ તૂટશે નહીં. હદષ (વુઝૂ તૂટી જવું) વગેરે કારણે ચાલે તેના મસ્અલા અલગ છે.
- સિજદહમાં પાછળથી બન્ને પગ જમીન ઉપરથી એકી સાથે ઉંચા લઈ લેવાથી નમાઝ તૂટી જાય છે.
- નમાઝમાં કુર્આન મજીદ પઢવામાં એવી કોઈ મોટી ભૂલ કરવી કે, જેથી તેના અર્થમાં ફેરફાર થઈ જાય અથવા તેના ભાવાર્થનું રૂપ બદલાઈ જાય, તો નમાઝ ફાસિદ થઈ જશે.
- નમાઝમાં ખડખડાટ હસવાથી નમાઝ અને વુઝૂ બન્ને તૂટી જાય છે. આ ઉપરાંત નમાઝ તોડનારી બીજી ચીજો પણ છે.

## નમાઝની મકરૂહ ચીઝો :

જે વસ્તુથી નમાઝ તૂટતી નથી, પણ સવાબ ઓછો થાય છે અને ગુનોહ થાય છે, તે મકરૂહ છે. જે ચીજોથી નમાઝ મકરૂહ થાય છે, તે આ પ્રમાણે છે :

- કપડાંને શરીર ઉપર લટકાવવું. જેમકે ચાદર માથા ઉપર ઓઢીને બન્ને છેડા ખભા ઉપર ન નાખવા અને એમ જ લટકાવવા. શેરવાની કે ઝબ્બાની બાંયોમાં હાથ નાખ્યા વગર ખભા ઉપર નાખી દેવું.
- કપડાંને ધૂળથી બચાવવા માટે હાથથી રોકવું, સંભાળવું અથવા સમેટવું. (આજકાલ લોકો આઈન કર્યા બાદ કરચલીઓ પડવાથી બચવા માટે હાથથી રોકે અને સમેટે છે, તો તે પણ મકરૂહ છે.)
- પોતાના કપડાથી, શરીરથી અથવા ઘરેણાંથી રમત રમવી.
- આસ્તીનો ચઢાવી રાખી કોહણી ખુલ્લી રાખી નમાઝ પઢવી.
- સજીવ તસ્વીરવાળુ કપડુ પહેરી નમાઝ પઢવી.
- ઘણા મેલા-કુચેલા ખરાબ કપડાં પહેરી નમાઝ પઢવી. બીજા કપડાં ન હોય તો દુરૂસ્ત છે.

- ખભ્મા ઉપર રૂમાલ લટકાવીને નમાઝ પઢવી.
- સુસ્તી અને બેપરવાઈથી ઉઘાડા માથે નમાઝ પઢવી.
- પેશાબ-પાખાનું જોરથી લાગ્યું હોય તેવી હાલતમાં નમાઝ પઢવી.
- હાથ અને માથાના ઈશારે સલામનો જવાબ આપવો.
- આંખો બંધ રાખી નમાઝ પઢવી. પરંતુ નમાઝમાં ધ્યાન લાગવા માટે બંધ કરે તો વાંધો નથી.
- નમાઝમાં આંગળીઓના ટચકા ફોડવા અથવા એક હાથના આંગળા બીજા હાથની આંગળીઓમાં ભેરવવા.
- કમર, કુખ કે કુલા ઉપર હાથ મૂકવો.
- આયતો, સૂરતો અથવા તસ્બીહોને નમાઝમાં આંગળીઓથી ગણવું. જો આંગળીઓ દબાવીને યાદ રાખે તો વાંધો નથી.
- ફર્ઝ નમાઝમાં એક જ આયત અથવા એક જ સૂરતને વધુ વાર પઢવી. કોઈ ઉઝર અથવા તેમાં ભૂલ થઈ હોય તો દોહરાવી શકે છે. નફલ નમાઝમાં દુરૂસ્ત છે.
- કિરાઅતને અધૂરી રાખી રુકૂઅમાં પુરી કરવી.
- જમણી-ડાબી તરફ મોઢુ કરી જોવું.
- નમાઝમાં જાણી જોઈને ખાંસી ખાવી, આળસ મરડવી.
- નમાઝમાં જાણી જોઈને બગાસુ ખાવુ અથવા બગાસુ આવે ત્યારે રોકી શકાય એમ હોવા છતાં ન રોકવું.
- કાંકરીઓ હટાવવી. જો સિજદહ કરવો મુશ્કેલ હોય તો એક વાર કાંકરીઓ હટાવવી દુરૂસ્ત છે.
- મરદોએ કોણીઓને જમીન પર ટેકવવી મકરૂહે તહરીમી છે.
- મરદોએ સિજદહમાં પેટને જાંગોથી મેળવી રાખવું.
- સિજદહ કરતી વખતે ઘુટણોના પહેલાં હાથ રાખવા અને ઉભા થતી વખતે હાથ કરતાં પહેલા ઘુટણો ઉપાડવા.

- નમાઝમાં ક્યારેક જમણી તરફ અને ક્યારેક ડાબી તરફ ઝૂકી જવું, તો ક્યારેક એક પગ ઉપર વજન આપી ઉભા રહેવું, તો ક્યારેક બીજા પગ ઉપર વજન આપી ઉભા રહેવું. ઉઝર હોય તો દુરૂસ્ત છે.
- નમાઝમાં જાંગો ઉભી રાખી બેસવું. એટલે કે જાંગોને પેટની સાથે અને ઘુટણોને છાતી સાથે મેળવી દઈ ઉભડક બેસવું તેમજ પલાંઠી વાળીને બેસવું. બીમારી અથવા લાચારી હોય તો દુરૂસ્ત છે.
- કોઈ વ્યક્તિના મોઢા તરફ નમાઝ પઢવી મકરૂહ છે, તેમજ કોઈ નમાઝ પઢી રહ્યો હોય ત્યારે તેની સામે મોઢુ કરી બેસવું પણ મકરૂહ છે.
- લોકો સૂતા હોય તેની સામે નમાઝ પઢવી.
- મોઢામાં પૈસા, કોડી કે એવી કોઈ વસ્તુ રાખી નમાઝ પઢવી મકરૂહ છે. અને જો કોઈ એવી વસ્તુ હોય કે નમાઝમાં કુર્આન (કિરાઅત) પઢી શકાય નહિ, તો નમાઝ તદન થશે નહીં.
- જો ખૂબ જ ભૂખ લાગી હોય અને ખાણું તૈયાર હોય તો પહેલાં ખાઈ લે, પછી નમાઝ પઢે. વગર કારણે ભૂખે નમાઝ પઢવી મકરૂહ છે. પરંતુ જો જમાઅત જવાનો ડર હોય અથવા તો વખત પૂરો થવા લાગે, તો પહેલા નમાઝ પઢી લેવી જોઈએ.
- આગલી સફમાં ખાલી જગ્યા હોવા છતાં પાછળની સફમાં ઉભા રહેવું.
- સિજદહમાં હાથ-પગની આંગળીઓ કિબ્લહ સામે ન રાખવી.
- નમાઝમાં સુન્નત વિરૂદ્ધ કોઈ કામ કરવું.
- અમૂક સમય માણસ પોતાની દુકાનમાં નમાઝ પઢે છે, જેમાં તેલના ડબ્બા વગેરે પર ફોટા હોય છે. તો જો તે ફોટાવાળો સામાન સામે જ છે, તો ઘણું સખત મકરૂહ (મકરૂહે તહરીમી) છે. અને

જો ડાબી-જમણી બાજુ છે, તો એમાં પણ થોડું મકરૂહ (મકરૂહે તન્ઝીહી) છે, પણ સામે હોવા કરતાં ઓછું. એટલે દુકાનમાં નમાઝ પઢતી વેળા આવી વસ્તુઓ પર કપડું ઢાંકી દેવું જોઈએ.

*(કિતાબુલ ફતાવા : ૨૩૪/૨)*

- નમાઝમાં અમૂક લોકો ઘડિયાળમાં જોયા કરે છે, તો નમાઝમાં કોઈપણ એવું કામ જે નમાઝથી ધ્યાન હટાવી દે, મકરૂહ છે. અને આ કામ (ઘડિયાળમાં જોવું) પણ એવું જ છે. એટલે એનાથી બચવું જોઈએ. હા, ઘડિયાળમાં જોઈને ટાઈમ સમજી લે, પણ મોઢેથી કંઈ જ ન બોલે, તો નમાઝ તૂટશે નહીં.

*(કિતાબુલ ફતાવા : ૨૩૫/૨)*

- અરીસા સામે ઉભા રહીને નમાઝ પઢવી મકરૂહ છે. કારણ કે એમાં માણસને પોતાનો ફોટો દેખાય છે અને નમાઝ પઢવાના સમયે સામે કોઈ વ્યક્તિ કે સ્વયં પોતાનો ફોટો હોવો મકરૂહ છે.

*(કિતાબુલ ફતાવા : ૨૩૭/૨)*

- અરીસામાં ફોટાની જેમજ માણસનું પુરૂ સ્વચ્છ પ્રતિબિંબ દેખાય છે, અને નમાઝીની સામે અથવા ડાબી-જમણી બાજુ ફોટો રાખવો મકરૂહ છે. અને અરીસામાં પોતાનું પ્રતિબિંબ દેખાય છે (જે ફોટાની જેમ જ છે), એટલે એને પણ સામે કે ડાબી-જમણી બાજુ રાખવું મકરૂહ છે. *(કિતાબુલ ફતાવા : ૨૩૭-૨૩૮/૨)*

## ❊ સહવનો સજદહ અને તેની રીત ❊

સહવનો અર્થ ભૂલી જવું છે. ભૂલથી કોઈ વખતે નમાઝમાં વધઘટ થવાથી નમાઝમાં ખામી આવી જાય છે. કેટલીક ખામીઓ એવી હોય છે કે, તેને દૂર કરવા માટે નમાઝના આખરી કાએદહમાં બે સિજદહ કરવામાં આવે છે, તેને સિજદએ સહવ કહે છે.

સહવનો સિજદહ કરવાની રીત એ છે કે, આખરી કાએદહમાં તશહ્હુદ પઢવા પછી જમણી તરફ એક બાજુ સલામ ફેરવી તકબીર કહી સિજદહ કરે. સિજદહમાં તસ્બીહ પઢે, પછી તકબીર કહેતાં

માથુ ઉઠાવી સીધા બેસીને ફરીથી તકબીર કહેતાં બીજો સિજદહ કરે. ફરી તકબીર કહેતાં માથુ ઉઠાવે અને બેસીને ફરીથી તશહ્હુદ, દુરૂદ શરીફ, દુઆ પઢી બન્ને બાજુ સલામ ફેરવી નમાઝ પૂરી કરે.

જો સિજદએ સહવના સલામ પહેલાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ, દુઆ પણ પઢી લીધી હોય, તો પણ કંઈ વાંધો નથી. બલ્કે કેટલાક ઉલમાએ કિરામે એહતિયાતની રૂએ પસંદ કર્યું છે.

## જે ચીજોથી સિજદએ સહવ વાજિબ થાય છે :

- નમાઝમાં જેટલી ચીજો વાજિબ છે, તેમાંથી કોઈ એક વાજિબ અથવા અનેક વાજિબ જો ભૂલથી રહી જાય ત્યારે.
- કોઈ વાજિબમાં મોડું થવાથી.
- કોઈ ફર્ઝમાં મોડું થવાથી.
- કોઈ ફર્ઝને વખત પહેલાં અદા કરવાથી.
- કોઈ ફર્ઝને બે વાર અદા કરી લેવાથી. જેમકે બે રુકૂઅ કરી લીધા અથવા ત્રણ સિજદહ કરી લીધા.
- કોઈ વાજિબમાં ફેરફાર થવાથી.

ઉપરની ભૂલોમાંથી કોઈ પણ ભૂલ થઈ જાય ત્યારે સહવનો સિજદહ કરવો વાજિબ થાય છે. અને સહવનો સિજદહ કરી લેવાથી નમાઝ દુરૂસ્ત થઈ જાય છે. અને જો સહવનો સિજદહ ન કર્યો, તો નમાઝ ફરીથી પઢવી પડશે.

- જો ભૂલથી નમાઝનો કોઈ ફર્ઝ છૂટી જાય ત્યારે સહવનો સિજદહ કરવાથી પણ નમાઝ દુરૂસ્ત થશે નહીં. તે નમાઝ ફરીથી પઢવી પડશે.
- જે વસ્તુ ભૂલથી થઈ જતાં સહવનો સિજદહ કરવો પડે છે તેને કોઈએ જાણીબુઝીને કરતાં સહવનો સિજદહ વાજિબ થતો નથી. તેણે ફરીથી નમાઝ પઢવી પડશે. અને જો સહવનો સિજદહ કરી લે તો પણ નમાઝ થશે નહીં.

- ફર્ઝ નમાઝની પહેલી બે રક્અતો અને વાજિબ, સુન્નત કે નફલ નમાઝની દરેક રક્અતમાં સૂરએ ફાતિહા એટલે અલ્હમ્દુ શરીફ પઢવું ભૂલથી રહી જવાથી તેમજ તેને બે વાર ભૂલથી પઢી લેવાથી અથવા અલ્હમ્દુ શરીફ પહેલાં કોઈ સૂરત ભૂલથી પઢી લેવાથી સહવનો સિજદહ વાજિબ થશે.
- ફર્ઝ નમાઝની ત્રીજી અને ચોથી રક્અતો સિવાય દરેક નમાઝની ફર્ઝ હોય કે વાજિબ, સુન્નત હોય કે નફલ, કોઈપણ રક્અતમાં ભૂલથી કિરાઅત છૂટી જવાથી સિજદએ સહવ વાજિબ છે.
- અલ્હમ્દુ શરીફ પછી સૂરત શરૂ કરવામાં એટલી વાર લગાડે કે ત્રણ વાર **"સુબ્હાનલ્લાહ"** કહી શકે, ત્યારે પણ સહવનો સિજદહ વાજિબ છે.
- જ્યારે અલ્હમ્દુ શરીફ અને સૂરત પઢી ચૂકે અને ભૂલથી કંઈક વિચારવા લાગે અને રુકૂઅમાં જવામાં ત્રણ વાર **"સુબ્હાનલ્લાહ"** કહે તેટલી વાર લગાડે, તો પણ સહવનો સિજદહ વાજિબ થશે.
- એવી જ રીતે જો પઢતાં પઢતાં વચમાં રોકાઈ જાય અથવા રુકૂઅથી ઉઠે ત્યારે, બન્ને સિજદહ વચ્ચે તેમજ બન્ને કાએદહમાં અત્તહિય્યાત શરૂ કરતી વખતે કંઈક વિચાર કરવા લાગી જાય અને ત્રણ વાર **"સુબ્હાનલ્લાહ"** કહે તેટલી વાર લાગશે, તો સહવનો સિજદહ વાજિબ થશે.
- પહેલા કાએદહમાં જો બે વાર અત્તહિય્યાત પઢી લે, તો પણ સહવનો સિજદહ વાજિબ થશે. તેમજ અત્તહિય્યાત પછી એટલું દુરૂદ શરીફ કે **"અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદીન"** પઢી લે અથવા એથી વધુ પઢી જવાય ત્યારે સહવનો સિજદહ કરવો વાજિબ થશે. અને એનાથી ઓછું પઢાયું હોય તો સહવનો સિજદહ કરવો વાજિબ થશે નહીં.
- નફલ નમાઝમાં અત્તહિય્યાતની સાથે પહેલા કાએદામાં દુરૂદ

શરીફ પણ પઢવું દુરૂસ્ત છે. પણ નફલમાં બે વાર અત્તહિય્યાત પઢી લેશે, તો સહવનો સિજદહ વાજિબ થશે.

- કાએદહમાં અત્તહિય્યાત પઢવાને બદલે ભૂલથી બીજુ કાંઈ પણ પઢી લે, ત્યારે પણ સહવનો સિજદહ વાજિબ થશે.

- ત્રણ કે ચાર રક્અતવાળી નમાઝમાં જો પહેલો કાએદહ કરવો ભૂલી જાય અને બે રક્અત પઢીને ઉભો થવા જાય ત્યારે જો યાદ આવે તો શરીરનું નીચેનું ધડ હજી સીધુ થયું ન હોય તો બેસી જાય અને કાએદહ કરે. એમ થવામાં સહવનો સિજદહ વાજિબ નથી. પણ જો નીચેનું અડધુ ધડ સીધુ થઈ ગયું હોય તો હવે બેસે નહીં, પણ ઉભા થઈને ચારેવ રક્અતો પઢે, અને માત્ર છેવટમાં બેસે. આ સૂરતમાં સહવનો સિજદહ કરવો વાજિબ છે. પણ જો સીધા ઉભા થયા પછી બેસશે અને બેસીને અત્તહિય્યાત પઢશે, તો ગુનેહગાર થશે અને હવે સહવનો સિજદહ કરવો વાજિબ છે.

- જો ચોથી રક્અત પર બેસવું ભૂલી જાય અને નીચેનું ધડ હજુ સુધી સીધુ થયું નથી, તો બેસી જાય. અને આખરી કાએદહ કરી સલામ ફેરવે. સહવનો સિજદહ કરે નહીં. પરંતુ જો સીધા ઉભા થઈ જાય તો પણ બેસી જાય, એટલું જ નહીં પણ જો અલ્હમ્દુ અને સૂરત પણ પઢી લીધી હોય તેમજ રુકૂઅ પણ કરી લીધો હોય તો પણ બેસી જાય અને અત્તહિય્યાત પઢીને સહવનો સિજદહ કરે. પણ જો રુકૂઅ પછી પણ યાદ આવ્યું નહીં અને પાંચમી રક્અતનો સિજદહ કરી લીધો, તો ફર્ઝ નમાઝ ફરીથી પઢે. આ નમાઝ નફલ થઈ ગઈ. હવે એક રક્અત મેળવીને પૂરી છ રક્અત કરે, સહવનો સિજદહ ન કરે. અને જો એક રક્અત નહીં મેળવી અને પાંચમી રક્અત ઉપર સલામ ફેરવી, તો ચાર રક્અત નફલ થઈ અને એક રકઅત નકામી ગઈ.

- જો ચોથી રક્અત પર બેસીને અત્તહિય્યાત પઢીને ઉભો થઈ જાય તો પાંચમી રક્અતનો સિજદહ કરવા પહેલાં જો યાદ આવે તો

બેસી જાય અને અત્તહિય્યાત પઢે નહીં, પણ બેસીને તરત જમણી તરફ સલામ ફેરવીને સહવનો સિજદહ કરે. જો પાંચમી રક્અતનો સિજદહ કરી ચૂકે અને યાદ આવે તો એક રક્અત બીજી મેળવીને છ પૂરી કરે. આમાં ચાર રક્અત ફર્ઝ થઈ અને બે નફલ. છઠ્ઠી રક્અત ઉપર સહવનો સિજદહ કરે. જો પાંચમી રક્અત ઉપર સલામ ફેરવી અને સહવનો સિજદહ કર્યો, તો ચાર ફર્ઝ થઈ અને એક રક્અત નકામી ગઈ.

- જો નમાઝમાં એકથી વધારે ભૂલો એવી થઈ કે જેથી સહવનો સિજદહ વાજિબ થાય છે, ત્યારે પણ એક જ સહવનો સિજદહ દરેક ભૂલો માટે થઈ જશે. એક નમાઝમાં બે વાર સહવનો સિજદહ કરાતો નથી.
- સહવનો સિજદહ કર્યા પછી કોઈ એવી ભૂલ થાય કે જેથી સહવનો સિજદહ વાજિબ થાય છે, ત્યારે જે પહેલો સહવનો સિજદહ કર્યો તે બસ છે.
- ત્રણ કે ચાર રક્અતવાળી નમાઝમાં જો ભૂલથી બે રક્અત ઉપર સલામ ફેરવી લીધી હોય તો હવે ઉઠીને તે જ નમાઝને પૂરી કરે અને સહવનો સિજદહ કરે. પરંતુ જો સલામ ફેરવ્યા પછી કોઈ એવી વાત થઈ ગઈ હોય કે જેથી નમાઝ જતી રહે છે, તો હવે ફરીથી નમાઝ પઢે.
- જો સહવનો સિજદહ કરવો ભૂલાઈ ગયો અને બન્ને બાજુ સલામ ફેરવી લીધી હોય, પરંતુ ત્યાં જ બેઠા હોય, છાતી પણ કિબ્લા તરફથી ફરી નથી તેમજ કોઈની સાથે વાત કરી નથી, અને નમાઝ તૂટે એવી કોઈ વાત બની નથી, એટલું જ નહીં પણ એવી રીતે બેઠા બેઠા કલિમહ, દુરૂદ શરીફ કે કોઈ વઝીફો પણ પઢી લીધો હોય, તો એનો કોઈ વાંધો નથી. હવે સહવનો સિજદહ કરશે, તો નમાઝ થઈ જશે.

# ❊ સજદએ સહ્વના મસાઈલ ❊

- જો કોઈ માણસને નમાઝમાં કોઈ વાજિબ છૂટી જવાની શંકા હોય તો એનાથી સજદએ સહ્વ વાજિબ થશે નહીં. હા, જો પાકું ગુમાન હોય તો નમાઝના અંતમાં સહ્વનો સિજદહ કરવો વાજિબ છે. *(મસાઈલે સજદએ સહ્વ : ૫૩)*
- કોઈ માણસે સજદએ સહ્વ કરતી વેળા જમણી બાજુ સલામ ન ફેરવી અથવા સામે જ સલામ કહીને સિજદહ કરી લીધો, તો પણ દુરૂસ્ત છે. *(મસાઈલે સજદએ સહ્વ : ૫૪)*
- કોઈ માણસે બે ના બદલે એક જ સજદએ સહ્વ કર્યો અને કાએદહમાં બેસીને અત્તહિય્યાત, દુરૂદ અને દુઆ પઢીને સલામ ફેરવી દીધી, તો એ માણસે નમાઝ ફરીથી દોહરાવવી પડશે. કેમકે બે સિજદહ કરવા જરૂરી છે. એક જ સજદએ સહ્વ કિફાયત થશે નહીં. *(મસાઈલે સજદએ સહ્વ : ૫૭)*
- જુમ્આ અને ઈદની નમાઝમાં ઈમામથી કોઈ એવી ભૂલ થઈ ગઈ જેનાથી સજદએ સહ્વ વાજિબ થાય છે, તો પાછલા સમયના (મુતઅખ્ખીરીન) મશાઈખના મંતવ્ય મુજબ શ્રેષ્ઠ અને સારૂ એ છે કે, આવી નમાઝોમાં સજદએ સહ્વ કરવામાં ન આવે. કારણ કે ભીડ વધારે હોવાથી સજદએ સહ્વ કરવામાં અભણ અને અજાણ લોકોની નમાઝ ખરાબ થવાનો ભય છે. *(કિતાબુલ મસાઈલ : ૩૧૦)*
- જો ઈમામ પર સજદએ સહ્વ વાજિબ હોય અને એને સજદએ સહ્વ કરવાનું યાદ ન રહ્યું, તો મુક્તદીઓ પર (નમાઝ પછી) અલગથી સજદએ સહ્વ કરવો વાજિબ નથી.

  *(મસાઈલે સજદએ સહ્વ : ૫૫)*
- જો કોઈ માણસથી સજદએ સહ્વની હાલતમાં ભૂલ થઈ ગઈ, જેથી સિજદાની હાલતમાં થોડી વાર વિચારતો રહ્યો, તો એના ઉપર બીજી વાર સજદએ સહ્વ વાજિબ નથી. *(મસાઈલે સજદએ સહ્વ : ૫૬)*

# ❋ સજદએ તિલાવતના મસાઈલ ❋

- કુર્આનમાં ૧૪ આયતો સિજદહની છે. જે ઘણાખરા લોકો જાણે છે. એ આયતોમાંથી કોઈ એક આયત જે કોઈ પઢે, તેણે સિજદહ કરવો વાજિબ છે, અને જે કોઈ સાંભળે તેના ઉપર પણ વાજિબ છે. સાંભળવાનો ઈરાદો હોય કે ન હોય. માટે પઢનારે સિજદહની આયત ધીમેથી પઢવી જોઈએ. એવી રીતે ઈમામે સિજદહની આયત પઢી, તો મુક્તદીએ સાંભળી હોય કે ન સાંભળી હોય, પણ તેણે ઈમામની સાથે સિજદહ કરવો વાજિબ છે.
- તિલાવતના સિજદહની રીત એ પ્રમાણે છે કે, જે વસ્તુ નમાઝ માટે શર્ત છે, તે તિલાવતના સિજદહ માટે પણ શર્ત છે. જેમકે વુઝૂનું હોવું, જગ્યા પાક હોવી, બદન તથા કપડાં પાક હોવા, વિગેરે. પછી કિબ્લહ રૂખ થઈ એક તકબીર 'અલ્લાહુ અકબર' કહી સિજદહ કરે. સિજદહમાં **"સુબ્હાન રબ્બિયલ અઅ્લા'** ત્રણ વાર પઢે. અને અલ્લાહુ અકબર કહીને માથુ ઉપાડે, એટલે સિજદએ તિલાવત થઈ ગયો.
- બેહતર એ છે કે, ઉભા થઈને પ્રથમ 'અલ્લાહુ અકબર' કહીને સિજદહમાં જાય અને 'અલ્લાહુ અકબર' કહીને ઉભા થાય. જો બેસીને પણ ઉપર પ્રમાણે સિજદહ કરે તો પણ દુરૂસ્ત છે.
- જો એક જ આયત સિજદહની ઘણીવાર એક જ બેઠકમાં પઢે અથવા સાંભળે, તો એક જ સિજદહ વાજિબ થશે. અને જો બેઠક બદલાય જાય, એટલે કે તે જ આયત બીજી જગ્યાએ પઢે અથવા તો સાંભળે તેમજ જેટલી જગ્યાએ પઢશે અને સાંભળશે તેટલા સિજદહ વાજિબ થશે.
- જો એક જ બેઠકમાં સિજદહની અનેક આયતો પઢશે અથવા સાંભળશે, તો તેટલા સિજદહ અદા કરવા પડશે.
- જો કોઈનું વુઝૂ તે વખતે ન હોય તો બીજી કોઈ વાર સિજદહ કરી

લે. એ જ વખતે સિજદહ કરવો જરૂરી નથી. પણ બેહતર એ છે કે, તે જ વખતે સિજદહ કરી લે. એટલા માટે કે ભૂલી ન જવાય.

- ઘણા માણસો કુર્આન શરીફ ઉપર સિજદહ કરી લે છે, એથી સિજદહ અદા થતો નથી. જેવી રીતે નમાઝનો સિજદહ થાય છે, તેવી જ રીતે સિજદહ કરવો જોઈએ.
- જો કોઈના માથે તિલાવતના સિજદહ કરવા બાકી હોય, તો તેને જલ્દીથી અદા કરે. અને જો ઝિંદગીમાં અદા કરવા રહી ગયા, તો ગુનેહગાર થશે.
- નમાઝ પઢવામાં કોઈથી સિજદહની આયત સાંભળી લીધી હોય તો નમાઝમાં સિજદહ કરે નહીં, પણ નમાઝ પછી કરે. જો નમાઝમાં જ કરશે, તો સિજદહ અદા થશે નહીં અને ફરીથી કરવો પડશે, અને ગુનોહ પણ થશે.
- સ્ત્રીએ હૈઝ (માસિક) અથવા નિફાસ (પ્રસુતિ બાદનો રક્તસ્ત્રાવ) -ની હાલતમાં સિજદહની આયત સાંભળી, તો તેણી ઉપર સિજદહ વાજિબ થતો નથી. પણ જો એવી હાલતમાં સાંભળ્યું કે હૈઝ બંધ થયું છે અને ન્હાવું વાજિબ થયું છે, તો ગુસલ કર્યા પછી સિજદહ કરવો વાજિબ છે.
- જો નમાઝમાં સિજદહની આયત પઢે, તો તે આયત પઢીને તરત નમાઝમાં જ સિજદહ કરે, પછી બાકીની સૂરત પઢીને રુકૂઅમાં જાય. જો તે આયત પઢીને તરત સિજદહ ન કર્યો અને તે પછીની બે-ત્રણ આયતો પઢી લીધા પછી સિજદહ કર્યો, તો પણ દુરૂસ્ત છે. પરંતુ જો એનાથી વધુ આયતો પઢી લીધી અને પછી સિજદહ કર્યો, તો સિજદહ તો અદા થઈ જશે, પરંતુ ગુનેહગાર થશે.
- જો નમાઝમાં સિજદહની આયત પઢી અને નમાઝમાં જ સિજદહ ન કર્યો, તો હવે નમાઝ પછી સિજદહ કરવાથી અદા થશે નહીં. હંમેશના માટે ગુનેહગાર રહેશે. તૌબા અને ઈસ્તિગફાર વગર બીજી કોઈ રીતે માફી નથી.

- જો સિજદહની આયત પઢીને તરત રુકૂઅમાં જાય અને રુકૂઅમાં આ નિય્યત કરે કે, હું તિલાવતના સિજદહનો પણ એ જ રુકૂઅ કરૂં છું, તો પણ તે સિજદહ અદા થઈ જશે. અને જો રુકૂઅમાં નિય્યત ન કરી તો રુકૂઅ પછી જ્યારે સિજદહ કરશે, તો તે જ સિજદહ (નમાઝના જ સિજદહ)થી તિલાવતનો સિજદહ પણ અદા થશે. નિય્યત કરી હોય કે ન કરી હોય.
- રૂકૂઅમાં ઈમામે તો તિલાવતના સિજદહની નિય્યત કરી, પરંતુ મુક્તદીઓએ નિય્યત કરી નથી (અજાણ હોવાને કારણે અથવા અભણતાના કારણે) તો મુક્તદીઓ માટે જરૂરી છે કે સલામ ફેરવ્યા બાદ તિલાવતનો સિજદહ કરીને ફરી કાએદહમાં બેસી જાય, ત્યાર બાદ બન્ને તરફ સલામ ફેરવી દે. નહીં તો નમાઝ ફાસિદ થઈ જશે.

  એટલે ઈમામે એમ કરવું જોઈએ કે તિલાવત કર્યા બાદ તરત સિજદહ કરી લે. નહીં તો પછી રૂકૂઅમાં નિય્યત ન કરે, જેથી એ રકઅતમાં આવવાવાળા સિજદહમાં તિલાવતનો સિજદહ પણ આપોઆપ અદા થઈ જશે (અને મુક્તદીઓની નમાઝમાં કોઈ ખામી આવશે નહીં). *(કિતાબુલ મસાઈલ : ૫૦૭-૫૦૮)*
- ઈમામ સિજદહની આયત પઢ્યા બાદ તકબીર કહીને સિજદહમાં ચાલ્યો ગયો અને મુક્તદી રૂકૂઅની તકબીર સમજીને રૂકૂઅમાં ગયા તો હવે મુક્તદી રૂકૂઅ છોડીને સિજદહમાં ચાલ્યા જાય. ભલેને ઈમામનો તિલાવતનો સિજદહ પૂરો થઈ ગયો હોય.

  *(કિતાબુલ મસાઈલ : ૫૦૮)*
- ચાલતી સવારી જેમકે ટ્રેન, વિમાન, સ્ટીમર, હોડી, કાર, બસ વગેરેમાં એક જ સિજદહની આયતને વારંવાર સાંભળી તો પણ એક જ સિજદહ વાજિબ થશે. *(કિતાબુલ મસાઈલ : ૫૦૯)*
- જો રેડિયો પર સિજદહની આયત પઢવામાં આવે, તો સાંભળવા-વાળા પર તિલાવતનો સિજદહ વાજિબ નથી. કારણ કે તેનું

રેકોર્ડિંગ કર્યા બાદ પ્રસારણ કરવામાં આવે છે. અને જો સીધું જ (રેકોર્ડિંગ કર્યા વગર) પ્રસારણ કરવામાં આવતું હોય તો સિજદહ કરવો જોઈએ. *(કિતાબુલ મસાઈલ : ૫૦૧)*

- ટી.વી. પર કુર્આનની તિલાવતનું પ્રસારણ થાય છે, તો મોટેભાગે તેના બે પ્રકાર છે : (૧) તિલાવત પહેલાં રેકોર્ડ કરી લેવામાં આવે છે, પછી ટી.વી. પર પ્રસારિત કરવામાં આવે છે. તો આ હાલતમાં સાંભળનારાઓ પર તિલાવતનો સિજદહ વાજિબ નથી. (૨) સીધું જ પ્રસારણ કરવામાં આવે. આ બીજી રીતમાં સાંભળનારાઓ ઉપર તિલાવતનો સિજદહ વાજિબ થશે. *(કિતાબુલ ફતાવા : ૪૫૭/૨)*
- સિજદહની આયતનો અનુવાદ પઢવાથી તિલાવતનો સિજદહ વાજિબ થશે નહીં. *(કિતાબુલ ફતાવા : ૪૪૯/૨)*
- સિજદહની આયત લખવામાં આવે અથવા ટાઈપ કે કમ્પોઝ કરવામાં આવે અને ઝબાનથી આયતને બોલે અથવા એક-એક હુરૂફ (મૂળાક્ષર)નો ઉચ્ચાર કરે, તો તિલાવતનો સિજદહ વાજિબ થશે નહીં. *(જદીદ ફિકહી મસાઈલ : ૧૭૨/૧)*
- કોઈ સમાચારપત્ર અથવા સામયિકમાં સિજદહની આયત અને અનુવાદ લખ્યો હોય, તો આયત પઢવાથી સિજદહ વાજિબ થઈ જશે અને જો ફક્ત અનુવાદ પઢે, તો સિજદહ વાજિબ થશે નહીં. *(કિતાબુલ ફતાવા : ૪૫૧/૨)*

## ❊ જમાઅતથી નમાઝ ❊

### ફઝીલત અને રીત :

ફર્ઝ નમાઝ જમાઅત સાથે પઢવી પુરૂષો ઉપર વાજિબ અથવા સુન્નતે મુઅક્કદહ છે. હનફી મઝહબના ઘણાખરા મુહક્કિકો એટલે કે મહાન આલિમોનો અભિપ્રાય છે કે, જમાઅત વાજિબ છે. અને ઘણાખરાના મતે વાજિબ જેવી સુન્નતે મુઅક્કદહ છે.

વગર ઉઝરે માત્ર સુસ્તીથી જમાઅતથી નમાઝ છોડનાર ગુનેહ-

ગાર છે. કુન્યા વિગેરે કિતાબોમાં છે કે, વગર ઉઝરે જમાઅત છોડનારને સજા કરવી ઈસ્લામી હાકેમ ઉપર વાજિબ છે. અને તેની પાડોશમાં રહેતા લોકો જો તેને આ બાબતની સૂચના નહિં કરે, તો ગુનેહગાર થશે.

મસ્જિદમાં જવા માટે 'ઈકામત' સાંભળવાની રાહ જોશે (ઘરમાં, મસ્જિદના ઓટલે કે બજારમાં), તો ગુનેહગાર થશે. એટલા માટે કે, જો ઈકામત સાંભળીને નમાઝ પઢવા જશે ત્યારે એક કે બે રક્અતો અથવા પુરી જમાઅત જવાની બીક છે.

ઈમામ મુહમ્મદ (રહ.)થી રિવાયત છે કે, જુમ્આ અને જમાઅત -ના માટે જલ્દી જલ્દી ચાલીને જવું દુરૂસ્ત છે. જો તેમાં વધુ તકલીફ થાય તેમ ન હોય.

આગલા બુઝુર્ગો એટલે કે નેક લોકો (સલફે સાલિહીન)ને ત્યાં એવો નિયમ હતો કે, જો કોઈની એક વખતની પણ જમાઅત છૂટી જતી, તો એનો તેને ઘણો જ રંજ અને સદમો થતો. લોકો તેની માતમપુર્સી એટલે કે દિલગીરી અને દિલાસો આપવા સાત દિવસ સુધી તેને ત્યાં જતા.

જમાઅતની મહત્વતા અને તાકીદના માટે એટલી બધી સહીહ હદીષો છે કે, જો તે બધી એકઠી કરવામાં આવે તો એક મોટી કિતાબ તૈયાર થઈ શકે છે. તે બધી પઢવાથી એનો ચોખ્ખો સાર એ નીકળે છે કે, નમાઝ પૂરેપૂરી રીતે અદા થવા માટે જમાઅત એક મોટા દરજ્જાની શર્ત છે. હુઝૂર (સલ.)એ તેને કોઈ પણ વખતે છોડી નથી. એટલે સુધી કે બીમારીની હાલતમાં જ્યારે કે આપ ચાલવાની શક્તિ ધરાવતા ન હતા, તો પણ બે માણસોના ખભે હાથ મૂકીને આપ (સલ.) મસ્જિદમાં તશરીફ લઈ આવ્યા અને જમાઅતથી નમાઝ અદા કરી. જમાઅત છોડનાર પર આપને ઘણો ગુસ્સો આવતો. જમાઅત છોડવા પર સખતમાં સખત સજાનો પણ આપ ઈરાદો ફરમાવતા હતા.

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો લોકોને જમાઅતનો

સવાબ જણાય આવે તો તેઓ ગમે તેટલા લાચાર હોય, તો પણ જમાઅત તરફ દોડી આવે. જમાઅતની પહેલી સફ એવી છે કે, જાણે ફરિશ્તાઓની સફ. એકલા નમાઝ પઢવા કરતાં બે માણસોની જમાઅત બેહતર છે. ફરી જેટલા માણસો વધારે હશે, તેટલી જ એ જમાઅત અલ્લાહપાકને વધુ પ્રિય છે. *(અબૂ દાઉદ)*

હઝરત ઉસ્માન (રદી.) રિવાયત કરે છે કે, જનાબ નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસે ઈશાંની નમાઝ જમાઅત સાથે અદા કરી, તેને અડધી રાત સુધી ઈબાદતનો સવાબ મળે છે. અને જેણે ઈશાં અને ફજરની નમાઝ જમાઅતથી અદા કરી, એને પૂરી રાત ઈબાદત કરવાનો સવાબ મળશે. *(મુસ્લિમ, અબૂ દાઉદ)*

આપ (સલ.)એ ફરમાવ્યું કે, જમાઅત માટે મસ્જિદમાં જનારનું દરેક પગલું એક નેકીને વાજિબ કરે છે અને એક ગુનોહ મટાડે છે.

બીજી હદીષ શરીફમાં નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, સવાર-સાંજ મસ્જિદ તરફ જનારાઓ માટે અલ્લાહપાક મહેમાનીનો સામાન તૈયાર કરે છે. *(બુખારી, મુસ્લિમ)*

જેણે સારી રીતે પૂરેપુરૂં વુઝૂ કર્યું અને ફર્ઝ નમાઝ પઢવા ઘેરથી નીકળ્યો અને મસ્જિદમાં જઈ ઈમામની સાથે નમાઝ પઢી, તો એના સર્વે ગુનાહ માફ થઈ ગયા. *(ઈબ્ને ખુઝયમહ)*

વળી બીજી હદીષ શરીફમાં છે કે, જેટલો વખત નમાઝના ઈન્તેજારમાં ગુજરશે, તે બધો વખત નમાઝમાં લેખાશે.

આ સિવાય મસ્જિદમાં નમાઝ પઢવાના સવાબ વિશે હઝરત અનસ બિન માલિક (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ‘‘માણસને ઘરમાં એક નમાઝનો, કબીલા અથવા મહોલ્લાની મસ્જિદમાં પચ્ચીસ નમાઝ બરાબર, જ્યાં જુમ્આ પઢાતી હોય એટલે કે જુમ્આ મસ્જિદમાં પાંચસો નમાઝ બરાબર, મસ્જિદે અકસા (બયતુલ મુકદસ)માં પચાસ હજાર નમાઝ બરાબર અને

મારી આ મસ્જિદ (મસ્જિદે નબવી)માં પચાસ હજાર નમાઝ બરાબર અને મસ્જિદે હરામ (મક્કા મુકર્રમહ)માં એક લાખ નમાઝ બરાબર સવાબ મળે છે. *(ઈબ્ને માજહ)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે, એકલા નમાઝ પઢવા કરતાં જમાઅતથી નમાઝ પઢવાનો સવાબ સત્તાવીસ ઘણો વધારે છે. *(બુખારી, મુસ્લિમ)*

આપ (સલ.)એ ફરમાવ્યું કે, ચાલીસ દિવસ સુધી તકબીરે ઉલા સાથે જમાઅતથી નમાઝ અદા કરનાર દોઝખ અને નિફાકથી છૂટકારો મેળવી લે છે. *(તિરમિઝી શરીફ)*

જ્યારે ચાલીસ દિવસની નમાઝનો સવાબ આટલો બધો છે, તો જે લોકો હંમેશા જમાઅતની પાબંદી કરે છે, તેમના સવાબનું તો પૂછવું જ શું ?

આ સિવાય જમાઅતથી નમાઝ પઢવામાં ઈમામની આમીન સાથે ફરિશ્તાઓની આમીન કહેવી, મુસલ્લા ઉપર નમાઝ પઢી રહ્યા પછી જ્યાં સુધી બેઠા હોઈએ ત્યાં સુધી ફરિશ્તાઓની તેના માટે મગફિરત અને રહેમતની દુઆ કરવી, આવી રીતે ઘણો અગણિત સવાબ અને તેની ફઝીલતનું વર્ણન હદીષ શરીફમાં આવ્યું છે.

ખરેખર, આપ (સલ.)એ આપણને હિદાયતના માર્ગે ચાલવાની સૂચનાઓ આપી છે, જેમાંની આ એક નમાઝ છે. અને તે એવી મસ્જિદોમાં કે જ્યાં જમાઅત થતી હોય. જે માણસ એવો ઈરાદો રાખતો હોય કે, કિયામતમાં ખુદાપાકની જનાબમાં મુસલમાન થઈને જાય, તો તેને જોઈએ કે પાંચ વખતની નમાઝ જમાઅતમાં શામેલ થઈને પઢે અને રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નત ઉપર મજબૂતીની સાથે અમલ કરે. જો તમે એકલા નમાઝ પઢી લેશો, તો તમારાથી તમારા નબી (સલ.)ની સુન્નત છૂટી જશે. જો તમારા નબી (સલ.)ની સુન્નત છોડી દેશો, તો બેશક ગુમરાહ થઈ જશો એટલે કે ભટકી જશો.

મસ્જિદમાં જઈ જમાઅતથી નમાઝ પઢવામાં ન કોઈ એવી મહેનત છે, કે ન કોઈ એવી તકલીફ. જ્યારે તેનો એટલો બધો સવાબ છે, તો એવો કોણ માણસ હશે કે જે એકનો અનેકાઅનેક ઘણો નફો મળી રહ્યો હોવા છતાં તેને જતો કરે ? એનું કારણ એ જ હોઈ શકે કે આપણને આ નફાની પરવા નથી. આખિરતના આ નફાને હલકો (મામૂલી) સમજી છોડી દેવામાં આવે છે ! જ્યારે માણસ દુનિયાના વેપારમાં આનો, બે-આના, રૂપિયાના નફા પાછળ રાત-દિવસ લાગેલો રહે છે અને તેની કોશિશમાં જ વેપાર અને દુકાનનું નુકસાન સમજીને જમાઅતને છોડી દે છે, પણ જે લોકોને અલ્લાહ તઆલાની અઝમત અને તેના વાયદાઓ ઉપર પૂરો ભરોસો અને યકીન છે, અને જેઓને સરવરે કાએનાત (સલ.)ની સુન્નત સાથે દિલોજાનથી મુહબ્બત છે, અને જેની સામે આખિરતના આ સવાબ અને નફાની ખરી કિંમત છે, એવા લોકો પોતાના માલિક અને મૌલાની પુકાર (અઝાન) પર ફિદા થઈ ''લબ્બયક'' કહેતાં ફરમાંબરદાર બની મસ્જિદમાં હાજર થઈ જાય છે.

- જમાઅતથી નમાઝ પઢવામાં ઈમામની પાછળ (ઈકતેદામાં) નમાઝ પઢવાની નિય્યત કરવી ફર્ઝ છે.
- જ્યારે ઈકામત થાય ત્યારે સફમાં બરાબર ખભાથી ખભો મીલાવીને એવી રીતે ઉભા રહે કે, વચમાં જગ્યા ન રહે. આગલી સફમાં જગ્યા હોય તો બીજી સફ શરૂ ન કરે. જમણી અને ડાબી તરફનો ખ્યાલ કરીને ઉભા રહે, જેથી એક જ તરફ માણસો વધુ ન થઈ જાય.
- નિય્યત કરીને જ્યારે ઈમામ નમાઝ શરૂ કરવા **“અલ્લાહુ અકબર”** કહીને કોલ બાંધે, ત્યારે મુક્તદી પણ ''અલ્લાહુ અકબર'' કહીને નમાઝમાં શામેલ થઈ જાય અને **“સના”** પઢે.

સના પઢ્યા પછી મુક્તદી **“અઉઝુ, બિસ્મિલ્લાહ** અને **અલ્હમ્દુ શરીફ”** કાંઈ ન પઢે. જો ઈમામ કિરાઅત ધીમેથી પઢે, જેમકે ઝોહર

અને અસરની નમાઝમાં પઢે છે, ત્યારે અલ્લાહ તઆલાના દરબારની હાજરીનું પૂરેપુરૂં ધ્યાન ધરીને શાંત ઉભા રહે. અને જો ફજર, મગરિબ, ઈશાં અથવા જુમ્આ, તરાવીહની નમાઝ હોય, જેમાં ઈમામ અલ્હમ્દુ શરીફ અને સૂરત ઉંચા અવાજથી પઢે છે, તે ધ્યાનથી સાંભળે. જ્યારે ઈમામ અલ્હમ્દુ શરીફ પૂરી કરીને **"વલદ્દાલ્લીન"** પઢી લે, ત્યારે મુક્તદી ધીમેથી **"આમીન"** કહે. પછી ઈમામ કિરાઅત પઢે તે સાંભળે. ત્યાર પછી ઈમામ રુકૂઅમાં જાય ત્યારે મુક્તદી પણ રુકૂઅમાં જાય અને ઈમામ રુકૂઅથી ઉઠીને **"સમિઅલ્લાહુલિમન હમિદહ"** કહે, ત્યારે મુક્તદી **"રબ્બના લકલ હમ્દ"** કહે. ત્યાર પછી સિજદહ, જલસો અને કાએદહ (દરેક રક્અતમાં)માં ઈમામની તાબેદારી કરે. રુકૂઅમાં રુકૂઅની તસ્બીહ, સિજદહમાં સિજદહની તસ્બીહ, કાએદહમાં **"તશહ્હુદ (અત્તહિય્યાત), દુરૂદ શરીફ, દુઆ"** વિગેરે જે રીતે નમાઝમાં પઢવામાં આવે છે, તે પ્રમાણે પઢે. ઈમામથી પહેલાં કોઈ રૂકન અદા કરે નહીં. ન ઈમામની પહેલાં રક્અત બાંધે, ન રુકૂઅમાં જાય, ન રુકૂઅથી માથુ ઉઠાવે, ન સિજદહમાં જાય. મતલબ કે દરેક રુકનને મુક્તદીએ પોતાના ઈમામ સાથે એવી રીતે અદા કરવા સુન્નત છે કે, ઈમામની સાથે જ રક્અત બાંધે, રુકૂઅ પણ ઈમામની સાથે જ કરે, સિજદહ પણ તેની સાથે જ બજાવી લાવે. રુકૂઅ અને સિજદહની તસ્બીહ પૂરી પઢતાં પહેલાં જો ઈમામ ઉઠી જાય, તો તેની સાથે જ ઉઠી જાય. પણ જો પહેલા કાએદહમાં મુક્તદી અત્તહિય્યાત પૂરી પઢે તે પહેલાં જો ઈમામ ઉભા થઈ જાય, તો મુક્તદીએ અત્તહિય્યાત પૂરી પઢીને ઉભા થવું. તેવી જ રીતે જો આખરી કાએદહમાં મુક્તદી અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆ પઢી રહે તે પહેલાં જો ઈમામ સલામ ફેરવી લે, તો મુક્તદીને જોઈએ કે, અત્તહિય્યાત પઢી રહ્યા પછી સલામ ફેરવે.

નમાઝ પૂરી થયા પછી બન્ને હાથ છાતી સુધી ઉઠાવીને ફેલાવે અને ખુદા તઆલાથી પોતાના માટે દુઆ માંગે અને ઈમામ તમામ

મુક્તદીઓના માટે પણ દુઆ કરે. દુઆ માંગ્યા પછી બન્ને હાથોને મોઢા પર ફેરવે. જો મુક્તદીઓ ચાહે તો પોતપોતાની દુઆ માંગી શકે છે અથવા ઈમામ જે દુઆ માંગે તે સાંભળી આમીન કહે.

જે નમાઝ પછી સુન્નતો પઢવાની હોય છે, જેવી કે ઝોહર, મગરિબ અને ઈશાં, તો તે નમાઝ પછી દુઆમાં વધારે વાર લગાડે નહીં, પણ ટૂંકી દુઆ માંગીને સુન્નતો પઢવા લાગી જાય.

આપ (સલ.) જ્યારે નમાઝથી સલામ ફેરવતા, ત્યારે આ દુઆ પઢતા : **અલ્લાહુમ્મ અન્તસ્સલામ, વમિનકસ્સલામ, તબારક્ત યા ઝલઝલાલિ વલ ઈકરામ.** (અર્થ : અય અલ્લાહ ! તુ જ સલામ છે, અને તારાથી જ સલામતી છે. અને તુ બરકતવાળો છે, હે અઝમત અને બક્ષીસના માલિક.)

જે ફર્ઝ નમાઝ પછી સુન્નતો પઢવાની નથી, તેઓના પઢ્યા પછી અને જે ફરઝો પછી સુન્નતો હોય છે તે સુન્નતોને પઢ્યા પછી **"અસ્તગ-ફિરૂલ્લાહલ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કય્યુમ"**, ત્રણ વાર **"આયતુલ કુર્સી"** (અલ્લાહુ લા ઈલાહ...થી અલિય્યુલ અઝીમ સુધી) એક વાર અને **"કુલ્હુવલ્લાહ, કુલ અઉઝુ બિરબ્બિલ ફલક, કુલ અઉઝુ બિરબ્બિન્નાસ"** ત્રણે સૂરતો એક-એક વાર પઢીને ૩૩ વાર **"સુબ્હાનલ્લાહ"**, ૩૩ વાર **"અલ્હમ્દુલિલ્લાહ"** અને ૩૪ વાર **"અલ્લાહુ અકબર"** પઢવું મુસ્તહબ છે. *(શર્હ મ.ફલાહ)*

જે માણસની એક અથવા વધુ રક્અત ઈમામ સાથે છૂટી ગઈ હોય તેને **"મસબુક"** કહે છે. મસબુક ઈમામની નમાઝ પૂરી થયા પછી નમાઝ પૂરી કરવા માટે ઉભો થઈ જાય અને પોતાની બાકી રહેલી રક્અતોને એકલા નમાઝ પઢનારની જેમ પઢે. એવી રીતે કે, પહેલા તે રક્અતો પઢે કે જેમાં કિર્અત પઢવી ફર્ઝ છે. પછી તે રક્અતોને પઢે, જેમાં કિર્અત પઢવાની નથી. અને ઈમામ સાથે જે રક્અતો પઢી ચૂક્યા હોય, તે રક્અતોના હિસાબે કાએદહ કરે.

દા.ત. ઝોહરની ત્રણ રક્અત થઈ ગયા પછી જમાઅતમાં શામેલ

થયો હોય ત્યારે તેને એક રક્અત ઈમામ સાથે પઢ્યા પછી જ્યારે ઈમામ સલામ ફેરવે ત્યારે બાકીની રક્અત પઢવા ઉભો થાય ત્યારે પહેલી રક્અતની જેમ **સના, અઉઝુ, બિસ્મિલ્લાહ, અલ્હમ્દુ શરીફ** અને **સૂરત** પઢે. પછી રુકૂઅ, સિજદહ વિગેરે કરી કાએદહ કરે. કેમકે ઈમામ સાથે એક રક્અત મળેલી તે હિસાબે હવે તેની બે રક્અત થઈ, જેથી પહેલો કાએદહ કરવો વાજિબ થયો. કાયદો પૂરો કરી પછી બીજી રક્અતમાં **અલ્હમ્દુ શરીફ** અને **સૂરત** પઢીને રુકૂઅ, સિજદહ કરીને ઉભો થાય અને ત્રીજી રક્અતમાં ફક્ત **અલ્હમ્દુ શરીફ** પઢીને રુકૂઅમાં જાય. આવી રીતે પોતાની ચાર રક્અત પૂરી થવાથી આખરી કાએદહ કરી સલામ ફેરવે.

એવી જ રીતે મગરિબની નમાઝમાં જમાઅતની ત્રીજી રક્અતમાં શામેલ થયા હોય ત્યારે પણ મસબુકે પોતાની બે રકઅતો પઢવામાં પહેલી રક્અત પઢીને વચ્ચે કાએદહ કરવો જોઈએ. એના પછી બીજી રક્અત પઢી આખરી કાએદહ કરી નમાઝ પૂરી કરે.

મસબુકે પોતાની બાકી રહેલી રક્અતો પઢવામાં કોઈ સહવ (ભૂલ) થઈ જાય, તો તેણે સહવનો સિજદહ કરવો વાજિબ છે.

મસબુકે વિત્રની નમાઝમાં જો ઈમામ સાથે દુઆએ કુનૂત પઢી લીધી હોય, તેમજ વિત્રની ત્રીજી રક્અતનો રુકૂઅ પણ ઈમામની સાથે મળી ગયો હોય, ત્યારે તેણે પોતાની બાકી રહી ગયેલી બે રક્અતમાં દુઆએ કુનૂત પઢવાની નથી.

મસબુકે જો ભૂલથી જમાઅત સાથે સલામ ફેરવી દીધી અને સલામ ફેરવ્યા પછી કોઈ એવી વાત થઈ ન હોય કે જેથી નમાઝ જતી રહે, તો પોતાની બાકી રહેલી નમાઝ પઢવા ઉભા થઈ પોતાની નમાઝ પૂરી કરે. જો ઈમામના સલામ ફેરવ્યા પહેલાં અથવા બિલ્કુલ તેમની સાથે જ સલામ ફેરવી હોય તો મસબુકના માથે સિજદએ સહવ નથી. અને જો ઈમામના સલામ ફેરવ્યા પછી સલામ ફેરવી હોય તો સહવનો સિજદહ કરી લે.

# ❊ જમાઅતથી નમાઝના મસાઈલ ❊

- જ્યારે ફર્ઝ નમાઝની તકબીર થતી હોય તે વખતે નમાઝ પઢવી મકરૂહ છે. પરંતુ જો ફજરની સુન્નતો ન પઢી હોય અને એક રક્અત પણ જમાઅત સાથે મળી જવાનો ભરોસો હોય, તો પઢી લેવું મકરુહ નથી. તેમજ જમાઅત ઉભી થયા અગાઉ જો સુન્નતે મુઅક્કદહ પઢવી શરૂ કરી દીધી હોય, તો સુન્નતો પૂરી કરી લે.
- કોઈ માણસ નફલ નમાઝ શરૂ કરી ચૂક્યો હોય અને ફર્ઝ નમાઝ જમાઅત સાથે શરૂ થાય, તો નફલ નમાઝને તોડે નહીં, પરંતુ તેને જોઈએ કે, બે રક્અત પઢીને સલામ ફેરવી નાંખે. (જો તેણે ચાર રક્અતની નિય્યત કરી હોય.)
- ફર્ઝ નમાઝ થતી હોય તો તે વખતે કોઈપણ સુન્નત નમાઝ શરૂ કરે નહીં. (ફજરની સુન્નતો સિવાય) દા.ત. ઝોહરની ચાર રક્અત સુન્નત પહેલા પઢવામાં આવે છે, તેને છોડી દે અને તેવી જ રીતે જુમ્આની સુન્નતો પઢવાની બાકી હોય તો બેહતર એ છે કે, ફર્ઝ નમાઝ પઢ્યા પછી પઢે. એટલું જ નહીં પણ સુન્નત એ છે કે, ફર્ઝ પછીની સુન્નતોને પહેલા પઢે અને તે પછી બાકી રહી ગયેલી ચાર રક્અત સુન્નત પઢે.
- ઝોહરની ચાર રક્અત સુન્નતે મુઅક્કદહ જમાઅત ઉભી થવા અગાઉ શરૂ કરી ચૂક્યો હોય તો ઘણા ફુકહાઓનો મજબૂત મત એ છે કે, તે ચાર રક્અત પુરી કરી લે. અને જો ત્રીજી રક્અત શરૂ કરી લીધી હોય તો હવે ચાર રક્અત પુરી કરી લેવું જરૂરી છે.
- ફર્ઝ નમાઝ પઢાતી હોય તે વખતે જે સુન્નતો પઢવામાં આવે, પછી તે સવારની હોય અથવા તો કોઈ બીજા વખતની હોય, તે એવી જગ્યાએ પઢવામાં આવે, જે મસ્જિદ (જમાઅતખાના)થી અલગ હોય. કારણકે જે જગ્યાએ ફર્ઝ નમાઝ થતી હોય એવા વખતે તે જગ્યાએ બીજી કોઈ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે. જો તેને

કોઈ એવી જગ્યા ન મળે, તો સફથી અલગ રહીને મસ્જિદના કોઈ ખૂણામાં પઢી લે.

- કેટલાક માણસો જ્યારે મસ્જિદમાં આવીને ઈમામને રુકૂઅમાં જુએ છે, ત્યારે જલ્દીથી દોડીને રુકૂઅમાં જ તકબીરે તહરીમહ કહીને નમાઝમાં શામેલ થઈ જાય છે. તેઓની નમાઝ તદ્દન થતી જ નથી. કેમકે તકબીરે તહરીમહ સીધા ઉભા રહેવાની હાલતમાં રક્અત બાંધતી વખતે કહેવી ફર્ઝ છે. જો ઉભા રહીને તકબીરે તહરીમહ (અલ્લાહુ અકબર) કહેવામાં આવી ન હોય, તો તે દુરૂસ્ત થશે નહીં. અને જ્યારે તકબીરે તહરીમહ જ દુરૂસ્ત ન થઈ, તો નમાઝ કેમ કરી દુરૂસ્ત થઈ શકે ?
- જો કોઈ રુકન ઈમામની સાથે અદા કરવામાં ન આવે, જેવી રીતે કે, ઈમામ રુકૂઅ કરે અને મુક્તદી રુકૂઅ કરે નહીં અથવા ઈમામ બે સિજદહ કરે અને મુક્તદી એક જ સિજદહ કરે અથવા કોઈ રુકન ઈમામ કરતાં આગળથી શરૂ કરે અને તે રુકન પુરો થઈ જાય ત્યાં સુધી ઈમામ તેમાં શામેલ ન થયા હોય. દા.ત. ઈમામ કરતાં અગાઉ મુક્તદી રુકૂઅમાં ચાલ્યો જાય અને ઈમામ રુકૂઅ કરે તે પહેલાં ઉભો થઈ જાય, એ બન્ને હાલતોમાં મુક્તદીની નમાઝ દુરૂસ્ત થશે નહીં.
- મુક્તદીએ પહેલી સફમાં જગ્યા હોવા છતાં બીજી સફમાં એકલા ઉભા રહેવું મકરૂહે તહરીમી છે.
- મુક્તદીએ પોતાના ઈમામ કરતાં પહેલાં કોઈ કામ શરૂ કરવું મકરૂહે તહરીમી છે.
- જે રક્અતનો રુકૂઅ ઈમામની સાથે મળી ગયો હોય, તે રક્અત મુક્તદીને પૂરી મળેલી ગણાશે. પણ જો રુકૂઅ ઈમામ સાથે મળ્યો ન હોય તો એ રક્અત મળેલી ગણાશે નહીં.
- મુક્તદીએ કિરઅત પઢવી જોઈએ નહીં. ઈમામનું પઢવું તમામ મુક્તદીઓ તરફથી બસ છે. બલ્કે ઈમામ જ્યારે કિરઅત પઢતા

હોય ત્યારે મુક્તદીએ અલ્હમ્દુ શરીફ, કોઈ સૂરત યા દુઆ પઢવી મકરૂહે તહરીમી છે.

- ઈમામની સાથે જમાઅતનો છેલ્લો કાએદહ મળી જાય, ત્યારે પણ જમાઅતનો સવાબ મળશે.
- નમાઝના તમામ ફર્ઝો અને વાજિબોમાં તમામ મુક્તદીઓ પર વાજિબ છે કે, ઈમામની તાબેદારી કરે. પણ સુન્નતો વિગેરેમાં તાબેદારી કરવી મુક્તદીઓ પર વાજિબ નથી. જો ઈમામ અગર શાફિઈ મઝહબના હોય અને રુકૂઅમાં જતી વખતે અને રુકૂઅથી ઉઠતી વખતે તે પોતાના હાથોને કાનો સુધી ઉઠાવે, ત્યારે હનફી મઝહબવાળા મુક્તદીએ હાથ ઉઠાવવા ન જોઈએ. એવી જ રીતે શાફિઈ ઈમામ ફજરની નમાઝમાં કુનૂત પઢે, ત્યારે હનફી મુક્તદી પઢે નહીં.
- પાંચ બાબતમાં ઈમામની તાબેદારી કરવી, એટલે કે ઈમામ જે ક્રિયા કરે તે ક્રિયા મુક્તદી પણ કરે અને જો ઈમામ ન કરે તો મુક્તદી પણ ન કરે. (૧) દુઆએ કુનૂત પઢવી, (૨) કાએદએ ઉલા, (૩) ઈદની તકબીરો, (૪) તિલાવતનો સિજદહ, (૫) સહવનો સિજદહ. આ પાંચ બાબતો ઈમામ કરે તો મુક્તદી પણ કરે. અને જો ઈમામથી ભૂલથી રહી જાય તો મુક્તદી પણ છોડી દે અને ઈમામની તાબેદારી કરે.
- ચાર બાબતો એવી છે કે જેમાં ઈમામની તાબેદારી મુક્તદી ન કરે. એટલે કે ઈમામ કરે તો પણ મુક્તદીએ ન કરવી જોઈએ. (૧) ઈદની તકબીરો વધારે કહે, એટલે કે ચોથી તકબીર કહે ત્યારે મુક્તદી ન કહે, (૨) જનાઝાની નમાઝમાં ચાર તકબીરથી વધુ કહે તો મુક્તદી અનુકરણ ન કરે, (૩) ઈમામ કોઈ રુકન વધારે કરે એટલે કે ઈમામે બે વાર રુકૂઅ કર્યો, તો તેમાં પણ તાબેદારી ન કરે, (૪) ઈમામનું પાંચમી રકૂઅત માટે ઉભા થઈ જવું, તો એમાં પણ ઈક્તેદા ન કરે.

- જો ઈમામ ચોથી રક્અતે બેસી અત્તહિય્યાત પઢીને ઉભા થાય, તો મુક્તદી બેસીને ઈમામની રાહ જુએ. અને ઈમામ બેસી જઈ સલામ ફેરવે, તો તેમની સાથે સલામ ફેરવે. જો ઈમામે પાંચમી રક્અતનો સિજદહ કર્યો, તો મુક્તદીએ સલામ ફેરવી લેવી. અને જો ઈમામ ચોથી રક્અત પર બેસ્યા વગર અને આખરી કાએદહ વગર ઉભા થઈ ગયા, તો મુક્તદી રાહ જુએ. હવે જો ઈમામ પાંચમી રકઅતના સિજદહ પહેલાં બેસી જાય, તો ઈમામની તાબેદારી કરે. એટલે કે તેમની સાથે સલામ ફેરવે. પણ જો તેમણે પાંચમી રક્અતનો સિજદહ કરી લીધો, તો દરેક મુક્તદીઓની પણ નમાઝ ફાસિદ થઈ જશે. મુક્તદીના એકલા સલામથી કોઈ લાભ ન થશે. ફરીથી નમાઝ પઢવી પડશે.
- કોઈ માણસ મહોલ્લાની કે ઘર આગળની મસ્જિદમાં એવા વખતે પહોંચ્યો કે જમાઅત થઈ ચૂકી છે, તો તેના ઉપર મુસ્તહબ છે કે, જમાઅત માટે બીજી મસ્જિદમાં જાય કે પોતાના ઘેર આવીને ઘરના માણસોને ભેગા કરી જમાઅત કરી લે. તે તેને અખત્યાર છે.

## ❊ ઈમામત અને જમાઅતના મસાઈલ ❊

- દાઢી મુંડાવવી મોટો ગુનોહ છે. એ જ રીતે એવી દાઢી રાખવી જે સુન્નત મુજબ ન હોય અથવા જેમાં સુન્નતની અદાયગીના બદલે ફેશન હોય અને બીજી કોઈ કૌમ (ગેરમુસ્લિમ)ની નકલ હોય તો ફુકહાએ એવા માણસની ઈમામતને મકરૂહ કહી છે. અને આવા માણસે પોતે પણ ઈમામત કરવાથી બચવું જોઈએ. તેમ છતાં જો આવી વ્યક્તિ નમાઝ પઢાવી દે, તો નમાઝ થઈ જશે. ફરીથી દોહરાવવાની જરૂરત નથી. *(કિતાબુલ ફતાવા : ૩૧૪/૨)*
- જે આમિલ (તાવીઝ વગેરેનો અમલ કરનાર) શિર્ક અથવા બિદઅતથી ભરપૂર વાતો અને કાર્યોથી અમલ કરતો હોય, ગેર મહરમ ઓરતો (સ્ત્રીઓ) સાથે એકાંત રાખતો હોય અથવા ગૈબની

વાતો જાણવાનો દાવો કરતો હોય, તો આવા આમિલોની ઈમામત દુરૂસ્ત નથી. *(કિતાબુલ ફતાવા : ૩૧૬/૨)* અફસોસ સાથે કહેવું પડે છે કે, આજકાલ આવા આમિલો વધી ગયા છે. અને ઘણી બધી બાબતો જેમકે પરસ્ત્રીથી પરદો વગેરેમાં શરીઅતના કાયદા-કાનૂનોનું સરેઆમ ઉલ્લંઘન કરે છે.

- ફાસિક (છડેચોક ગુનોહ કરનાર) અને બિદઅતીને ઈમામ બનાવવો જાઈઝ નથી અને એવા ઈમામની પાછળ નમાઝ મકરૂહે તહરીમી છે. *(ફતાવા રહીમિય્યહ : ૪૧/૩)*
- જે માણસ ઈમામત જેવા ઉચ્ચ પદ પર બિરાજમાન હોય, એણે ક્રિકેટ જેવી બદનામ અને બેકાર રમતમાં તલ્લીન થવું, એનાથી દિલચસ્પી રાખવી, કોમેન્ટ્રી સાંભળવી, આ બધા કામો એના પદને શોભાસ્પદ અને લાયક નથી. એનાથી ઈમામ ગાફિલ લોકોની જેમ દેખાય છે. અને લોકોની નજરમાં ઈમામનો દબદબો, ઈઝઝત વગેરે ઓછી થઈ જાય છે. અને જો એ માણસ એટલો બધો વ્યસ્ત રહેતો હોય કે નમાઝ કઝા થઈ જાય, જમાઅત છૂટી જાય, તો એને ઈમામ બનાવવો મકરૂહે તહરીમી છે. *(ફતાવા રહીમિય્યહ : ૪૭/૩)*
- જે ઈમામની પત્ની શરઈ રીતે પરદો કરતી નથી અને ઈમામ તેને આ કૃત્ય (બેપર્દગી)થી રોકતો પણ નથી, બલ્કે એનાથી રાજી છે તથા આ ઈમામથી વધારે લાયકાતવાળો માણસ હાજર છે, તો આ ઈમામની પાછળ નમાઝ મકરૂહ છે. હા, જો તે પત્નીને બેપરદા રહેવાથી તો રોકે છે, પણ પત્ની તેની વાત માનતી નથી, તો ઈમામત મકરૂહ નથી. *(કિતાબુલ મસાઈલ : ૩૮૧)*
- ઘુંટીથી નીચે સુધી પાયજામો પહેરવો જાઈઝ નથી. એવો માણસ ફાસિક છે. એની પાછળ નમાઝ મકરૂહે તહરીમી છે. *(કિતાબુલ મસાઈલ : ૩૮૧)* અંગ્રેજી વાળ રાખવાનો પણ આ જ હુકમ છે.
- માથામાં વગર કારણે કાળા રંગની મહેંદી લગાડનાર ઈમામની ઈમામત મકરૂહ છે. *(કિતાબુલ મસાઈલ : ૩૮૧)*

- વ્યાજુ લેવડદેવડ કરવાવાળા પર હદીષ શરીફમાં લા'નત અને ફિટકાર કરવામાં આવી છે. કારણ કે તે ઘણો મોટો ગુનોહ છે. આવી લેવડદેવડ કરનારની પાછળ ઈમામત મકરૂહ થશે અને આવા માણસને ઈમામ બનાવનાર ગુનાહને પાત્ર ઠરશે.

*(કિતાબુલ ફતાવા : ૨૯૯/૨)*

- કોઈ કારણસર શહેરમાં કરફ્યુ હોય અને બહાર નીકળવાની કાયદાકીય અને કાનૂની મનાઈ હોય, તો આવી હાલતમાં પોતાની જાન, ઈઝઝત અને આબરૂની હિફાઝત જરૂરી છે. અને જમાઅત છોડવાની ઈજાઝત (પરવાનગી) છે. *(કિતાબુલ મસાઈલ : ૩૮૫)*

- જે માણસ ભયંકર બીમારીમાં સપડાયેલો હોય અથવા હાથ-પગ કપાયેલા હોય કે કોઈ જાલિમના જુલ્મ (અત્યાચાર)ની બીકે છૂપાય ગયો હોય (ભૂગર્ભમાં ચાલ્યો ગયો હોય) કે ઘડપણને કારણે હરવા-ફરવાથી લાચાર હોય, તો આવા લોકો માટે જમાઅત છોડવાની ગુંજાઈશ છે. *(કિતાબુલ મસાઈલ : ૩૮૭)*

- જમાઅતથી નમાઝ પઢવામાં સફ સીધી કરવી જરૂરી છે. એમાં અમૂક લોકો પગની આંગળીઓ તરફથી અને અમૂક લોકો પગની એડીઓ તરફથી સફ સીધી કરે છે. પરંતુ દરેકના પગ સરખા ન હોવાના કારણે સફમાં બધા આગળ-પાછળ થઈ જાય છે. માટે નમાઝમાં ઘુંટીઓ અને પીંડીઓના આધારે સફ સીધી કરવી જોઈએ. *(કિતાબુલ ફતાવા : ૨૭૬-૨૭૭/૨)*

- ઈમામ સાહેબ જે જમાઅતખાનામાં નમાઝ પઢાવી રહ્યા છે, તે ભાગથી સફની ગણત્રી થશે. એટલે મસ્જિદમાં બે માળ હોય અને બન્નેમાં નમાઝ થતી હોય, તો ઈમામ સાહબ જ્યાં નમાઝ પઢાવે છે એમાં દા.ત. પાંચ સફ છે, તો ઉપર નમાઝીઓની પહેલી સફને છઠ્ઠી સફ ગણવામાં આવશે (પહેલી નહીં). *(કિતાબુલ ફતાવા : ૩૮૦/૨)*

- જે મસ્જિદના ઈમામ સાહેબના અકીદા (માન્યતાઓ) વધુ સહીહ,

બાઅમલ અને વધુ પરહેઝગાર હોય એવા ઈમામની પાછળ નમાઝ પઢવી જોઈએ. *(ફતાવા ઉસ્માની : ૪૩૭/૧)*

- આજકાલ દુકાનો પર ઘણા બધા માણસો કામ કરતા હોય છે, તો જો દુકાનની આજુબાજુમાં એકથી વધુ મસ્જિદો હોય અને બન્ને મસ્જિદોમાં જમાઅતનો સમય અલગ-અલગ હોય તો એમ કરી શકાય છે કે, અમૂક લોકો એક મસ્જિદમાં નમાઝ પઢી લે અને અમૂક લોકો બીજી મસ્જિદમાં. અને જો એક જ મસ્જિદ હોય તો પાંચ-સાત મિનિટ માટે દુકાન બંધ કરી દેવામાં આવે. આ થોડો વખત ઈન્શાઅલ્લાહ વેપાર-ધંધામાં બરકતનો જરીયો બની જશે, નુકસાનનો નહીં. કેમકે બીજી બધી જરૂરતો માટે તો દુકાન બંધ કરીએ જ છીએ. તેમ છતાં અંતિમ દરજ્જો એ છે કે, અમૂક લોકો મસ્જિદમાં ચાલ્યા જાય અને અમૂક લોકો દુકાનમાં જમાઅત કરી લે. આ એક હદ સુધી ગુંજાઈશ છે. પણ નમાઝ બિલ્કુલ ન છોડે. *(કિતાબુલ ફતાવા : ૨૭૧/૨)*

## નમાઝી સામેથી પસાર થવું :

નમાઝીની સામેથી પસાર થવામાં નમાઝીની નમાઝ તૂટતી નથી, પરંતુ એવા સંજોગોમાં નમાઝીનો ખ્યાલ કે, જે નમાઝમાં અલ્લાહ તઆલા સાથે સરગોશી (અલ્લાહપાક સાથે ગુપચૂપ વાતમાં તલ્લીન)માં લાગ્યો હોય છે, તે તરફથી ખસી પસાર થનાર તરફ જાય છે. એટલે એ પસાર થનાર એક રીતે નમાઝીની મજકૂર સરગોશીમાં ખલલ પાડનાર બને છે. હદીષ શરીફમાં નમાઝી સામેથી પસાર થનારને શયતાનના નામથી યાદ કરવામાં આવ્યો છે.

હદીષ શરીફમાં છે કે, ''નમાઝી સામેથી પસાર થનાર જો જાણી લે કે, નમાઝી આગળથી પસાર થવામાં શું ગુનોહ છે, તો તે પસાર થવાના બદલે ૪૦ વર્ષ સુધી ત્યાં બેસી રહેવુ પડે, તો બેસી રહેવાને તે માણસ પસાર થવા કરતાં બેહતર સમજશે.'' માટે મુસલમાનોએ નમાઝી આગળથી પસાર થવાથી ઘણું જ બચવું જોઈએ.

નમાઝીએ પણ જોઈએ કે, એવી જગ્યાએ નમાઝ પઢે કે જ્યાં આગળથી કોઈ પસાર થાય નહીં. અને લોકોને ચાલવામાં અને જવા-આવવામાં તકલીફ થાય નહીં. મસ્જિદમાં પણ કોઈ ખૂણો અથવા દિવાલની આડમાં નમાઝ પઢે. જો જવા-આવવાનો રસ્તો રોકી રાખી નમાઝ પઢશે, તો પસાર થનાર અને નમાઝી બન્ને ગુનેહગાર થશે.

કોઈ જગ્યાએ નમાઝ પઢવામાં કોઈ દિવાલ કે આડ ન હોય, તો પોતાની સામે એક હાથ લાંબી અને એક ઈંચ જાડી લાકડી પોતાની જમણી-ડાબી આંખ સામે ખોસી દે અથવા એક હાથ ઉંચી વસ્તુ સામે રાખીને નમાઝ પઢે. જેને શરીઅતની પરિભાષામાં ‘‘સૂત્રો’’ કહે છે. જેથી સામેથી જનારને પસાર થવું દુરૂસ્ત થશે અને પસાર થનારને ગુનોહ થશે નહીં.

- મસ્જિદે હરામ (મક્કા શરીફ)માં તવાફ કરવાવાળાઓ માટે તવાફ કરતી વેળા નમાઝીના આગળથી પસાર થવું વિના સંકોચે જાઈઝ છે. પરંતુ જે લોકો તવાફ કરતા નથી એમણે નમાઝીઓની આગળથી પસાર થવામાં એહતેયાત કરવો જોઈએ. તેમ છતાં કોઈ કારણસર ન છૂટકે પસાર થવું જ પડે, તો નમાઝીની સિજદાની જગ્યા છોડીને થોડા આગળથી નીકળે, એની પાસેથી કે લગોલગથી ન નીકળે. *(કિતાબુલ મસાઈલ : ૪૦૬)*
- આગળની સફમાં જગ્યા હોવા છતાં લોકો જમાઅતમાં પાછલી સફમાં ઉભા થઈ જાય, તો પાછળથી આવવાવાળા માટે જાઈઝ છે કે, પાછળની સફમાં નમાઝ પઢવાવાળાઓની આગળથી પસાર થઈને આગળની સફની ખાલી જગ્યા પૂર કરે (ભરી દે).

*(કિતાબુલ મસાઈલ : ૪૦૬)*



# ✻ જુમ્આની નમાઝ ✻

## ફઝીલત અને તાકીદ :

જુમ્આની નમાઝ "ફર્ઝે ઐન" છે. કુર્આન શરીફ, હદીષ શરીફ અને ઈજમાએ ઉમ્મતથી સાબિત અને ઈસ્લામની મોટી નિશાનીઓ-માંથી એક નિશાની છે. તેની ફર્ઝિયતને ન માનનાર કાફિર અને વગર ઉઝરે તેને છોડનાર ફાસિક છે.

અલ્લાહ તઆલા પોતાના કલામે પાકમાં ફરમાવે છે કે, **"યા અય્યુહલ્લઝીન આમનૂ ઈઝા નૂદિય લિસ્સલાતિ મિંય-યવ્મિલ જુમુઅતિ ફસ્અવ ઈલા ઝિક્રિલ્લાહિ વઝરૂલ બય્અ. ઝાલિકુમ ખયરૂલ્લકુમ ઈન કુન્તુમ તઅલમૂન."**

**અર્થ :** હે ઈમાનવાળાઓ ! જ્યારે જુમ્આના દિવસે (જુમ્આની નમાઝ માટે) અઝાન પુકારવામાં આવે, ત્યારે તમે અલ્લાહપાકના ઝિક્ર તરફ દોડો અને ખરીદ-વેચાણ (વેપાર)ને છોડી દો. એ તમારા માટે બેહતર છે, જો તમે જાણો તો.

આ આયતમાં ઝિક્રનો મતલબ જુમ્આની નમાઝ અને તેનો ખુત્બો છે. 'દોડો' એ શબ્દનો મતલબ (જેટલી તૈયારીઓ સાથે એ નમાઝ માટે જવાનો હુકમ છે તેટલી) તૈયારીઓ સાથે નમાઝ માટે જવાનો છે.

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, દરેક દિવસોમાં અફઝલ જુમ્આનો દિવસ છે. એ જ દિવસે હઝરત આદમ (અલૈ.)ને પેદા કરવામાં આવ્યા, અને એ જ દિવસે તેઓની વફાત થઈ. જુમ્આના દિવસે જ સૂર ફૂંકવામાં આવશે. જેથી તમામ મખ્લૂક મરી જશે. અને તે જ દિવસે કિયામત કાયમ કરવામાં આવશે. એ દિવસે મારા ઉપર દુરૂદ શરીફ સંખ્યાબંધ પઢ્યા કરો. કેમકે એ જ દિવસે તમારૂ દુરૂદ મારી આગળ પેશ કરવામાં આવે છે. સહાબા (રદી.)એ અર્ઝ કરી : યા રસૂલલ્લાહ (સલ.) ! અમારા દુરૂદ આપની હુઝૂરમાં કેવી રીતે

પેશ કરવામાં આવશે ? જ્યારે કે આપ (સલ.)ના હાડકાં (પણ કબરમાં) બોસીદા થઈ ગયા હશે ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, ખુદાપાકે નબીઓ અને રસૂલો (અલૈ.)ના બદન મુબારકને જમીન ઉપર હંમેશ માટે હરામ કર્યા છે. (એટલે કે માટી બની જતા નથી, પણ જીવતા માણસની જેમ તાજા રહે છે. માટી તેમને ખાઈ શકતી નથી.) *(અબૂ દાઉદ, નસઈ, ઈબ્ને માજહ)*

સરકારે દો આલમ (સલ.)એ ફરમાવ્યું કે, સઘળા દિવસોનો સરદાર અને ખુદાપાકની જનાબમાં સૌ કરતાં મોટો જુમ્આનો દિવસ છે. અને ખુદાપાકની જનાબમાં રમઝાનની ઈદ અને બકરહ ઈદ કરતાં પણ એનો રૂત્બો વધારે છે. *(ઈબ્ને માજહ)*

આપ (સલ.)એ ફરમાવ્યું કે, જુમ્આની રાત સફેદ રાત છે. (રાત અંધારી થાય છે, પણ એ રાત નૂરાની છે તેથી સફેદ કહેવાય) અને જુમ્આનો દિવસ ચકચકિત (નૂરના લીધે) દિવસ છે. *(ઈબ્ને માજહ)*

નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ જુમ્આના દિવસે બને તેટલી સારી રીતે ગુસલ કરી પાક-સાફ થઈ જાય. પછી પોતાના માથામાં તેલ લગાડી કપડાંઓને (અત્તરથી) સુગંધિત કરી નમાઝ પઢવા જાય. જ્યારે મસ્જિદમાં દાખલ થાય તો કોઈ માણસને તેની જગ્યાએથી ઉઠાડીને પોતે બેસે નહીં. પછી તેના નસીબમાં જેટલી નફલ નમાઝો હોય તેટલી પઢે. જ્યારે ઈમામ ખુત્બો પઢે ત્યારે ચૂપ બેસે, તો ગુજરેલા જુમ્આથી આ જુમ્આ સુધીના તેના તમામ ગુનાહો માફ થઈ જશે. *(બુખારી શરીફ)*

રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે કોઈ જુમ્આના દિવસે સારી રીતે ગુસલ કરે અને મસ્જિદમાં જલ્દીથી પગપાળા જાય (સવારી પર બેસીને ન જાય), પછી ખુત્બો સાંભળે એ દરમ્યાન કોઈ નકામુ (વ્યર્થ) કામ કરે નહીં, તો તેને દરેક પગલે એક વર્ષ સુધી પૂરેપુરી રીતે કરેલી ઈબાદતનો સવાબ મળે છે. એટલે કે એક વર્ષના રોઝા રાખવાનો અને એક વર્ષ સુધી નમાઝ પઢવાનો.

નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, જુમ્આના દિવસે એક ઘડી એવી આવે છે કે, તે દરમ્યાન કોઈ મુસલમાન દુઆ માંગે, તો દુઆ જરૂર કબૂલ થશે. *(બુખારી, મુસ્લિમ)* હદીષ શરીફમાં બયાન થયેલી એ ઘડી કઈ છે, તેને માટે આલિમોમાં મતભેદ છે.

હઝરત શેખ અબ્દુલહક્ક મુહદ્દિસ દહેલ્વી (રહ.)એ પોતાની કિતાબ 'શર્હે સિફરૂસ સઆદત'માં એ સબંધી ચાલીસ મંતવ્યો લખ્યા છે. પરંતુ તેમાં બે મંતવ્યને વધારે સહીહ ગણ્યા છે. (૧) એ કે, તે ઘડી ખુત્બો શરૂ થયા પછી નમાઝ પૂરી થાય ત્યાં સુધી છે. અને (૨) એ કે, તે ઘડી સૂર્યમાં રતાશ આવી જાય તે વખતે છે. આ બીજા કોલ (મંતવ્ય)ને ઘણા આલિમોએ પસંદ કરેલ છે. અને ઘણી સહીહ હદીષો એને ટેકો આપે છે.

મજકૂર શેખ દહેલ્વી (રહ.) ફરમાવે છે કે, હઝરત ફાતિમહ (રદી.) જુમ્આના દિવસે કોઈ બાંદી (નોકરાણી)ને હુકમ કરતા કે, જ્યારે દિવસ આથમવા લાગે તો મને ખબર કરી દે, જેથી દુઆ અને ઝિક્રમાં લાગી જાય. એ હદીષ સહીહ છે. *(અશિઅતુલ્લમઆત)*

હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જે મુસલમાન જુમ્આના દિવસે કે જુમ્આની રાત્રે મૃત્યુ પામે છે, ખુદા તઆલા તેને કબરના અઝાબથી બચાવે છે. *(તિરમિઝી શરીફ)*

જુમ્આના દિવસે નમાઝ પહેલાં અથવા પછી **"સૂરએ કહફ"** પઢવાનો ઘણો સવાબ છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જુમ્આના દિવસે (કોઈપણ વખતે) જે માણસ **"સૂરએ કહફ"** પઢશે, તેના માટે અર્શના નીચેથી આસમાન જેટલુ ઉંચુ એક નૂર પેદા થશે, જે તેને કિયામતના દિવસે અંધારામાં ઉપયોગી થઈ પડશે. અને આ જુમ્આથી પાછલા જુમ્આ સુધીના જેટલા ગુનાહો તેનાથી થયા હશે, તે સર્વે માફ થઈ જશે. *(શર્હે સિફરૂસ સઆદત)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ

(સલ.)એ ફરમાવ્યું કે, જે માણસે જુમ્આની રાત્રે **"સૂરએ હામીમ દુખાન"** પઢી, તેના સર્વે ગુનાહો માફ કરી દેવામાં આવે છે. *(તિર્મિઝી)*

તબરાની અને અસ્બહાનીમાં હઝરત અબૂ ઉમામહ (રદી.)ની રિવાયતમાં એટલું વર્ણન વધારે છે કે, અલ્લાહ તઆલા તે માણસનું ઘર જન્નતમાં બનાવે છે.

નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, વગર ઉઝરે જે માણસ જુમ્આની નમાઝ છોડે છે, તેને મુનાફિક લખી દેવામાં આવે છે. તે એવી કિતાબમાં કે, જેમાં કોઈ ફેરફાર કરી શકતું નથી. *(મિશ્કાત)* એટલે કે તે માણસ હંમેશા ખુદાપાકની જનાબમાં મુનાફિક ગણાશે. અલબત્ત, જો પોતે તૌબા કરે અથવા અલ્લાહપાક પોતાની રહમતથી માફ કરી દે, તો જુદી વાત છે.

બીજી એક હદીષ શરીફમાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ત્રણ જુમ્આ(ની નમાઝ) વગર ઉઝરે છોડશે, તો ખુદાપાક તેના દિલ પર મહોર મારી દેશે. *(તિરમિઝી શરીફ)* બીજી રિવાયતમાં છે કે, ખુદાપાક તેનાથી નારાજ થઈ જાય છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ની રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ દિવસના રોઝા રાખે છે, રાત્રે નમાઝ પઢે છે, પરંતુ જુમ્આ અને જમાઅતમાં આવતો નથી, તે દોઝખમાં છે. *(તિરમિઝી શરીફ)*

બીજી ઘણી હદીષોમાં જુમ્આની નમાઝના માટે સખત તાકીદ બયાન કરવામાં આવી છે. તેને છોડનારના માટે ઘણા સખત અઝાબો બયાન થયા છે.

હઝરત જાબિર (રદી.) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : "જે માણસ અલ્લાહપાક અને કિયામતના દિવસ પર યકીન રાખતો હોય, તેણે જુમ્આની નમાઝ પઢવી જરૂરી

છે. સિવાય કે બીમાર માણસ, મુસાફિર, ઔરત, છોકરો કે છોકરી અને (શરીઅત મુજબના) ગુલામ. જો કોઈ માણસ (મજકુર નમાઝને છોડી) નકામા કોઈ કામમાં અથવા વેપારમાં લાગી જશે, તો ખુદાપાક પણ તેના તરફથી પોતાની રહેમત ખેંચી લે છે. અને તે (ખુદાપાક) બેપરવા અને તારીફને લાયક છે.'' *(મિશ્કાત શરીફ)*

## જુમ્આના આદાબ :

દરેક મુસલમાને જોઈએ કે, જુમેરાતના દિવસથી જુમ્આના માટે તૈયારીઓ કરે. જુમેરાતના દિવસે અસરના વખતથી જ ઈસ્તિગફાર વધુ પઢે અને પોતાના પહેરવાના કપડાં ધોઈને સાફ કરી રાખે. શરીર ઉપર લગાડવા અત્તર વિગેરે ઘરમાં ન હોય અને વેચાતુ લઈ શકતો હોય તો તે જ દિવસે વેચાતુ લાવી ઘરમાં તૈયાર રાખે, જેથી જુમ્આના દિવસે મજકુર ચીજો લાવવા-કરવાની તૈયારીમાં વખત બગાડવો પડે નહીં. બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે, જુમ્આના દિવસનો ફાયદો સૌથી વધારે તેને પહોંચશે કે જે તેના માટે રાહ જોયા કરે, અને જુમેરાતના દિવસથી એની તૈયારીઓ કરતો હોય. અને સૌથી કમનસીબ માણસ તે છે, જેને એ વાતની ખબર ન હોય કે જુમ્આ ક્યારે છે. અહીં સુધી કે, સવારે લોકોથી પૂછતો ફરે કે આજે ક્યો દિવસ છે ? કેટલાક બુઝુર્ગો વધારે બંદોબસ્ત કરવા માટે જુમ્આની રાતથી જ જુમ્આ મસ્જિદમાં રહેતા હતા. *(ઈહ્યાઉલ ઉલૂમ)*

જુમ્આના દિવસે ગુસલ કરે. માથાના વાળ અને શરીરને ન્હાતી વખતે ખૂબ સાફ કરે. જુમ્આના દિવસે મિસ્વાક કરવું પણ બહુ જ સવાબનું કામ છે.

જુમ્આના દિવસે ગુસલ કરીને સારામાં સારા જે કપડાં તેની પાસે હોય તે પહેરે. બને તો અત્તર (ખુશ્બૂ) લગાડે. નખ વિગેરે પણ કતરાવી નાખે. *(ઈહ્યાઉલ ઉલૂમ)*

જુમ્આ મસ્જિદમાં વહેલા ચાલ્યા જાવ. જે માણસ જેટલો વહેલો જશે, તેટલો વધારે સવાબ તેને મળશે. નબીએ કરીમ (સલ.)એ

ફરમાવ્યું કે, જુમ્આના દિવસે જે મસ્જિદમાં જુમ્આની નમાઝ થતી હોય, તેના બારણે ફરિશ્તાઓ આવીને ઉભા રહે છે. અને સૌ કરતાં પહેલો જે આવે છે તેનું અને તેના પછી જે આવે છે તેનું, એ પ્રમાણે એક પછી એક (અનુક્રમે) નામ લખી લે છે. અને જે માણસ પહેલો આવે છે, તેને એટલો સવાબ મળે છે, જાણે અલ્લાહપાકની જનાબમાં તેણે એક ઉંટની કુર્બાની આપી. પછી બીજા આવનારને ગાયની કુર્બાની કરવા જેટલો, તે પછી ત્રીજા આવનારના માટે મેંઢાની કુર્બાની કરવા જેટલો, ચોથા આવનારના માટે અલ્લાહ તઆલાની રાહમાં મરઘી સદકામાં ઝબહ કરી આપવા જેટલો અને પાંચમા આવનારના માટે ઈંડુ સદકામાં આપવા જેટલો સવાબ મળે છે. જ્યારે ઈમામ ખુત્બો પઢવા માટે ઉભા થાય છે, ત્યારે ફરિશ્તાઓ તે દફતરને બંધ કરી દે છે અને ખુત્બો સાંભળવા લાગી જાય છે. *(બુખારી, મુસ્લિમ, ઈહ્યાઉલ ઉલૂમ)* મતલબ કે, ખુત્બાથી પહેલા આવનારનો સવાબ લખાતો રહે છે, અને ખુત્બો શરૂ થયા પછી એ મામલો બંધ થઈ જાય છે.

ભૂતકાળમાં અને આપણા પૂર્વજોના સમયમાં જુમ્આના દિવસે સવારે રસ્તાઓ અને ગલીઓ (માણસોની આવ-જાથી) ભરેલી દેખાતી હતી. તમામ લોકો ઘણા જ વહેલા (સવારથી) જુમ્આ મસ્જિદમાં જતા રહેતા. ત્યાં ઘણી ભીડ થતી જેવી કે આજકાલ ઈદને દિવસે થાય છે. જ્યારે લોકોમાંથી એ વાત જતી રહી, ત્યારે લોકોએ કહ્યું કે, ઈસ્લામમાં એ સૌથી પહેલી નવી વાત પેદા થઈ.

હઝરત ઈમામ ગિઝાલી (રહ.) ફરમાવે છે કે, યહૂદી અને નસરાની લોકો પોતાની ઈબાદતના દિવસે એટલે કે, યહૂદી શનિવારે અને খ્રિસ્તીઓ રવિવારે પોતાના દેવળોમાં અને દુનિયા મેળવવા ઈચ્છનારા લોકો બજારોમાં ધંધા અર્થે વહેલી સવારે ઉઠીને જાય છે, તે જોઈ મુસલમાનોએ શરમાવું જોઈએ. તેઓએ દીન અને સવાબ અર્થે મજકુર લોકોથી આગળ જ રહેવું જોઈએ. *(ઈહ્યાઉલ ઉલૂમ)*

ખરેખર, મુસલમાનોએ આ જમાનામાં આ મુબારક દિવસનું

માન અને મહત્વ તદ્દન ઘટાડી દીધું છે. તેઓને એ ખબર પડતી નથી કે, આજે ક્યો દિવસ છે અને તેનો શો રૂતબો છે. અફસોસ ! જે દિવસને મુસલમાનો ઈદના દિવસ કરતાં વધારે મહાન ગણતા હતા, જે દિવસને માટે નબીએ કરીમ (સલ.) ગર્વ લેતા હતા, અને જે દિવસ આગલી ઉમ્મતને આપવામાં ન આવ્યો, આજે મુસલમાનો તેની જરા પણ કદર કરતા નથી. એટલું જ નહીં, પણ તે તરફ બેદરકારી દેખાડી તેનું અપમાન કરે છે. ખુદાપાકની આપેલી નેઅમતને એવી રીતે બરબાદ કરવી ઘણી મોટી નાશુક્રી છે. જેની સજા આપણે આંખોથી જોઈ રહ્યા છીએ. **“ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન”** (અર્થ : અમે અલ્લાહપાકને માટે છીએ અને અમે તેની તરફ પાછા ફરનારા છીએ.)

## જુમ્આની નમાઝ વાજિબ થવાની શરતો :

- મુકીમ હોય. મુસાફિર પર જુમ્આ વાજિબ નથી.
- તંદુરસ્ત હોવું. બીમારો, આંધળાઓ, અપંગો, લાચારો અથવા ઘડપણના કારણે એવી કમજોરીવાળા જે પગે ચાલીને જુમ્આ મસ્જિદ સુધી ન જઈ શકે, એવા લોકો ઉપર જુમ્આની નમાઝ વાજિબ થશે નહીં.
- આઝાદ હોય. ગુલામ પર જુમ્આની નમાઝ વાજિબ નથી.
- મર્દ હોય. ઔરત પર જુમ્આની નમાઝ વાજિબ નથી.
- જમાઅત છોડવાના જેટલા ઉઝર છે, જો કોઈ એવો ઉઝર હશે, તો જુમ્આની નમાઝ વાજિબ થશે નહીં. દા.ત. વરસાદ ઘણો જ જોરથી પડતો હોય, કોઈ એવા સખત બીમાર માણસની સારવાર કરતો હોય, મસ્જિદે જવામાં કોઈ દુશ્મનની બીક હોય, જેટલું શરીર ઢાંકવું ફર્ઝ છે, એટલું કપડું ન હોય, વિગેરે.
- નમાઝ વાજિબ થવાની જે શરતો છે, તે બધી એમાં લાગુ પડશે. જેમકે આકિલ-બાલિગ હોવું, મુસલમાન હોવું.

મજકુર શરતો, જે ઉપર લખવામાં આવી તે જુમ્આની નમાઝ

વાજિબ થવાની હતી. જે કોઈ માણસ આ શરતોથી બહાર હોવા છતાં જુમ્આની નમાઝમાં શામેલ થઈ નમાઝ પઢી લેશે, તો તેની નમાઝ દુરૂસ્ત થઈ જશે. એટલે કે, ઝોહરની ફર્ઝ નમાઝ તેના ઉપરથી ઉતરી જશે. હવે તેણે ઝોહરની નમાઝ પઢવાની જરૂરત રહેતી નથી.

## જુમ્આની નમાઝ અદા થવાની શરતો :

જુમ્આની નમાઝ અદા થવાની પણ શરતો છે. અદા થવાની અને વાજિબ થવાની શરતોમાં તફાવત એ છે કે, જ્યાં સુધી અદા કરવાની શરતો મળી ન આવે, ત્યાં સુધી જુમ્આની નમાઝ દુરૂસ્ત થશે નહીં. તે શરતો નીચે પ્રમાણે છે :

- શહેર અથવા શહેર સમાન મોટું ગામ કે કસ્બો હોય. નાના ગામડાં કે જંગલમાં જુમ્આની નમાઝ દુરૂસ્ત નથી.
- ઝોહરનો વખત હોવો. ઝોહરના વખત પહેલાં કે તે પછી જુમ્આની નમાઝ દુરૂસ્ત નથી.
- નમાઝ પહેલાં ખુત્બો પઢવો.
- ઈમામ ઉપરાંત ઓછામાં ઓછા ત્રણ માણસો જે ઈમામ બની શકે તેવા અને ખુત્બો શરૂ થાય ત્યારથી પહેલી રક્અતના સિજદહ સુધી હોવા જરૂરી છે.
- ઈઝને આમ એટલે કે, દરેકને (આમ માણસોને) નમાઝમાં આવવાની છુટ અને પરવાનગી હોવી. જેણે આવવું હોય તે આવીને નમાઝમાં શરીક થઈ શકે.

જુમ્આની નમાઝ દુરૂસ્ત થવા માટે જે શરતો છે, એમાંની એક પણ શરત વિરૂદ્ધ જો નમાઝ પઢવામાં આવશે, તો નમાઝ દુરૂસ્ત થશે નહીં. ફરીથી તેણે ઝોહરની નમાઝ પઢવી પડશે. અને શરત છોડવાથી આ પહેલી નમાઝ નફલ થશે. અને નફલ નમાઝ આવી તૈયારીઓ સાથે પઢવી મકરૂહ છે. જેથી કરીને એવી હાલતમાં જુમ્આની નમાઝ પઢવી મકરૂહે તહરીમી થશે.

# ❊ જુમ્આની નમાઝના મસાઈલ ❊

- જ્યારે હુઝૂરે અકરમ (સલ.)નું નામ મુબારક ખુત્બામાં આવે, તો તેને સાંભળી મુક્તદીઓએ પોતાના દિલમાં દુરૂદ શરીફ પઢી લેવું જાઈઝ છે. *(બહરૂર્રાઈક)*
- જો કોઈ મસબુક આખરી કાએદહમાં અત્તહિય્યાત પઢતી વખતે અથવા સહવનો સિજદહ કર્યા પછી પણ જમાઅતમાં શામેલ થયો હોય, તો તેનું શામેલ થવું દુરૂસ્ત ગણાશે. તેને જોઈએ કે તે જુમ્આની નમાઝ પૂરી કરે અને ઝોહર પઢે નહીં. *(શામી)*
- કેટલાક લોકો જુમ્આની નમાઝ પછી ઝોહરની નમાઝ એહતિ-યાતી પઢે છે. જુમ્આની નમાઝ પઢ્યા પછી હવે ઝોહરની નમાઝ એહતિયાતી પઢવાની જરૂરત રહેતી નથી. *(બેહિશ્તી ગોહર)*
- આજકાલ અમૂક લોકો એવી દલીલ કરે છે કે, નાના ગામડા-ઓમાં રહેતા લોકોને જુમ્આનો ઘણો જ શોખ અને કદર છે. અને જુમ્આના કારણે પાંચેય ફર્ઝ નમાઝનો પણ શોખ રહે છે, નહીંતર સુસ્તી કરે છે. એટલે સુધી કે નમાઝો પણ છોડી દે છે અને આ વાતને મસ્લેહત બનાવી તેના આધારે જુમ્આ શરૂ કરવાનો આગ્રહ રાખે છે, તો આ કોઈ મસ્લેહત નથી અને શરતો પૂરી ન થવાને કારણે જુમ્આ પઢવામાં ઘણી ખરાબીઓનો અમલ થઈ જાય છે. એટલે આ મસ્લેહતને આધાર બનાવી જુમ્આ શરૂ કરવી જાઈઝ નથી. *(મસાઈલે નમાઝે જુમ્આ : ૭૬ થોડા ફેરફાર સાથે)*
- અમૂક જેલોમાં કાયદેસર મસ્જિદો બનેલી હોય છે અને ઘણા બધા કેદીઓ પણ હોય છે અને હુકૂમત (કેન્દ્ર કે રાજ્ય સરકાર) તરફથી કોઈ રૂકાવટ (મનાઈ) પણ ન હોય, તો ત્યાં જુમ્આ પઢવી દુરૂસ્ત છે. *(કિતાબુલ મસાઈલ : ૪૨૫)*
- એરપોર્ટ કોઈ શહેરના એરીયા (હદ)માં દાખલ છે, તો એરપોર્ટની અંદર જુમ્આ પઢવી દુરૂસ્ત છે. ચાહે બહારના લોકોને

અંદર આવવાની પરવાનગી ન હોય. કારણ કે તેમાં બહારના લોકોને અંદર પ્રવેશની મનાઈ સુરક્ષાના હેતુથી છે, ફક્ત નમાઝ માટે જ નથી. *(કિતાબુલ મસાઈલ : ૪૨૫)*

- સ્ટીમર કોઈ શહેરના દરીયાકાંઠે ઉભુ હોય અથવા એરપોર્ટ પર વિમાન, ફલાઈટ ઉભેલું હોય, તો એના મુસાફરોએ એ સ્ટીમર કે વિમાનમાં જુમ્આની નમાઝ પઢવી જાઈઝ નથી.
- નાના ગામડાઓમાં (જ્યાં વસ્તી ત્રણ હજારથી ઓછી હોય અને) જ્યાં રોજીંદા જીવન જરૂરીયાતની વસ્તુઓ અને સામગ્રી ઉપલબ્ધ ન હોય, તો ત્યાં જુમ્આની નમાઝ જાઈઝ નથી. એમના ઉપર ઝોહરની નમાજ ફર્ઝ છે. એટલે જ જો તેઓ ઝોહરની જગ્યાએ જુમ્આ પઢશે, તો ગુનેહગાર થશે. *(કિતાબુલ મસાઈલ : ૪૨૩-૪૨૪)*
- જુમ્આની નમાઝ સહીહ થવા માટે મોટું ગામ હોવું જરૂરી છે. મોટા ગામડાની વ્યાખ્યામાં ફુકહા (ઈસ્લામી કાયદાશાસ્ત્રી)ઓનો મતભેદ છે. બધાના મંતવ્યોનો નિચોડ એ છે કે, ત્યાં રોજીંદી જીવન જરૂરીયાતની ચીઝ-વસ્તુઓ માટે દુકાનો હોય અને સરકારી રાહે એવી વ્યવસ્થા હોય કે જ્યાં અત્યાચાર અને જુલ્મનો ભોગ બનેલ વ્યક્તિઓને મદદ મળી રહે. જેમકે પોલીસ ચોકી અથવા ગ્રામ પંચાયત. મોટે ભાગે આપણા ભારત દેશમાં ત્રણ હજારની વસ્તી પર આ બધી સેવાઓનો લાભ આપવામાં આવે છે. જેથી એટલા મોટા ગામમાં જુમ્આ પઢવી દુરુસ્ત છે, જ્યાં ત્રણ હજારની વસ્તી હોય. *(કિતાબુલ મસાઈલ : ૪૨૨)*
- બેહતર એ છે કે, જુમ્આનો ખુત્બો પઢે તે જ નમાઝ પઢાવે. તેમ છતાં ખુત્બો એક માણસ પઢે અને નમાઝ બીજો માણસ પઢાવે, તો પણ ખુત્બો અને નમાઝ અદા થઈ જાય છે.
*(કિતાબુલ ફતાવા : ૬૧/૩)*
- કારખાના અને કંપનીઓમાં પણ જુમ્આની નમાઝ પઢી શકાય છે. જુમ્આ માટે "બધા જ લોકો માટે પ્રવેશ"ની પરવાનગી શર્ત

છે. પરંતુ અહિયાં કારખાનાઓ અને કંપનીઓમાં બહારના લોકો માટે પ્રવેશ બંધ છે. અંદર જે લોકો કામ કરે છે, તેમને માટે નથી. *(કિતાબુલ ફતાવા : ૬૩/૩)*

- ખુત્બા દરમિયાન માણસને જે રીતે બેસવામાં સહુલત હોય તે રીતે બેસે અને એ રીતે બેસે કે બીજા લોકોને તકલીફ ન પહોંચે. હા, કાએદહમાં બેસવું ઘણું સારૂં છે. *(કિતાબુલ ફતાવા : ૭૦/૩)*
- અમૂક મસ્જિદોમાં રિવાજ છે કે, ખુત્બા દરમિયાન નમાઝીઓ સામે ચંદા અર્થે ડબ્બો કે રૂમાલ ફેરવવામાં આવે છે, તો આ કામ બિલ્કુલ જાઈઝ નથી. કારણ કે ખુત્બા દરમિયાન ઝિક્ર કરવાની પણ મનાઈ છે, તો પછી આ કામની કેવી રીતે પરવાનગી હોય શકે ? *(કિતાબુલ મસાઈલ : ૪૩૧)*
- ખુત્બા વખતે હાથમાં અસા (લાકડી-લાઠી) લેવી મુસ્તહબ છે. પરંતુ એને જરૂરી સમજવું અને ન લેવાવાળાને કોસવો તથા મલામત કરવી જાઈઝ નથી. *(કિતાબુલ મસાઈલ : ૪૨૮)*
- ખુત્બા દરમિયાન નાના બાળકો અવાજ અને ધિંગામસ્તી કરતા હોય, તો એમને ઈશારા વડે રોકે, ઝબાનથી ન રોકે.
*(કિતાબુલ મસાઈલ : ૪૨૯, ફતાવા રહીમિય્યહ : ૪૨૩/૩)*
- બીડી, સિગારેટ કે એવી કોઈક દુર્ગંધવાળી વસ્તુ નમાઝના સમયે ખિસ્સામાંથી કાઢી મસ્જિદમાં મૂકવી અથવા ખિસ્સામાં રાખવાથી નમાઝ તો થઈ જશે, પરંતુ આવી વસ્તુઓ ન રાખવી જોઈએ.
*(મસાઈલે નમાઝે જુમ્આ : ૨૫૬)*
- જુમ્આની નમાઝ બાદ દુઆથી પહેલાં કોઈ ધાર્મિક કામ અર્થે ચંદો કરવો (ડબ્બો કે જોળી ફેરવવી) જાઈઝ છે.
*(મસાઈલે નમાઝે જુમ્આ : ૨૫૯)*

## ❊ ઈદની નમાઝ અને તેના મસાઈલ ❊

- રમઝાનુલ મુબારક પછી શવ્વાલ મહિનાની પહેલી તારીખે જે ઈદ હોય છે, તેને ઈદુલ ફિત્ર કહે છે. અને ઝિલ્હજ્જ મહિનાની

દસમી તારીખે જે ઈદ હોય છે, તેને ઈદુલ અદહા (બકરહ ઈદ પણ) કહે છે. ઈસ્લામમાં એ બન્ને દિવસ ખુશીના દિવસ છે. એ બન્ને ઈદના દિવસે બબ્બે રક્અત નમાઝ પઢવી વાજિબ છે.

- જે લોકો ઉપર જુમ્આની નમાઝ ફર્ઝ છે, તેઓની ઉપર ઈદની નમાઝ પણ વાજિબ છે. એટલે કે ખુત્બા સિવાય જુમ્આની નમાઝ અદા થવાની અને વાજિબ થવાના માટે જે જે શરતો ઉપર લખવામાં આવી છે, તે દરેક શરતો બન્ને ઈદોની નમાઝ માટે પણ છે. જુમ્આની નમાઝ માટે ખુત્બો ફર્ઝ છે, અને તે નમાઝ પહેલાં પઢવુ શર્ત છે. જ્યારે બન્ને ઈદોની નમાઝમાં ખુત્બો ફર્ઝ નથી, બલ્કે સુન્નત છે. અને નમાઝ પછી પઢવામાં આવે છે. ઈદનો ખુત્બો જુમ્આની જેમ સાંભળવો વાજિબ છે. એટલે કે તે વખતે બોલવુ, નમાઝ પઢવી, તસ્બીહ પઢવી એ બધુ હરામ છે.
- બન્ને ઈદોની નમાઝમાં સામાન્ય તકબીરો ઉપરાંત બીજી ૬ તકબીરો કહેવી વાજિબ છે.
- ઈદની નમાઝનો તરીકો એ છે કે, પહેલાં નિય્યત કરે કે, હું બે રક્અત નમાઝ વાજિબ ઈદુલ ફિત્રની યા ઈદુલ અદહાની ૬ વધારાની તકબીરો સાથે પઢું છું, આ ઈમામની પાછળ, મોઢુ મારૂં કઅબા શરીફ તરફ, વાસ્તે અલ્લાહના. એ પછી જ્યારે ઈમામ તકબીરે તહરીમહ કહે ત્યારે મુક્તદી **'અલ્લાહુ અકબર'** કહીને હાથ બાંધી લે અને **"સના"** (સુબ્હાનકલ્લાહુમ્મ) પુરી પઢે. હવે ઈમામ તકબીર કહે ત્યારે મુક્તદી પણ બન્ને હાથ કાનો સુધી ઉઠાવતાં **"અલ્લાહુ અકબર"** કહી બન્ને હાથ છોડી દે. ફરી બીજી વખત ઈમામ તકબીર કહે ત્યારે બન્ને હાથ કાનો સુધી ઉઠાવી **"અલ્લાહુ અકબર"** કહે અને હાથ છોડી દે. ફરી ત્રીજી વખત ઈમામ તકબીર કહે ત્યારે બન્ને હાથ કાનો સુધી ઉઠાવી **"અલ્લાહુ અકબર"** કહે અને હાથ બાંધી લે. હવે ઈમામ કિરાઅત પઢશે, તે સાંભળે અને કિરાઅત પુરી કર્યા પછી

બીજી નમાઝોની જેમ રુકૂઅ, કવમહ, સિજદહ વિગેરે કરી બીજી રક્અત માટે ઉભા થાય. જ્યારે ઈમામ બીજી રક્અતમાં કિરાઅત પુરી કરી તકબીર કહે ત્યારે મુકતદી **"અલ્લાહુ અકબર"** કહેતાં બન્ને હાથ કાનો સુધી ઉઠાવી છોડી દે. તેવી જ રીતે બીજી તકબીરમાં પણ **"અલ્લાહુ અકબર"** કહેતાં બન્ને હાથ કાનો સુધી ઉઠાવી છોડી દે. ફરી ત્રીજી તકબીરમાં પણ **"અલ્લાહુ અકબર"** કહેતાં બન્ને હાથ કાનો સુધી ઉઠાવી છોડી દે અને ચોથી તકબીર જ્યારે ઈમામ કહે ત્યારે હાથ ન ઉઠાવતાં "અલ્લાહુ અકબર" કહેતાં રુકૂઅમાં ચાલ્યા જાય અને બીજી નમાઝની જેમ જ રુકૂઅ, સિજદહ, આખરી કાએદહ વિગેરે કરી ઈમામની સાથે નમાઝ પૂરી કરે.

- જો કોઈ માણસ ઈદની નમાઝમાં ઈમામ પહેલી ત્રણ તકબીરો કહી ચૂકે પછી શામેલ થાય, તો તે નિય્યત બાંધવાની સાથે જ એટલે કે તકબીરે તહરીમહ કહી હાથ બાંધી તરત જ ત્રણ વખત હાથ ઉઠાવી તકબીર કહી લે. ઈમામ સાહબ કિરાઅત પઢતા હોય તો પણ.
- જો ઈમામ રુકૂઅમાં હોય તે વખતે રુકૂઅમાં આવીને શામેલ થવાનું હોય ત્યારે જો પાકી ખાત્રી હોય કે ઈમામની સાથે રુકૂઅ મળી જશે, તો નિય્યત બાંધીને ત્રણ વાર હાથ ઉઠાવી તકબીર કહીને રુકૂઅ કરે. અને જો રુકૂઅ ન મળવાની બીક હોય તો રુકૂઅમાં શામેલ થઈ જાય અને રુકૂઅમાં રુકૂઅની તસ્બીહની જગ્યાએ ત્રણવાર હાથ ઉઠાવ્યા વગર તકબીર કહી લે. અને જો તકબીરો પુરી થવા પહેલાં ઈમામ રુકૂઅથી ઉભા થઈ જાય, તો મુક્તદી પણ ઉભો થઈ જાય અને જેટલી તકબીરો રહી જાય તે માફ છે.
- જો પહેલી રક્અત જતી રહ્યા પછી બીજી રક્અતમાં શામેલ થયો હોય તો (ઈમામની નમાઝ પુરી થયા પછી) મસબુક જ્યારે પોતાની પહેલી રક્અત પઢવા ઉભો થાય ત્યારે પહેલાં કિરાઅત

પઢે (સના, અલ્હમ્દુ શરીફ, સૂરત) અને કિરાઅત પૂરી કર્યા પછી હાથ કાનો સુધી ઉઠાવી ત્રણ તકબીરો કહે. ત્યાર બાદ રુકૂઅમાં જાય. જો કે કાયદા મુજબ તે તકબીરો પહેલા કહેવી જોઈતી હતી, પરંતુ એવી રીતે કરવાથી તકબીરો વારંવાર થઈ જાય છે, તેથી તેના વિરૂદ્ધ હુકમ આપવામાં આવ્યો.

- જો ઈદની નમાઝમાં આખરી કાએદહમાં પણ જમાઅતમાં શામેલ થઈ ગયો, તો પણ ઈદની નમાઝ મળેલી ગણાશે. અને મસબુક પોતાની નમાઝ ઉભા થઈને (ઈદની નમાઝના તરીકા પ્રમાણે) અદા કરી લે.
- જો કોઈ કારણસર ઈદની નમાઝ ઈદગાહ અથવા મસ્જિદમાં કોઈ જગ્યાએ ન મળી, અને દરેક લોકો નમાઝ પઢી ચૂક્યા હોય તો તે માણસ એકલો ઈદની નમાઝ પઢી શકતો નથી. કારણકે ઈદની નમાઝ માટે જમાઅત શર્ત છે. એવી જ રીતે કોઈ કારણે કોઈની ઈદની નમાઝ તૂટી જાય, ત્યારે પણ એ નમાઝની કઝા પઢી શકતો નથી. અને તેના પર એ નમાઝની કઝા પણ વાજિબ નથી. પરંતુ જો બીજા લોકો તેની સાથે શામેલ થાય, તો ઈદની નમાઝ કઝા નહીં, પણ અદા (નમાઝ) પઢવી વાજિબ છે.
- ઈદની નમાઝ જે જગ્યાએ પઢાય, ત્યાં તે જ દિવસે ઈદની નમાઝ પહેલાં અને ઈદની નમાઝ પછી કોઈ નફલ નમાઝ પઢવી મકરૂહ છે. ઘરમાં પણ ઈદની નમાઝ પહેલાં કોઈ નફલ નમાઝ પઢવી મકરૂહ છે. ઈદની નમાઝ પઢીને ઘેર આવ્યા પછી નફલ નમાઝ પઢવી સુન્નત છે.
- અઝાન તથા ઈકામત બન્ને ઈદોમાં નથી. જો કહેશે તો મકરૂહે તહરીમી થશે.
- કોઈ માણસ રમઝાન ઈદના દિવસે સઉદી (અથવા એવા દેશમાં જ્યાં ભારતથી એક-બે દિવસ પહેલાં ઈદ થાય છે) હતો ત્યાં તેણે ઈદની નમાઝ પઢી, ત્યાર બાદ તરત ફલાઈટ મારફત

ભારત આવી ગયો ત્યારે અહીયાં ઈદ બાકી હતી, તો હવે તેણે એહતેયાત (સાવધાની અને બચાવરૂપે) ઈદની નમાઝ પઢી લેવી જોઈએ. જો ઈદની નમાઝ અહીયાં આવ્યો હોવાથી વાજીબ હશે તો વાજીબ, નહીંતર નફલ અદા થશે.

*(ફતાવા ઉસ્માની : ૫૯૮/૧, ફતાવા રહીમિય્યહ : ૪૬૩/૩)*

- કોઈ હનફી શાફિઈ ઈમામ પાછળ નમાઝ પઢે, તો વધારાની તકબીરોમાં પણ શાફિઈ ઈમામનું અનુકરણ કરે. (ઈમામ શાફિઈ રહ.ના મંતવ્ય મુજબ પહેલી રકઅતમાં સાત અને બીજી રકઅતમાં પાંચ તકબીરો છે.) હા, વધારાની તકબીરો સિવાય પણ નમાઝ વચમાં શાફિઈ ઈમામ હાથ ઉઠાવશે (જેને રફએ યદૈન કહે છે), તેમાં અનુકરણ ન કરે. *(ફતાવા રહીમિય્યહ : ૪૫૫/૩)*
- જો કોઈ માણસની ઈદની નમાઝ છૂટી જાય અને કોઈ બીજી મસ્જિદમાં મળવાની શક્યતા હોય, તો ત્યાં જઈને પઢી લે. જો મળવાની શક્યતા નથી, તો તેની કઝા કરવાની નથી. હવે પોતાની સુસ્તી પર ખુદાપાકથી ઈસ્તિગફાર કરે. *(કિતાબુલ ફતાવા : ૮૬/૨)*
- અગર કોઈ કારણસર જેમકે ખૂબ જ વરસાદ હોય તો એના કારણે રમઝાન ઈદની નમાઝ એક દિવસ પાછળ ઠેલીને બીજા દિવસે પઢવામાં આવે, તો જાઈઝ છે. *(કિતાબુલ મસાઈલ : ૪૪૨)*
- બકરહ ઈદની નમાઝમાં અનાયાસે કોઈ શરઈ ઉઝર પેદા થઈ જાય, તો અગિયારમી કે બારમી તારીખના પણ પઢી શકાય છે. *(કિતાબુલ મસાઈલ : ૪૪૩)*
- ઈદગાહમાં ઈદની નમાઝથી પહેલાં અથવા ખુત્બા પછી ચંદો કરવામાં (ડબ્બો કે જોળી ફેરવવામાં) વાંધો નથી. હા, ખુત્બા સમયે એની ઈજાઝત નથી. *(કિતાબુલ મસાઈલ : ૪૪૩)*
- બન્ને ઈદ અને જુમ્આની નમાઝમાં કોઈ વાજિબ છૂટી જાય અથવા ફર્ઝ ડબલ થઈ જાય અથવા સહ્વના સિજદા માટે કોઈ કારણ બની જાય, તો લોકોની વધારે ભીડના કારણે સહ્વનો સિજદો

કરવામાં આવશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૪૪૨)*

- ઈદગાહ પણ નથી અને મસ્જિદ પણ એટલી નાની છે કે બધા મુસલ્લિઓ ઈદની નમાઝ એકી સાથે પઢી શકે એમ નથી, તો કોઈ ખુલ્લા મેદાનમાં અથવા કોઈ મોટા હોલમાં ઈદની નમાઝ પઢવામાં આવે. અને જો એ પણ ન થઈ શકે તો જેટલા લોકો મસ્જિદમાં આવી રહે તે લોકો મસ્જિદમાં ઈદની નમાઝ પઢી લે અને બાકી રહેતા લોકો માટે બીજી કોઈ જગ્યા (હોલ વગેરે)ની વ્યવસ્થા કરી લેવામાં આવે. કોઈ શરઈ ઉઝર અને મજબૂરી વગર એક જ જગ્યાએ બે-ત્રણ વાર જમાઅત કરવામાં ન આવે. કોશિશ અને મહેનત પછી પણ બાકી રહેતા લોકો માટે બીજી જગ્યાની વ્યવસ્થા ન થાય અને નમાઝનો સમય નીકળી જવાનો ભય છે, તો બીજી વાર એ જ જગ્યા પર નમાઝ પઢી લેવામાં આવે. પણ એમાં ઈમામ બીજો રહેશે, જેણે પહેલી વખત નમાઝ પઢાવી છે, તે નહીં. *(ફતાવા રહીમિય્યહ : ૪૬૩-૪૬૪/૩)*

## ઈદના દિવસની સુન્નતો :

(૧) શરીઅતના હુકમ મુજબ (સ્ત્રી-પુરૂષે) પોતાને શણગારવુ. (૨) ગુસલ કરવુ. (૩) મિસ્વાક કરવુ. (૪) પોતાની પાસે જે સારામાં સારા કપડાં હોય તે પહેરવા. (૫) ખુશ્બૂ (અત્તર વિગેરે) લગાડવુ. (૬) સવારે જલ્દી ઉઠવુ. (૭) ઈદની નમાઝ ઈદગાહમાં પઢવી. (૮) ઈદગાહમાં વહેલા જવુ. (૯) પગે ચાલીને જવુ. (૧૦) ઈદગાહે એક રસ્તેથી જવુ અને બીજે રસ્તેથી આવવુ. (૧૧) ઈદુલ ફિત્રના દિવસે ઈદગાહ જતી વખતે કોઈ મીઠી વસ્તુ ખાવી. જેવી કે ખારેક વિગેરે ખાય તો ત્રણ, પાંચ, સાત (એકી સંખ્યામાં) ખાવી. ઈદુલ અદહાના દિવસે નમાઝ પહેલાં કોઈ ચીજ ન ખાવી, સુન્નત છે. (૧૨) ઈદુલ ફિત્રના દિવસે ઈદગાહ જતા પહેલાં સદકએ ફિત્ર (ગરીબોને) આપી દેવો. (૧૩) ઈદુલ ફિત્રની નમાઝ વાર લગાડીને પઢવી સુન્નત છે અને ઈદુલ અદહાની નમાઝ વખત થતાં જલ્દીથી

અદા કરે. કેમકે આ ઈદમાં માલદારો ઉપર કુર્બાની વાજિબ છે. (૧૪) ઈદુલ ફિત્રના દિવસે ધીમેથી અને ઈદુલ અદહાના દિવસે ઉંચા અવાજે રસ્તે ચાલતાં આ તકબીર **"અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર વલિલ્લાહિલ હમ્દ"** પઢતાં પઢતાં ઈદગાહે જવું. આ તકબીરને તકબીરે તશરીક કહે છે.

- તકબીરે તશરીક અરફાના દિવસથી એટલે કે ૯મી ઝિલ્હજ્જની ફજરની નમાઝથી લઈને ૧૩મી ઝિલ્હજ્જની અસરની નમાઝ સુધી જે કુલ ત્રેવીસ નમાઝો થાય છે, તે દરેક નમાઝ જમાઅત સાથે પઢ્યા પછી તુરત જ બુલંદ અવાજે એકવાર **"તકબીરે તશરીક"** કહેવી વાજિબ છે.
- એકલો નમાઝ પઢનાર, ઔરત અને મુસાફિર પણ જો તકબીરે તશરીક પઢે તો બેહતર છે. કેમકે ઈમામ અબૂ યૂસુફ અને ઈમામ મુહમ્મદ (રહ.)ના મંતવ્ય (મઝહબ) મુજબ મજકુર લોકો ઉપર પણ **'તકબીરે તશરીક'** કહેવુ વાજિબ છે.
- ફર્ઝ નમાઝ બાદ તરત જ તકબીર કહેવી જોઈએ. તે કહ્યા પછી ઈસ્તિગફાર અને **'અલ્લાહુમ્મ અન્તસ સલામ'** વિગેરે પઢે.
- જો ઈમામ તકબીર કહેવી ભૂલી જાય તો મુક્તદી તરત જ તકબીર કહી દે. ઈમામનો ઈન્તેજાર ન કરે.
- મર્દોએ એ તકબીર બુલંદ અવાઝથી કહેવી વાજિબ છે. અને ઔરતોએ જોઈએ કે ધીમેથી પઢે.
- ઈદની રાતની ઘણી ફઝીલત હદીષોમાં બયાન થયેલી છે. ઈદની રાતને ઈનામની રાત કહેવામાં આવી છે. એ રાત્રે અલ્લાહ તઆલા તરફથી પોતાના બંદાઓને ઈનામો વહેંચવામાં આવે છે. માટે આ રાતને ખાસ ઈબાદતમાં ગાળવી જોઈએ અને દુઆ કરવી જોઈએ. નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ સવાબની નિય્યતથી બન્ને ઈદોની રાતોમાં જાગે અને ઈબાદતમાં

ગાળે, તો તેનું દિલ તે દિવસે નહીં મરે, જે દિવસે બધાના દિલો મરી જશે. એટલે કે કિયામતના દિવસે જીવતું રહેશે. (ગભરાટના કારણે તેને બેહોશી નહીં થાય)

- હદીષ શરીફમાં છે કે, જે માણસ આ પાંચ રાતો ઈબાદતના માટે જાગશે, તેના માટે જન્નત વાજિબ કરી દેવામાં આવશે : (૧) આઠમી ઝિલ્હજ્જની રાત (૨) અરફાની રાત એટલે કે, નવમી ઝિલ્હજ્જની રાત (૩) ઈદુલ અદહાની રાત (૪) ઈદુલ ફિત્રની રાત (૫) શબેબરાત એટલે કે પંદરમી શઅબાનની રાત.

હઝરત સઅદ બિન ઔસ અન્સારી (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ઈદુલ ફિત્રના દિવસે અલ્લાહ તઆલાના ફરિશ્તા ગલીકૂચીઓના નાકાઓ ઉપર ઉભા રહે છે. અને પુકાર કરે છે કે, મુસલમાનો ! અલ્લાહ તઆલાની તરફ સવેળા જાઓ, તમારો રબ્બે કરીમ થોડી સરખી ઈબાદતને પણ કબૂલ કરી લે છે, અને ઘણો સવાબ આપે છે. તમને રોઝાઓનો હુકમ થયો હતો, તમે રોઝા પૂરા રાખી લીધા, તમે રાતોમાં કિયામ પણ કર્યો, જાઓ તમારી ઈબાદતનો બદલો લઈ લો. જ્યારે લોકો નમાઝથી ફારિગ થઈ જાય છે, તો એક પુકારનાર પુકારે છે કે, તમારા રબે તમને બખ્શી દીધા. જાઓ, તમે તમારા ઘરોએ મગફુર (ગુનાહ માફ થયેલ હાલતમાં) થઈને પાછા વળો. તમારા રોઝા, તમારી નમાઝો કબૂલ કરી લેવામાં આવી. તમને તમારી હાજતો પૂરી કરવાનો વાયદો અપાય ચૂક્યો. એ દિવસ ઈનામનો છે. આસ્માનોમાં એ દિવસનું નામ **"યવમુલ જાઈઝહ"** છે.

લોકોએ જોઈએ કે, પરવરદિગારે અર્પણ કરેલા ઈદના ખુશીના દિવસને અને ઈદની બરકતવાળી રાતને ઈબાદતમાં ગુજારી તેની બક્ષિશો, ઈનામો, ઈકરામો અને રહેમતોથી લાભ ઉઠાવવો જોઈએ. અને આ મુબારક દિવસોએ નકામા ખેલતમાશા કે એવા કોઈ ગુનાહ અને બુરાઈના કામથી દૂર રહી જરૂર બચવું જોઈએ.

# ❊ કુરબાની અને તેનો તરીકો ❊

ઈદુલ અદહાની નમાઝથી લઈને ૧૨મી તારીખના સૂરજ ડુબવા સુધીનો કુર્બાનીનો સમય છે. આ દિવસોમાં કુર્બાનીનો એટલો સવાબ છે કે, જાનવરના વાળ અને લોહીના ટીપાં-ટીપાં પર સવાબ મળશે.

કુર્બાનીનો કાયદો એ છે કે, જાનવરને કરવટથી સુવડાવીને તેનું મોઢું કિબ્લા તરફ કરી દો. કુર્બાનીની દુઆ **"બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર"** પઢીને જડબાની પાસેથી તેનું ગળુ એટલુ કાપો કે ખાલની સાથે રગો (નસો) અને નરખરો (શ્વાસની નળી) પણ કપાઈ જાય. પોતાના હાથે ઝબહ કરવામાં વધારે સવાબ છે. રાતના વખતે કુર્બાની કરવી પણ જાઈઝ છે. (જ્યારે લાઈટની બરાબર વ્યવસ્થા હોય.)

લોકોમાં પ્રચલિત છે કે, ઔરતના હાથે ઝબહ કરવું દુરૂસ્ત નથી, એ ગલત છે. હા, ઝબહ કરવાના કાયદાની જાણકારી હોવી જરૂરી છે.

કુર્બાનીના ગોશતના ત્રણ હિસ્સામાંથી એક હિસ્સો અલ્લાહપાકના નામનો મિસ્કીનોને આપી દો. અને બાકીના બે હિસ્સામાંથી જેટલું ચાહો પોતે ખાઓ અને જેટલું ચાહો દોસ્તોને વહેંચો.

કુર્બાનીની ખાલ વેચો, તો તેની રકમ કોઈ મોહતાજને આપવી જરૂરી થશે. અને જો ન વેચો, અને તેને ધોવડાવીને મુસલ્લો બનાવો યા નાની મશક કે ડોલ સિવડાવી લો અને પોતાના અથવા મસ્જિદના કામમાં લાવો, તો એમાં પણ કંઈ વાંધો નથી.

આજે એ મશહુર છે કે, ખસ્સી કરેલ જાનવરની કુર્બાની જાઈઝ નથી, તો એ ગલત છે. બલ્કે ખસ્સી કરેલ જાનવર તો અફઝલ છે. હા, જાનવર આંધળુ ન હોવુ જોઈએ, પૂછડી યા કાન ત્રીજા ભાગથી વધારે કપાયેલ પણ ન હોય અને એટલુ દુબળુ યા લંગડુ પણ ન હોવુ જોઈએ, કે જેથી ઝબહની જગ્યા સુધી ન જઈ શકે.

અકીકાના જાનવરમાં પણ એ જ શર્ત છે, જે કુર્બાનીના માટે છે. એટલે કે તે તંદુરસ્ત અને બે-ઐબ (ખોડખાંપણ વગરનું) હોય.

બાળકના પેદા થવાથી સાતમા દિવસે જો છોકરો હોય તો બે બકરા અને છોકરી હોય તો એક બકરો યા બકરી **"બિસ્મિલ્લાહી અલ્લાહુ અક્બર"** કહીને ઝબહ કરો. અકીકામાં કોઈ ખાસ દુઆ પઢવી જરૂરી નથી. ફક્ત નિય્યત કરી લો કે, આ જાનવર બાળકના અકીકામાં ઝબહ કરૂં છું.

આ જે મશહુર છે કે, છોકરાના તરફથી જાનવર નર હોવું જોઈએ અને છોકરીને માટે માદા, એ ગલત છે.

એવી જ રીતે એ પણ મશહુર છે કે, અકીકાનું ગોશ્ત બાળકના માં-બાપ, દાદા-દાદી, નાના-નાની ન ખાઈ શકે, એ પણ ખોટું છે. અકીકાના ઝબહ અને તકસીમ (વહેંચણી) કરવાનો તરીકો બકરહ ઈદની કુર્બાની જેવો જ છે.

આજે રિવાજ થઈ ગયો છે કે, કુર્બાની અને અકીકાની ખાલ ઘરનું પાણી ભરનાર લઈ લે છે. અને એટલુ દબાણ કરે છે કે, જો તેને ન આપો, તો પાણી ભરવાનું છોડી દે છે. એ રિવાજને તોડો, એ ઠીક નથી. કેમકે એ ખાલને પાણી ભરવાની મજૂરીનો ભાગ બનાવી દેવા જેવો છે. જો કે ખાલ યા ગોશ્તને ન કસાઈની મજૂરીમાં આપવું જાઈઝ છે, ન કોઈ પાણી ભરનારને યા મસ્જિદના ઈમામના પગારમાં ગણવું જાઈઝ છે.

એવી જ રીતે એ રિવાજ પણ છે કે, હજામ બાળકના માથા પર અસ્તરો રાખે અને કસાઈ જાનવરના ગળા પર છરી મૂકે, એ પણ વાહિયાત છે. મકસદ અકીકો કરવાનો છે, તો પહેલાં માથુ મુંડાવે યા જાનવર પહેલાં ઝબહ કરે, દરેક રીતે જાઈઝ છે. માથુ મુંડાવ્યા પછી બાળકના માથા પર ઝાફરાન વગેરે લગાડી દો, જેથી શરદીની અસરથી મહફુઝ રહે તથા વાળના વજન બરાબર ચાંદીની મિકદાર ખયરાત કરી દો.

અકીકા માટે સાંજનો સમય નક્કી કરવો પણ વાહિયાત છે. કુર્બાનીની જેમ જે વખત ચાહો ઝબહ કરી શકો છો.

ઈદુલ અદહાના એક દિવસ પહેલાં એટલે કે, ઝિલ્હજજની ૯મી તારીખની ફજરથી લઈને ૧૩મી તારીખની અસર સુધી (કુલ ૨૩ નમાઝોમાં) દરેક જમાઅતની ફર્ઝ નમાઝ પછી મોટા અવાજે એક વાર તકબીરે તશરીક પઢવી મર્દો માટે વાજીબ છે. જો ઈમામ ભૂલી જાય તો તમે તકબીર કહો, જેથી ઈમામને પણ યાદ આવી જાય અને તે પણ કહી લે. તકબીર આ છે : **"અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વલિલ્લાહિલ હમ્દ."**

જે વ્યક્તિ બીજી યા ત્રીજી રકઅતમાં શરીક થયો, તો તે પણ પોતાની રક્અત પુરી કરીને સલામ ફેરવ્યા પછી તકબીર જરૂર કહે. ઘણા લોકો મોટા અવાઝથી તકબીર કહેતાં શરમાય છે, પરંતુ દીનની વાતોમાં શરમ ન રાખવી જોઈએ.

## ※ કુર્બાની અને અકીકાના મસાઈલ ※

- કુર્બાની અને અકીકાનો ગોશ્ત ગેરમુસ્લિમ ભાઈઓને પણ આપી શકાય છે. *(કિતાબુલ ફતાવા : ૧૫૦/૪)*
- આજકાલ અમૂક કસાઈ જાનવર ઠંડુ પડતાં પહેલાં જ ચામડુ ઉતારવામાં લાગી જાય છે. તો એ મકરૂહ છે.
*(જદીદ ફિકહી મસાઈલ : ૨૭૯)*
- અકીકાનો ગોશ્ત કોઈ પણ પ્રકારનો બદલો (પૈસા વગેરે) લીધા વગર ખવડાવવો જોઈએ. શાદી (વલીમા)માં ખાવા ખવડાવ્યા બાદ વહેવાર લેવામાં આવે છે, એટલે બદલાની શંકા થઈ જાય છે. એટલે વલીમામાં અકીકાનો ગોશ્ત વાપરવાથી બચવું જોઈએ.
*(ફતાવા રહીમિય્યહ : ૪૩૫/૫, કિતાબુલ ફતાવા : ૧૭૫/૪)*
- કોઈ માણસ પર કુર્બાની વાજિબ ન હોય, તો કર્ઝ લઈને કુર્બાની કરવી બેહતર નથી. અને જો પોતે કર્ઝદાર હોય તો કર્ઝ અદા કરવાની ફિકર કરવી જોઈએ. *(મસાઈલે ઈદૈન : ૧૨૦)* આજકાલ અમૂક લોકો કુર્બાનીનું જાનવર ખરીદે છે, અને કુર્બાની પણ થઈ

જાય છે. ત્યાર બાદ વર્ષ પુરૂ થઈ જવા છતાં કુર્બાની કે કટીંગના પૈસા ચૂકવતા નથી. એ સારૂં નથી. કર્ઝ અદા કરવાની ફિકર કરવી જોઈએ.

- મોટા જાનવરમાં અકીકાની નિય્યતથી પણ ભાગીદાર થઈ શકાય છે. શર્ત એટલી જ છે કે, તમામ ભાગીદારોની નિય્યત કુર્બાની અથવા અકીકાની હોય. એટલે કે અમૂક લોકો કુર્બાની અને અમૂક લોકો અકીકાની નિય્યત કરે (તો એમાં કોઈ વાંધો નથી). અને બીજી શર્ત એ છે કે, કોઈ પણ ભાગીદારનો ભાગ $\frac{1}{7}$ થી ઓછો ન હોય. નહીં તો કોઈની પણ કુર્બાની સહીહ થશે નહીં.

*(મસાઈલે ઈદૈન : ૧૨૬-૧૨૭)*

- કુર્બાનીના સાત ભાગીદારોમાંથી કોઈ એક કુર્બાની પહેલાં મરી જાય, તો જો મૃતકના વારસદારો ભાગીદારોને પરવાનગી આપે કે તમે મરનાર તરફથી પણ કુર્બાની કરી લો, તો બધાની કુર્બાની સહીહ થઈ જશે. અને જો મૃતકના વારસદારોની પરવાનગી વગર કુર્બાની કરશે, તો કોઈ પણ ભાગીદારની કુર્બાની સહીહ થશે નહીં. *(મસાઈલે ઈદૈન : ૧૨૮)*

## જાનવરની એવી ખોડખાપણો જેના કારણે તે જાનવરની કુર્બાની સહીહ થતી નથી :

- સીંગડાં જડમૂળથી તૂટી ગયા હોય.
- આંધળુ હોય, એક આંખ ન હોય.
- પગે એટલું લંગડુ હોય કે ઝબહ કરવાની જગ્યા સુધી જવામાં તકલીફ હોય.
- ઘણું જ બીમાર હોય.
- બન્ને કાન કપાયેલા હોય, સુરીન (થાપુ) કપાયેલી હોય.
- આખુ પૂછડું કપાયેલું હોય.
- જન્મથી જ બન્ને કાન ન હોય અથવા એક જ કાન હોય અને એક કાન ન હોય અથવા કપાય ગયો હોય.

- કોઈ પણ અવયવ $\frac{1}{3}$ કે તેથી વધુ કપાયેલો હોય.
- નાક કપાયેલું હોય.
- જેનો આંચળ કપાયેલો હોય.
- જે પોતાના બચ્ચાને દૂધ ન પીવડાવી શકતું હોય.
- જીભ એટલી કપાયેલી હોય કે ઘાસચારો ન ખાય શકે.
- જાનવરને પાગલપણું એટલી હદે હોય કે ચરવું અને ઘાસચારો ખાવું મુશ્કેલ હોય.
- ઉંટને નાપાકી ખાવાની આદત હોય.
- એટલું કમઝોર હોય કે હાડકાની અંદરનો નરમ ભાગ ન હોય (હાડકા-પાંસળા જ હોય).
- ચારમાંથી કોઈ એક પગ કપાયેલો હોય.
- નાના જાનવરમાં એક આંચળનું અને મોટા જાનવરમાં બે આંચળનું દૂધ સૂકાય ગયું હોય. *(કામૂસુલ ફિકહ : ૧૫૬/૨)*

## એવી ખામીઓ જેને ખામી ગણવામાં આવતી નથી :

- જાનવરને દાંત ન હોય તેમ છતાં તે ઘાસચારો ખાય શકતું હોય.
- બકરીને જન્મથી જ જીભ ન હોય, મોટા જાનવરમાં એને ખામી (એબ) ગણવામાં આવશે.
- ખુજલી હોય, પરંતુ મોટું તગડુ હોય.
- જન્મથી જ સીંગડાં ન હોય અથવા જડમૂળથી તૂટેલું ન હોય.
- જેનો કાન ઘણો જ નાનો હોય.
- કાનમાં કાણું હોય.
- કાન લંબાઈમાં ફાટેલો હોય.
- એવું પાગલ જાનવર, જે મોટું તગડુ હોય અને ઘાસચારો ખાય શકતું હોય.
- એવું લંગડું જાનવર, જે ત્રણ પગથી ચાલે અને ચાલતી વખતે ચોથો પગ પણ જમીન પર ટેકવે, જેના કારણે થોડુ વાંકુ-ચૂકું ચાલે.

- વધુ ઉંમર થવાના કારણે હવે બચ્ચુ પેદા થઈ શકે એમ ન હોય.

*(કામૂસુલ ફિકહ : ૧૫૬-૧૫૭/૨)*

**ઝબહ કરતી વખતે ધ્યાનમાં રાખવા જેવી બાબતો :**

- ઝબહ કરતાં પહેલાં જાનવરને ઘાસચારો અને પાણી આપી દેવું જોઈએ. જાનવરને ભૂખે રાખવું મકરૂહ છે.
- ઝબહ કરવાની જગ્યાએ ઘસડીને લઈ જવું મકરૂહ છે.
- જાનવરને આસાનીથી ગબડાવે (ફેંકે). વગર જરૂરતની સખ્તી કરવી મકરૂહ છે.
- કિબ્લા તરફ ડાબી કરવટ પર સૂવડાવે, જેથી જીવ જલ્દી નીકળે. એનાથી વિરૂદ્ધ કરવું મકરૂહ છે.
- ચારમાંથી ત્રણ પગ બાંધે, બધા જ પગો ન બાંધે.
- છરી પહેલેથી જ તેજ કરીને રાખે. બુઠ્ઠી છરીથી ઝબહ કરવું મકરૂહ છે.
- છરી જાનવરની સામે તેજ ન કરે. જાનવરની સામે તેજ કરવું મકરૂહ છે.
- જાનવરને ફેંકતા પહેલાં છરી તેજ કરી લે. ફેંક્યા બાદ તેજ કરવું મકરૂહ છે.
- સુવડાવ્યા પછી ઝબહ કરવામાં વગર કારણે વાર લગાડવી મકરૂહ છે. *(તોહફએ કુર્બાની : ૩૮-૩૯)*
- એક જાનવરને બીજા જાનવર સામે ઝબહ કરવું મકરૂહ છે.
- ઝબહ કર્યા પછી જાનવર ઠંડુ પડતાં પહેલાં ગરદન અલગ ન કરે અને ચામડું પણ ન ઉતારે. આમ કરવું મકરૂહ છે.

અને આ બધી બાબતો ફક્ત કુર્બાનીના જાનવર માટે નથી. કોઈ પણ જાનવરને ઝબહ કરે તો આ બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ.

*(મસાઈલે ઈદૈન : ૧૭૧-૧૭૨)*

- મરનારે હુકમ કે વસીય્યત કરી હતી કે મારા તરફથી કુર્બાની

કરવામાં આવે, તો એ જાનવરનો બધો ગોશ્ત સદકો કરવામાં આવે. એમાંથી પોતે કંઈ ન ખાય. અને જો મરનારની વસીય્યત કે હુકમ ન હતો અને પોતાના તરફથી કુર્બાની કરી, તો પોતે પણ ખાય શકે છે. *(મસાઈલે ઈદૈન : ૧૮૨)*

- સાચે જ કોઈ મસ્લેહત હોય તો ગેરકૌમને ગોશ્ત આપી શકાય છે, પરંતુ સારૂ અને બેહતર નથી. કારણ કે મુસલમાનોમાં જરૂરત -મંદ અને મોહતાજ લોકોની કમી નથી. *(મસાઈલે ઈદૈન : ૧૮૫)*
- જે જાનવરનો ગોશ્ત ખાય શકાય છે, એની સાત વસ્તુઓ ખાવી હરામ છે : (૧) લોહી, (૨) પેશાબની જગ્યા, (૩) અંદકોષ (ખુસ્યા/ફોતા), (૪) મળ-મૂત્રની જગ્યા, (૫) ગુદૂદ (ગ્રંથિઓ), (૬) પેશાબની થેલી, (૭) પિત્તો. *(મસાઈલે ઈદૈન : ૧૮૬)*
- કુર્બાનીનું ચામડુ સૈયદને આપી શકાય છે. એની કિંમત આપી શકાય નહીં. *(મસાઈલે ઈદૈન : ૧૯૫)*

## ❊ તરાવીહ અને રમઝાનુલ મુબારક ❊

- રમઝાન શરીફમાં તરાવીહની નમાઝ મર્દો અને ઔરતો પર ૨૦ રક્અત પઢવી સુન્નતે મુઅક્કદહ છે.
- તરાવીહની નમાઝ જમાઅતથી પઢવું સુન્નતે કિફાયહ છે. અને તરાવીહની નમાઝનો વખત ઈશાંની નમાઝ પછીથી લઈને ફજરનો વખત થાય ત્યાં સુધી રહે છે.
- તરાવીહની નમાઝને બબ્બે રક્અતની નિય્યત કરી દસ સલામથી ૨૦ રક્અત પઢવી મસનુન છે. દર ચાર રક્અતે એટલી વાર બેસવું કે, જેટલી વારમાં ચાર રક્અત પઢવામાં આવી હોય, મુસ્તહબ છે. (થોડીવાર બેસે તો પણ વાંધો નથી.)
- જેટલી વાર આરામ લેવા બેસો, તેમાં તસ્બીહ વિગેરે પઢે. અથવા કોઈ નફલ નમાઝ (એકલા) પઢે. અથવા તો ચૂપ બેસે, તેને અખત્યાર છે.

- રમઝાન મુબારકમાં અનુક્રમે કુરઆન શરીફનું તરાવીહમાં એક વાર પુરૂ પઢવું સુન્નતે મુઅક્કદહ છે. લોકોની સુસ્તીના કારણે છોડે નહીં. જો એ વાતની બીક હોય કે પુરૂ કુરઆન શરીફ પઢવામાં આવશે, તો લોકો નમાઝ પઢવા આવશે નહીં, અને જમાઅત પડી ભાંગશે અથવા તો ઘણો અણગમો હોય, તો બેહતર એ છે કે, લોકોને ભારે ન પડે એટલું જ પઢવામાં આવે અથવા તો **"અલમતર કયફ...."** થી પઢે અથવા તો બીજી ગમે તે સૂરતો પઢે.
- જો લોકોને કુરઆન શરીફ સાંભળવાનો શોખ હોય તો તરાવીહમાં બે વાર કુરઆન શરીફનું ખત્મ કરવું અફઝલ છે. ત્રણ વાર ખત્મ કરવું તેનાથી વધુ બેહતર છે.
- કોઈ માણસ મસ્જિદમાં એવા સમયે પહોંચે કે, ઈશાંની જમાઅત થઈ ચૂકી હોય, તો તેણે પહેલા ઈશાંની નમાઝ પઢવી જોઈએ. (ઈશાંની ૪ ફર્ઝ અને ૨ સુન્નત) પછી તરાવીહની જમાઅતમાં શામેલ થઈ જાય. એ દરમ્યાન તરાવીહની છૂટી ગયેલી રકઅતોને વિત્ર પઢ્યા પછી પઢે. એ માણસ પણ વિત્ર જમાઅતની સાથે અદા કરે.
- જે લોકોએ ઈશાંની નમાઝ જમાઅતથી પઢી ન હોય, તેવા લોકો તરાવીહની નમાઝ જમાઅત કરી પઢી શકતા નથી. કેમકે તરાવીહ ઈશાંની નમાઝના તાબે છે. પણ જે લોકો ઈશાંની નમાઝ જમાઅતથી પઢીને તરાવીહની નમાઝ જમાઅતથી પઢતા હોય તેમાં શામેલ થઈને તરાવીહની નમાઝ પઢી શકે છે.
- વિત્રને તરાવીહની નમાઝ પછી પઢવી બેહતર છે. જો પહેલાં પઢે તો પણ દુરૂસ્ત છે.
- કોઈ માણસ ઈશાંની નમાઝ પછી તરાવીહ પઢી ચૂક્યો હોય અને તરાવીહ પઢ્યા પછી તેને યાદ આવ્યું કે, ઈશાંની નમાઝમાં કાંઈ એવી નુકસાની રહી ગઈ કે જેથી ઈશાંની નમાઝ થઈ નહીં, તો

તેણે જોઈએ કે, ઈશાંની નમાઝ ફરીથી પઢે અને તરાવીહને પણ ફરીથી પઢે.

- કેટલાક લોકો રક્અતની શરૂઆતથી જમાઅતમાં શામેલ નથી થતા અને જ્યારે ઈમામ રુકૂઅમાં જવા લાગે છે, ત્યારે શામેલ થઈ જાય છે, એ ગુનાહની વાત અને મકરૂહ છે. રક્અતની શરૂઆતથી જ જમાઅતમાં શામેલ થઈ જવું જોઈએ.
- તરાવીહની નમાઝ ઉભા રહીને પઢવી જોઈએ. તાકાત (શક્તિ) હોવા છતાં બેસીને પઢવું મકરૂહ છે.
- એક માણસ બે જગ્યાએ તરાવીહ પઢાવે, તો (ફતવા માટે) ભરોસાપાત્ર મંતવ્ય મુજબ બીજી મસ્જિદવાળા મુક્તદીઓની તરાવીહ દુરૂસ્ત થશે નહીં. *(મસાઈલે તરાવીહ : ૨૭)*
- હાફિઝ સાહેબ ફેશનેબલ છે, લિબાસ પણ શરઈ નથી, માથાના વાળ પણ ફેશનેબલ છે, પરંતુ જો તે પોતાની આવી ખરાબ આદતોને છોડી દેવાનો પાકો વાયદો કરે, તો તરાવીહમાં ઈમામ બની શકે છે. નહીંતર આવો વ્યક્તિ ઈમામતના પદને લાયક નથી. ઈમામત કરશે તો નમાઝ મકરૂહ થશે.
*(મસાઈલે તરાવીહ : ૩૩)*
- ગરમીના કારણે મસ્જિદનું જમાઅતખાનું અને સહેન છોડીને ધાબા પર ઈશાની નમાઝ અને તરાવીહની જમાઅત કરવી મકરૂહ છે. હા, મસ્જિદ અને સહેન ભરાય જાય અને અમૂક લોકોને અંદર સહેનમાં જગ્યા ન મળે, તો તેઓ ધાબા પર જઈ શકે છે. કારણ કે આ મજબૂરી છે. *(મસાઈલે તરાવીહ : ૪૪-૪૫)*
- જો કોઈએ તરાવીહની ચાર રકઅત એક સલામ સાથે પઢી અને બીજી રકઅત પર કાએદહ કર્યો, તો ચારેય રકઅતો સહીહ થઈ જશે. અને જો બીજી રકઅત પર કાએદહ કર્યો નથી, તો છેલ્લી બે રકઅતો જ માન્ય ગણાશે અને પહેલી બે રકઅતો ગણત્રીમાં આવશે નહીં. જેથી તે બે રકઅતોમાં જે કુર્આન પઢ્યું છે, તે

ફરી પઢવામાં આવશે. *(કિતાબુલ મસાઈલ : ૪૮૬)*

- એક માણસે એક જગ્યાએ તરાવીહની નમાઝ પઢી લીધી અથવા પઢાવી, પછી બીજી જગ્યાએ પહોંચ્યો તો ત્યાં તરાવીહ થઈ રહી હતી અને આ માણસ તે જગ્યાએ નફલની નિય્યતથી તરાવીહની જમાઅતમાં શામેલ થઈ ગયો, તો એમાં શરઈ દૃષ્ટિએ કોઈ વાંધો નથી. *(કિતાબુલ મસાઈલ : ૪૮૮)*

- અમૂક વેળા તરાવીહમાં ઈમામથી ભૂલથી એવું પણ થઈ જાય છે કે, સિજદહની આયત પઢીને તિલાવતનો સિજદહ કર્યા બાદ ઉભા થાય છે, તો અલ્હમ્દુ શરીફ પઢીને આગળની કિરાઅત (કુર્આન) પઢે છે, તો શરીઅતની રૂએ એનાથી નમાઝમાં કોઈ પણ પ્રકારની ખરાબી આવશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૪૮૯)*

- ઈમામે તરાવીહની બીજી રકઅત પર કાએદહ ન કર્યો અને ત્રીજી રકઅત પર કાએદહ કરીને સલામ ફેરવી, તો બે રકઅત ફરી પઢવી પડશે. અને એમાં જે કુર્આન પઢ્યું છે, તે પણ ફરી પઢવું પડશે. અને જે ત્રણ રકઅત પઢી તે ગણત્રીમાં આવશે નહીં. *(ફતાવા રહીમિય્યહ : ૩૧૦-૩૧૧/૩)*

- રમઝાનના પુરા મહિનામાં તરાવીહ પઢવી સુન્નતે મુઅક્કદહ છે. જો કુર્આને કરીમ મહિનો પુરો થાય તે પહેલાં ખત્મ થઈ જાય, દા.ત. ૨૭મી કે ૨૧મીએ પુરૂ થઈ જાય, તો પણ બાકી રહેલી રાતોમાં તરાવીહ તો પઢવાની જ છે, છોડવાની નથી. કુર્આન ખત્મ થઈ ગયું તો 'અલમતર' વિગેરે સૂરતોથી પઢે.

## ❊ રમઝાનની ફઝીલતો ❊

રમઝાનુલ મુબારકનો મહિનો મુસલમાનો માટે અલ્લાહપાક તરફથી બહુ મોટું ઈનામ છે. આ મહિનાના રોઝા રાખવા અલ્લાહ તઆલાએ ફર્ઝ કર્યા છે. અને રાત્રે કિયામ કરવું એટલે કે તરાવીહ પઢવી સુન્નત છે. આ મહિનામાં જન્નતના દરવાજા ખોલી દેવામાં આવે

છે અને દોઝખના દરવાજા બંધ કરી દેવામાં આવે છે. અને અલ્લાહ તઆલા આ માસમાં પોતાની ખાસ રહેમતો નાઝિલ ફરમાવે છે. અને શયતાનોને કેદ કરી લેવામાં આવે છે, અને ગુનાહોની માફી આપે છે, અને દુઆઓ કબૂલ ફરમાવે છે. અને અલ્લાહ તઆલા તરફથી આ માસમાં રોજ રાત્રે એક ફરિશ્તો પોકારીને કહે છે કે, “છે કોઈ મગફિરત ચાહનાર કે તેની મગફિરત કરી દેવામાં આવે, છે કોઈ તૌબા કરનાર કે તેની તૌબા કબૂલ કરી લેવામાં આવે, છે કોઈ દુઆ કરનાર કે એની દુઆ કબૂલ કરી લેવામાં આવે, છે કોઈ માંગવા-વાળો કે તેનો સવાલ પુરો કરી દેવામાં આવે.” હઝરત ઉમર (રદી.) હુઝૂર (સલ.)થી રિવાયત કરે છે કે, રમઝાનુલ મુબારકમાં અલ્લાહ તઆલાને યાદ કરવાવાળા માણસની બખ્શીશ થઈ જાય છે. અને અલ્લાહપાકથી માંગવાવાળો નાઉમ્મીદ થશે નહીં. *(ફઝાઈલે રમઝાન)*

હદીષ શરીફમાં છે કે, જો લોકોને આ ખબર થઈ જાય કે, રમઝાન મહિનો શું ચીઝ છે ? તો મારી ઉમ્મત આ તમન્ના કરે કે, પુરૂ વર્ષ રમઝાન જ થઈ જાય. અને રમઝાન માસમાં એટલો બધો સવાબ મળે છે કે, જે બીજા દિવસોની સરખામણીમાં નફલ ઈબાદતનો સવાબ ફર્ઝ જેટલો મળે છે અને ફર્ઝનો સવાબ સિત્તેર ગણો મળે છે.

*(ફઝાઈલે રમઝાન)*

હઝરત સલમાન ફારસી (રદી.) બયાન કરે છે કે, શઅબાનના આખરી દિવસે હુઝૂર (સલ.)એ અમારી સામે ખુત્બો પઢ્યો, જેમાં ફરમાવ્યું કે, હે લોકો ! એક મોટો અને ઘણી જ બરકતવાળો માસ તમારા ઉપર છાયા નાખનાર છે. અને એ માસમાં એક એવી રાત્રિ છે કે, જેની ઈબાદત હજાર મહિનાઓની ઈબાદતથી બેહતર છે. અલ્લાહપાકે આ માસના રોઝા (રાખવા) ફર્ઝ કર્યા છે, અને રાતની ઈબાદતને નફલ કરી છે. (રાતનો કિયામ મુસ્તહબ છે.) જો કોઈ આ મહિનામાં કોઈ નેકીથી અલ્લાહપાકની રઝામંદી અને તેની ખુશ્નૂદી હાસિલ કરવા નફલ ઈબાદત કરે, તો તેનો સવાબ બીજા માસના ફર્ઝ

જેવો મળે છે. અને આ મહિનામાં ફર્ઝનો સવાબ બીજા માસના ફર્ઝ કરતાં સિત્તેર ગણો મળે છે. અને આ મહિનો સબરનો છે. અને સબરનો બદલો જન્નત છે. અને આ માસ પરસ્પર સહાય અને હમદર્દીનો છે. અને આ મહિનામાં મુઅમિનની રોઝીમાં વૃદ્ધિ કરવામાં આવે છે. જેણે કોઈ રોઝદારનો રોઝો ઈફતાર કરાવ્યો, તો એના ગુનાહોની બક્ષિસનું કારણ બની જાય છે. અને જહન્નમની આગથી છૂટકારાનું કારણ બને છે. અને રોઝો ઈફતાર કરનારના સવાબમાં કાંઈ ઘટાડો થતો નથી. સહાબા (રદી.)એ પૂછ્યું : યા રસૂલલ્લાહ (સલ.) ! અમે સૌ એટલુ ગજુ રાખતા નથી કે, કોઈ રોઝદારને ઈફતાર કરાવી શકીએ અને તેને ખવડાવીએ. ત્યારે આપ (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહપાક એવા માણસને પણ આ સવાબ આપશે કે, જેણે માત્ર એક ખજૂર અથવા માત્ર એક ઘુંટ દૂધ અથવા પાણી વડે રોઝો ઈફતાર કરાવ્યો. અને જે માણસ રોઝદારને પેટ ભરીને પુરૂ ખાણું ખવડાવે, તો અલ્લાહ તઆલા તેને મારા હૌઝે કવષરના પાણીથી સયરાબ કરશે કે એને ફરી જન્નતમાં દાખલ થતાં સુધી તરસ લાગશે નહીં. અને આ મહિનો એવો છે કે, આ માસના પહેલા દસ દિવસ રહમતના છે, વચલા દસ દિવસ મગફિરતના અને આખરના દસ દિવસ દોઝખથી છૂટકારા (નજાત)ના છે. અને આ માસમાં જે માણસ પોતાના તાબાના માણસ ઉપર છૂટછાટ મૂકશે (એટલે કે ઓછુ કામ લેશે) તો અલ્લાહ તઆલા તેને દોઝખની આગથી છૂટકારો આપી દેશે, એટલે કે બક્ષી દેશે. *(મિશ્કાત, બયહકી)*

આ મુબારક મહિના માટે ઘણી ફઝીલત હદીષ શરીફમાં બયાન થઈ છે. અને ઘણો બરકતવાળો મહિનો છે. આ મહિનામાં જેટલો સમય બની શકે તેટલો વધુ ઈબાદતમાં પસાર કરવો જોઈએ.

આ મહિનામાં તહજ્જુદની નમાઝ, ઈશ્રાક, ચાશ્ત, અવ્વાબીન ખાસ કરીને પઢવી જોઈએ. પરંતુ આપણો તો આ હાલ છે કે, ઘણા માણસો સેહરી કરીને સૂઈ જઈ ફજરની નમાઝને પણ કઝા કરી દે

છે. આવા મુબારક મહિનામાં નમાઝનું કઝા કરવું કેટલા મોટા ગુનાહનું કામ છે, તે આપણે વિચારવું જોઈએ. અને ઘણા લોકો નમાઝ તો પઢી લે છે, પણ જમાઅતથી ન પઢતાં વહેલા નમાઝ પઢીને સૂઈ જાય છે. જમાઅતને વગર ઉઝરે છોડવી વાજિબને છોડી દેવા સમાન હોઈ જમાઅતથી નમાઝ પઢવી જોઈએ. વગર જમાઅતે નમાજ પઢવાથી ફર્ઝ તો ઉતરી જશે, પણ તેનો સવાબ કંઈ પણ મળશે નહીં. એવો જ મગરિબની નમાઝનો હાલ થાય છે કે, રોઝો ખોલવામાં જમાઅતને છોડી દેવામાં આવે છે. આ રીતે એક ફર્ઝ અદા કરવામાં ત્રણ વાજિબ ખોવા જેવું કરવામાં આવે છે.

## ❊ તરાવીહની દુઆ ❊

તરાવીહની દરેક ચાર રક્અત પછી થોડી વાર બેસવું જોઈએ. અને બેસીને દુઆ માંગો, દુરૂદ શરીફ પઢો અથવા કુર્આન શરીફ કે તસ્બીહ પઢો. મુખ્તસર તસ્બીહ નીચે પ્રમાણે છે :

**સુબ્હાન ઝિલ મુલ્કિ વલ મલકુત, સુબ્હાન ઝિલ ઈઝઝતિ વલ અઝમતિ વલ હયબતિ વલ કુદરતિ વલ કિબ્રિયાઈ વલ જબરૂત. સુબ્હાનલ મલિકિલ હય્યિલ્લઝી લા યનામુ વલા યમૂતુ સુબ્બૂહુન કુદ્દૂસુન રબ્બુના વ રબ્બુલ મલાઈકતિ વર્રૂહ.**

**અર્થ :** પાકી બયાન કરૂં છું, તે ઝાતની જે ઈઝઝતવાળો, અઝમત (મોટાઈ)વાળો, હયબતવાળો, કુદરતવાળો, કિબ્રિયાઈ અને દુરૂસ્તી-વાળો છે. પાકી બયાન કરૂં છું તે બાદશાહની, જે જીવતો છે, જે સુતો નથી, જેને મૌત નથી, ઘણો પાક છે, તમામ ઐબોથી પાક છે અમારો પરવરદિગાર, જે ફરિશ્તાઓ અને રૂહોનો પરવરદિગાર છે.

તરાવીહની આખરી ચાર રકઅતો પછી પણ એવી જ રીતે બેસો. તરાવીહની ૨૦ રક્અતો પુરી થઈ ગયા પછી ઉભા થઈને વિત્ર પઢો.

કુર્આન શરીફ ખત્મ થવાના દિવસે કોઈ ખાસ બંદોબસ્ત કરવો સારૂં નથી. કુર્આન શરીફ ખત્મ થવા પછી પણ બાકી રમઝાનમાં

તરાવીહ પઢો. એવું નહીં કે, કુર્આન મજીદ ખત્મ થયું, તો હવે તરાવીહની પણ છુટ્ટી મળી ગઈ.

## ❊ એઅતિકાફ ❊

આ મુબારક મહિનાના છેલ્લા દસ દિવસમાં **"એઅતિકાફ"** કરવું સુન્નતે મુઅક્કદહ કિફાયહ છે. જનાબ નબીએ કરીમ (સલ.)થી મજકૂર દિવસોમાં ઘણા બંદોબસ્ત સાથે એઅતિકાફ કરવો સહીહ હદીષોમાં આવેલ છે. પણ આ સુન્નતે મુઅક્કદહ અમૂક માણસોના કરી લેવાથી સર્વેના માથા ઉપરથી ઉતરી જશે.

હદીષ શરીફમાં છે કે, રમઝાનના દસ દિવસોમાં એઅતિકાફ કરવાનો સવાબ બે હજ્જ અને બે ઉમરહની બરાબર છે. એટલે કે, બે હજ્જ અને બે ઉમરહનો સવાબ મળે છે. *(બયહકી)*

## ❊ એઅતિકાફના મસાઈલ ❊

- એઅતિકાફ કરનાર (મજબૂરીના કારણે) મસ્જિદમાં પલંગ પર સૂઈ શકે છે. *(મસાઈલે એઅતિકાફ : ૨૭)*
- અઝાન દેવાના રૂમનો દરવાજો મસ્જિદમાંથી છે, તો મુઅતકિફ અઝાન આપી શકે છે. અને જો દરવાજો મસ્જિદની બહાર છે, તો ફક્ત અઝાન દેવા માટે જ જઈ શકે છે. *(મસાઈલે એઅતિકાફ : ૪૩)*
- કોઈ હાફિઝ સાહેબ એક મસ્જિદમાં તરાવીહ પઢાવે અને બીજી મસ્જિદમાં એઅતિકાફમાં બેઠા, તો જો તેમણે એઅતિકાફ કરતી વખતે એ નિય્યત કરી કે હું તરાવીહમાં કુર્આન સંભળાવવા જઈશ, તો જાઈઝ છે કે તે મસ્જિદમાં તરાવીહ પઢાવવા જાય. *(મસાઈલે એઅતિકાફ : ૪૩-૪૪)*
- જે જગ્યા છીનવીને અથવા દબાવીને મસ્જિદમાં શામેલ કરવામાં આવી હોય, તે જગ્યા મસ્જિદ નથી. એઅતિકાફ કરવાવાળો એઅતિકાફની હાલતમાં તે જગ્યાએ જશે અને બેસશે, તો એઅતિકાફ તૂટી જશે (ફાસિદ થશે). અને તેની કઝા કરવી જરૂરી

છે. *(મસાઈલે એઅતિકાફ : ૩૩-૩૪)*

- ખાણું ખાવા માટે અથવા બીજા કામ અર્થે ફક્ત હાથ ધોવા માટે મસ્જિદથી બહાર નીકળવું જાઈઝ નથી.
- જો નફલ એઅતિકાફ હોય તો ઠંડક મેળવવા માટે ગુસલ કરી શકે છે. વાજિબ એઅતિકાફમાં ઠંડક મેળવવા માટે ગુસલ કરવા મસ્જિદથી બહાર નીકળવું દુરૂસ્ત નથી.

*(ફતાવા દારૂલ ઉલૂમ : ૫૦૨-૫૦૩/૬)*

- જનાઝાની નમાઝ પઢવાની જગ્યા જો મસ્જિદથી બહાર હોય અને કોઈ માણસ સુન્નત એઅતિકાફની હાલતમાં નમાઝ પઢવા ચાલ્યો ગયો, તો એઅતિકાફ તૂટી જશે. અને ઓછામાં ઓછું એક દિવસની કઝા જરૂરી ઠરશે. હિમ્મત હોય તો પૂરા દસ દિવસની કઝા કરી લેવી જોઈએ. એમાં જ એહતિયાત છે. અને જનાઝાની નમાઝ માટે નીકળવું શરઈ જરૂરત નથી.

*(મસાઈલે એઅતિકાફ : ૪૨)*

- મોઅતકિફે હજામત કરાવવા અને મુસ્તહબ ગુસલ કરવા માટે મસ્જિદથી બહાર નીકળવું દુરૂસ્ત નથી. નીકળવાથી એઅતિકાફ ફાસિદ થશે. માથુ મુંડાવવું જરૂરી જ હોય તો એઅતિકાફની જગ્યામાં ચાદર વગેરે બિછાવીને મુંડાવી શકે છે. એમાં પણ સાવચેતી રાખે કે વાળ મસ્જિદમાં ન પડે.

*(મસાઈલે એઅતિકાફ : ૪૫)*

- પોતાની હજામત પોતે જ બનાવવી પડશે. જો હજામને હજામત કરવા માટે બોલાવ્યો, તો એમાં (૧) જો હજામ પૈસા લીધા વગર વાળ કાપી આપે, તો મસ્જિદની અંદર હજામત કરવી જાઈઝ છે. (૨) અને જો પૈસા લઈને હજામત કરે, તો પછી મોઅતકિફ મસ્જિદની અંદર રહે અને હજામ મસ્જિદની શરઈ હદની બહાર બેસીને હજામત કરે. મસ્જિદની અંદર મહેનત-મજૂરી લઈને કામ કરવું જાઈઝ નથી. *(મસાઈલે એઅતિકાફ : ૪૫-૪૬)*

- જો કોઈ માણસને જબરદસ્તી એઅતિકાફની જગ્યાએથી બહાર કાઢવામાં આવે, તો એનો એઅતિકાફ બાકી રહેશે નહીં. દા.ત. એના નામનો પકડ વોરંટ હતો એટલે પોલીસ પકડીને લઈ ગઈ અથવા કોઈની પાસેથી ઉછીના રૂપિયા લીધા હતા અને ચૂકવણી થઈ નથી, હવે તે માણસ પૈસાની માંગણી માટે એને બહાર કાઢે તો એનો એઅતિકાફ બાકી રહેશે નહીં. *(મસાઈલે એઅતિકાફ : ૪૮)*
- કોઈ માણસ રમઝાનના આખરી ૧૦ દિવસ માટે એઅતિકાફમાં બેઠો અને એમાંથી કોઈ દિવસે કોર્ટમાંથી એના કેસ માટે તારીખ પડી, તો હવે આ વ્યક્તિ કેસ અર્થે કોર્ટમાં જવા નીકળશે, તો એનો એઅતિકાફ ફાસિદ થઈ જશે. હા, મજબૂરીના કારણે નીકળવું પડે છે એટલે ગુનેહગાર થશે નહીં. ઈમામ અબૂ યૂસુફ અને ઈમામ મુહમ્મદ (રહ.)ના મંતવ્ય મુજબ જો અડધા દિવસથી વધારે બહાર નહીં રહે, તો એઅતિકાફ ફાસિદ થશે નહીં. આવી મજબૂરીમાં આ મંતવ્ય પર અમલ કરી શકાય છે.
*(મસાઈલે એઅતિકાફ : ૪૪)*
- અમૂક વેળા એઅતિકાફ કરવાવાળા સાથે એવા લોકો પણ ઈફતારી કરવા બેસે છે, જેમનો એઅતિકાફ નથી. તો વધારે એહતિયાત એમાં જ છે કે એઅતિકાફ ન કરનાર વ્યક્તિ મસ્જિદની શરઈ હદની બહાર ઈફતારી કરે. હા, મસ્જિદમાં દાખલ થતી વેળા નફલ એઅતિકાફની નિય્યત કરી લે, તો પછી તે એઅતિકાફ કરવાવાળાની સાથે મસ્જિદમાં ઈફતારી કરી શકે છે.
*(મસાઈલે એઅતિકાફ : ૩૬)*
- એઅતિકાફ કરનાર હાજત પૂરી કરવા માટે શૌચાલયમાં જાય અને શૌચાલય ખાલી ન હોય, તો જરૂરતના કારણે તે માણસે બહાર ઉભા રહીને રાહ જોવી જાઈઝ છે.
*(મસાઈલે એઅતિકાફ : ૩૬-૩૭)*

આ મહિનામાં ખાસ કરીને જેટલો વખત પણ બની શકે કુર્આન

શરીફની તિલાવતમાં ગાળવો જોઈએ, ઘણો જ સવાબ છે. કુર્આન શરીફ રમઝાનુલ મુબારકમાં ઉતારવામાં આવ્યું. જેથી તેનો આ મહિના સાથે ખાસ સબંધ છે. હદીષ શરીફમાં છે કે, દર વર્ષે હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) રમઝાન મહિનામાં પુરૂં કુર્આન શરીફ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને સંભળાવતા હતા. અને બીજી રિવાયતમાં એમ છે કે, આપ (સલ.)થી હઝરત જિબ્રઈલ (અલૈ.) સાંભળતા હતા. કુર્આન શરીફનો રમઝાન શરીફમાં દૌર કરવા મશાઈખો અને બુઝુર્ગોને ત્યાં પણ ખાસ કરી બંદોબસ્ત કરવામાં આવતો. આપ (સલ.)એ ચાર વસ્તુ માટે ખાસ કરીને ધ્યાન આપવા ફરમાવ્યું છે કે, આ મહિનામાં કલિમએ તય્યિબહ એટલે કે, **"લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ"** અને **"ઈસ્તિગફાર"** વધારે પઢવું. તે સિવાય જન્નતની માંગણી અને દોઝખથી બચવાની દુઆ. બીજું આ સિવાય આપ (સલ.)એ આ મહિનામાં અદબ પણ બતાવ્યા છે કે, આ સબરનો મહિનો છે. રોઝામાં (ગરમીથી કે બીજા કોઈ કારણથી) કોઈ તકલીફ થાય તો ખુશીની સાથે બરદાસ્ત કરવી જોઈએ. જેમકે ઘણા માણસો રોઝામાં પોતાનું દિમાગ ખોઈ બેસે છે. તેવી રીતે તરાવીહમાં પણ કોઈ તકલીફ થાય તો આ બધી વાતોને મુસીબત અને આફત ન સમજે. આ બધી વાતોથી સવાબ ધોવાઈ જાય છે. આપણે દુનિયા મેળવવા ખાવું-પીવું બધું છોડી દઈએ છીએ, તો શું અલ્લાહપાકની રઝામંદી માટે આપણાથી એટલી વાત પણ બરદાસ્ત થઈ શકતી નથી ? *(ફઝાઈલે રમઝાન)*

## ✻ મુસાફિરની નમાઝ ✻

જો કોઈ પોતાના વતન કે રહેઠાણથી એવા સ્થળે જવાના ઈરાદે નીકળે કે જે ત્રણ મંઝીલ હોય. એટલે કે તે સ્થળ એટલુ દૂર હોય, જે મધ્યમ ચાલે ચાલનાર દરરોજ સુબ્હે સાદીકથી લઈ ઝવાલ (બપોર) સુધી પોતાની ટેવ મુજબ આરામ લેતાં મુસાફરી કરી ત્રણ દિવસે પહોંચી શકે. સહેલાઈથી સમજવા માટે એ મંઝીલના આપણા દેશની

સપાટ જમીનના રસ્તે ૧૬ માઈલના હિસાબે ત્રણ મંઝીલના ૪૮ માઈલ આશરે થાય છે. અને તે જ્યારે પોતાના શહેરની આબાદીથી બહાર નીકળે ત્યારથી મુસાફિર બની જાય છે.

જો કોઈ આ ત્રણ મંઝીલની મુસાફરી ઘોડાગાડી, મોટર, રેલ્વે કે બીજા કોઈ વાહનથી થોડીવારમાં પણ પહોંચી જાય, તો પણ તે મુસાફિર ગણાશે.

## ❊ સફરના મસાઈલ ❊

- શરીઅત પ્રમાણે જે મુસાફિર હોય તેણે ચાર રકૂઅતવાળી ફર્ઝ નમાઝને કસર પઢવી જોઈએ. એટલે કે ઝોહર, અસર અને ઈશાંની ફર્ઝ નમાઝોમાં ચાર રકૂઅતને બદલે બે-બે રકૂઅત પઢવી જોઈએ. ફજર, મગરિબ અને વિત્ર નમાઝમાં કોઈ રકૂઅત ઓછી પઢવાની નથી, તે હંમેશની જેમ જ પુરી પઢે. સુન્નતો માટે જલ્દીમાં કે ભાગદોડમાં હોય તો ફજરની સુન્નતો સિવાય એવા મોકા ઉપર બીજી સુન્નતો છોડી દે અને જો એવી ભાગદોડમાં ન હોય અને નિર્ભયપણે અને આરામથી હોય, તો સફરમાં પણ સુન્નતો પૂરી પઢે. એમાં કમી નથી.
- ઝોહર, અસર અને ઈશાંની નમાઝ બે રકૂઅતથી વધુ પઢે નહીં. જો પુરી ચાર રકૂઅત પઢશે, તો ઝોહરની છ રકૂઅત પઢનારની જેમ ગુનેહગાર થશે. અને જો ભૂલથી ચાર રકૂઅત પઢાઈ ગઈ, તો તેમાં જો વચ્ચે અત્તહિય્યાત પઢીને કાયદો કર્યો છે, તો સહ્‌વનો સિજદો કરી લેવાથી બે રકૂઅત ફર્ઝ અદા થઈ જશે અને બે રકૂઅત નફલ થશે. પણ જો વચ્ચે કાયદો કરવો રહી ગયો હશે, તો ફર્ઝ નમાઝ થશે નહીં. ચારેય રકૂઅતો નફલ થશે અને ફર્ઝ નમાઝ ફરી પઢવી પડશે.
- જો કોઈની સફરની હાલતમાં નમાઝ કઝા થઈ જાય, તો ઘેર આવીને છૂટી ગયેલી નમાઝ કઝા પઢવામાં પણ કસર પઢવી જોઈએ. એટલે કે બે રકૂઅત જ પઢવી જોઈએ. જો સફરથી

પહેલાં કોઈ નમાઝ કઝા થઈ હોય, તો તે સફરની હાલતમાં પણ કજા પઢવામાં ચાર રક્અત પૂરી પઢે.

- દરિયામાં સ્ટીમર કે વહાણના ચાલવામાં કે ટ્રેનમાં ચાલતી ગાડીએ નમાઝ પઢી શકાય છે. ઉભા રહીને પઢવામાં માથુ ફરે અથવા પડી જવાનો ડર હોય તો બેસીને પઢે. પરંતુ જો નમાઝ પઢવામાં સ્ટીમર કે ટ્રેન ફરી જાય અને કિબ્લો બીજી તરફ થઈ ગયો, તો નમાઝમાં જ ફરી જાય અને કિબ્લા તરફ મોઢુ કરી લે.

- મુસાફિર જ્યારે મુકીમ ઈમામની પાછળ તે જ વખતની (અદા નમાઝ) નમાઝ પઢે, ત્યારે તેણે ચાર રક્અત પુરી પઢવી ફર્ઝ છે.

- નમાઝનો વખત જતો રહ્યા પછી કઝા પઢવામાં ફજર અને મગરિબમાં મુકીમ ઈમામની ઈક્તેદામાં પઢી શકે છે. પણ ઝોહર, અસર અને ઈશાંની નમાઝ કઝા પઢવામાં મુકીમની ઈક્તેદા જો મુસાફિર કરશે, તો તેની નમાઝ દુરૂસ્ત થશે નહીં. કારણ કે મુસાફિર ઉપર હવે બે જ રક્અત કઝા કરવી વાજિબ છે, અને મુકીમ ઉપર ચાર રક્અત કઝા કરવી વાજિબ છે.

- જો ઈમામ મુસાફિર હોય તો તેની પાછળ મુકીમ નમાઝ પઢી શકે છે, પરંતુ મુસાફિર ઈમામ બે રક્અતો પઢી સલામ ફેરવી દે ત્યારે મુકીમ મુક્તદીઓ સલામ ફેરવ્યા વિના ઉભા થઈ જાય અને પોતપોતાની બે રકઅતો પુરી કરી લે. તે બન્ને રક્અતો પઢવામાં સૂરએ ફાતિહા અને સૂરત પઢે નહીં. જો કોઈ ભૂલ થઈ જાય તો સહવનો સિજદહ પણ કરે નહીં.

- મુસાફિર ત્યાં સુધી મુકીમ ગણાશે નહિં, જ્યાં સુધી તે પંદર દિવસ એક જ જગ્યાએ થોભવાનો ઈરાદો કરી ન લે. એથી જો તેણે કોઈ સ્થળે પહોંચી એવો ઈરાદો કર્યો કે, આઠ-દસ દિવસ રહી પછી જઈશ. ફરી આઠ દિવસનો ઈરાદો કર્યો, વળી કોઈ કામ નીકળ્યું, વળી આઠ દિવસ રહેવાનો ઈરાદો કર્યો. એ જ મુજબ મહિનાઓ ગુજરી જાય અને કદી તેણે એ દરમ્યાન પંદર દિવસ

થોભવાનો ઈરાદો કર્યો ન હોય, તો એવો માણસ મુસાફિર રહેશે. તેણે કસર નમાઝ પઢવી જોઈએ.

- મુસાફિર જો પંદર દિવસ અથવા તો વધુ રહેવાની નિય્યત કરી ચૂકયો હોય તો હવે મુકીમ ગણાશે. ફરી જો નિય્યત બદલી નાંખે અને પંદર દિવસ પહેલાં ચાલવાનો ઈરાદો કરે, તો પણ હવે મુસાફિર બનશે નહીં અને પુરેપુરી નમાઝ પઢે.
- ત્રણ મંઝીલ ચાલીને એવા સ્થળે પહોંચે કે જ્યાં તેનું ઘર હોય, તો ત્યાં મુસાફિર રહેશે નહીં. ત્યાં ચાહે ઓછું રહે અથવા વધુ રહે, પુરેપૂરી નમાઝ પઢે.
- જો કોઈ એક મંઝિલ અથવા બે મંઝિલની સફર કરે અથવા જે રસ્તેથી સફર કરે તે રસ્તો ત્રણ મંઝિલથી ઓછો હોય, તો આ સફરથી શરીઅતનો હુકમ બદલાતો નથી. તે મુસાફિર કહેવાશે નહીં. તેણે પુરી નમાઝ પઢવી પડશે. અને ત્રણ મંઝિલ અથવા તેથી વધુ કેટલાએ માઈલ દૂર સ્થળે જવાના ઈરાદે નીકળે, તો મુસાફિર થઈ જશે.
- કોઈ માણસ એટલા મોટા શહેરમાં રહે છે, જેની લંબાઈ આશરે ૫૦-૫૫ માઈલ છે. એક વ્યક્તિ શહેરના એક ખૂણામાં (શહેરના એક કિનારા પર) રહે છે અને તેને શહેરના બીજા છેડે જવું છે, જ્યાં પગપાળા ત્રણ દિવસનો રસ્તો છે, એટલે કે ૪૮ માઈલથી વધુ અંતર છે, તો પણ કસર જાઈઝ નથી. ચાહે શહેર કેટલું પણ પહોળુ અને લાંબુ હોય. *(ફતાવા ઉસ્માની : ૫૪૪/૧)*
- હા, જો એટલા મોટા શહેરોમાં લોકોએ પોતાની આદત મુજબ અમૂક વિસ્તારની હદ બનાવી છે અથવા સરકારી વહીવટીતંત્ર તરફથી એમાં હદ કરવામાં આવી છે, તો હવે પોતાની બનાવેલી હદ અથવા સરકારી હદ ઓળંગવાથી મુસાફિર થઈ જશે. ચાહે ઘરો અને કારખાના વગેરે ઓળંગવાના બાકી હોય. દા.ત. દિલ્હીથી ગાઝીયાબાદ સફર કરવાવાળો માણસ જ્યારે ગાઝીયા-

બાદની હદમાં પ્રવેશી જશે, ત્યારે મુસાફિર થઈ જશે. જ્યારે આજે દિલ્હી અને ગાઝીયાબાદ ભેગું થઈ ગયું છે.

*(કિતાબુલ મસાઈલ : ૫૧૪)*

- જો કોઈ જગ્યાનું અંતર રસ્તાઓના આધારે અલગ-અલગ છે, તો મુસાફિર જે રસ્તેથી જશે તેનો એઅતેબાર કરવામાં આવશે. દા.ત. ભરૂચથી સુરત ટ્રેનમાં ૫૯ કિલોમીટર છે, જ્યારે હાઈવે પરથી જવામાં ભરૂચથી કામરેજ ચોકડી ૬૦ કિ.મી. અને ત્યાંથી સુરત ૨૦ કિ.મી. છે. એટલે કે ભરૂચથી સુરત ૮૦ કિલોમીટર છે. તો જો કોઈ વ્યક્તિ ટ્રેનથી જશે, તો તેના કિ.મી. જોવામાં આવશે અને હાઈવેથી જશે, તો તેના કિ.મી.ને આધાર બનાવ-વામાં આવશે. *(કિતાબુલ મસાઈલ : ૫૧૪)*
- કોઈ માણસ શરઈ સફરના ઈરાદે પોતાના શહેરથી નીકળી ગયો અને ૪૮ માઈલનું અંતર કાપ્યું ન હતું કે આગળ વધવાનો ઈરાદો મુલ્તવી કરી દીધો, તો એવો માણસ જતી વખતે તો મુસાફિર જ હતો, પરંતુ હવે તેણે જે જગ્યાએથી પાછા ફરવાનો ઈરાદો કર્યો છે, ત્યાંથી જ તેને મુકીમ સમજવામાં આવશે.

*(કિતાબુલ મસાઈલ : ૫૧૫)*

- જો કોઈ માણસ સફર દરમિયાન પોતાના વતને અસલીથી પસાર થાય, તો તે શહેરમાં દાખલ થતાં જ મુકીમ થઈ જશે. ચાહે શહેરમાં રોકાવાનો ઈરાદો ન હોય. અને ત્યાંથી જે જગ્યાએ જઈ રહ્યો છે, તે પોતાના વતને અસલીથી સફરના અંતર જેટલું નથી તો તે હવે મુકીમ થઈ જશે. દા.ત. એક માણસ ભરૂચનો રહેવાસી છે, જે મુંબઈ ગયો એટલે મુસાફિર થઈ ગયો. ત્યાંથી તે કામ અર્થે પાલેજ આવવા નીકળી ગયો, તો જ્યારે ટ્રેન ભરૂચથી પસાર થશે, તે મુકીમ થઈ જશે. કારણ કે ભરૂચથી પાલેજનું અંતર ૪૮ માઈલ નથી. અને જો પોતાના વતનથી જ્યાં જવું છે, તે ૪૮ માઈલથી વધુ દૂર છે, તો પોતાનું વતન પસાર કરતાં જ ફરી મુસાફિર થઈ જશે. દા.ત. ઉપરનો વ્યક્તિ મુંબઈથી અમદાવાદ

કામ અર્થે પાછો ફર્યો, તો ભરૂચ આવતાં તે મુકીમ થઈ જશે. અને ટ્રેન જ્યારે ભરૂચની હદ વટાવી જશે, એટલે ફરી મુસાફિર થઈ જશે. *(કિતાબુલ મસાઈલ : ૫૨૩)*

- પતિએ શાદી કર્યા બાદ પત્નીને એના પિયરમાં જ રાખી છે, તો એ પતિ માટે એ શહેર (સાસરી) પોતાના વતન જેવું ગણાશે. એ જ રીતે પત્ની રૂખ્સદ થઈને સાસરે આવી જાય અને પતિના જ ઘરે વસવાટ કરી લે, તો એનું પિયર એના માટે વતને અસલી રહેશે નહીં. હવે સાસરી જ અસલી વતન ગણાશે. એનાથી વિરૂદ્ધ કોઈ પત્ની પોતાના પિયરમાં જ રહે છે અને રૂખ્સદ થઈને સાસરીમાં જઈને કાયમી ધોરણે વસવાટ કર્યો નથી, તે જો કોઈ કામ અર્થે પોતાની સાસરીમાં જશે, તો જો તે ૪૮ માઈલથી દૂર છે, તો મુસાફિર થઈ જશે. અને જો પંદર કે તેથી વધુ દિવસ થોભવાની નિય્યત કરી લે, તો પછી ત્યાં (સાસરીમાં) પૂરી નમાઝ પઢવી પડશે. *(કિતાબુલ મસાઈલ : ૫૧૭)*
- શરઈ સફરનું અંતર (ફતાવા રહીમિય્યહના આધારે) ૭૭ કિલો-મીટર (૨૪૭ મીટર) છે. *(ફતાવા રહીમિય્યહ : ૩૪૪/૩)*
- અમુક સરકારી ડ્રાયવર અને કંડક્ટરોની ડ્યુટી બે દિવસ સુધી લગાતાર રહે છે. જેમાં લાંબી ટ્રીપ આપવામાં આવે છે. રાતવાસો પણ સફરમાં જ હોય છે, તો જો આ ટ્રીપ તેમના ગામથી ૪૮ માઈલ કે તેથી વધુ અંતરે હોય તો તેઓ મુસાફિર થઈ જશે અને નમાઝ કસર પઢવી પડશે. *(ફતાવા રહીમિય્યહ : ૩૫૪/૩ થોડા ફેરફાર સાથે)*
- જો કોઈ ટ્રક ડ્રાયવર પોતાના વતને અસલીથી ઓછામાં ઓછું ૪૮ માઈલ જવાના ઈરાદાથી નીકળે, તો તે શરઈ દષ્ટિએ મુસાફિર થઈ જશે. નમાઝોમાં કસર કરે. જ્યારે પોતાના અસલી વતનમાં પાછો આવી જાય કે કોઈક જગ્યાએ પંદર દિવસ થોભવાનો ઈરાદો કરી લે, તો તે મુકીમ થઈ જશે. નમાઝો પૂરી પઢવી પડશે. એ જ રીતે જે લોકો સ્ટીમર કે એરલાઈન્સમાં નોકરી કરે છે, અને તેઓની

પોતાના અસલી વતનથી ૪૮ માઈલ દૂર જવાની નિય્યત હોય, તો તે શરઈ મુસાફિર થઈ જશે. *(ફતાવા રહીમિય્યહ : ૩૫૪-૩૫૫/૩)*

- અમૂક વિદ્યાર્થીઓ પોતાના વતનથી ૪૮ માઈલ કે તેથી વધુ દૂર હોસ્ટેલમાં રહીને ભણે છે, તો જ્યારે તેઓ હોસ્ટેલમાં પંદર દિવસ કે તેથી વધુ થોભવાની નિય્યત કરી લે, તો હોસ્ટેલ તેમનું વતને ઈકામત બની જશે. અને જો તે કોઈ વાર પંદર દિવસ થોભવાની નિય્યત ન કરે અને દર રવિવારે પોતાના ઘરે આવશે, તો ઘરે પૂરી નમાઝ પઢવી પડશે અને હોસ્ટેલમાં કસર કરવી પડશે. *(મસાઈલે સફર : ૧૧૮)*
- એક માણસ કોઈ જગ્યાએ ગયો અને એમ સમજીને કે મારા વતનથી આ જગ્યા ૪૮ માઈલની અંદર છે, અને ચાર રકઅત પઢતો રહ્યો અને પછી ખબર પડી કે ૪૮ માઈલ કે તેથી વધુ અંતર છે, તો આ સફર દરમિયાન જે નમાઝો પઢી છે, એમાં જો પહેલો કાએદહ કર્યો હશે, તો નમાઝ થઈ જશે. *(મસાઈલે સફર : ૧૭૫)*
- એનાથી ઉલટુ જો કોઈ માણસ કોઈક જગ્યાએ ગયો અને એમ સમજીને કે હું શરઈ દ્દષ્ટિએ મુસાફિર છું, નમાઝોમાં કસર કરતો રહ્યો. પછી ખબર પડી કે તે શરઈ રીતે મુસાફિર હતો જ નહીં, તો હવે એ નમાઝોની વિત્ર સાથે કઝા કરવી પડશે. હા, સુન્નતોની કઝા ન કરે. *(મસાઈલે સફર : ૧૭૬-૧૭૭)*

## ❊ સફરના આદાબ ❊

જ્યારે કોઈ પોતાના ઘેરથી સફર કરવા ચાહે, તો પોતાના ઘરમાં બે રક્અત નમાઝ પઢીને સફરમાં જાય. એ નમાઝ મુસ્તહબ છે. અને જ્યારે સફરથી પાછો ફરે ત્યારે મુસ્તહબ છે કે, પહેલાં મસ્જીદમાં જઈને બે રક્અત નમાઝ પઢી લે, પછી ઘેર જાય. હદીષ શરીફમાં છે કે, સફરમાં જતી વખતે જે બે રક્અત નમાઝ પઢવામાં આવે છે, તે બે રક્અત કરતાં વધારે સારી ચીઝ પોતાના ઘરમાં કોઈ છોડી જતું

નથી. *(તબરાની)* નબીએ કરીમ (સલ.) જ્યારે સફરથી ઘેર પાછા ફરતા, ત્યારે પહેલાં મસ્જીદમાં જઈને બે રક્અત નમાઝ પઢી લેતા હતા. *(મુસ્લિમ શરીફ)*

જ્યારે વાહન પર સવાર થાવ ત્યારે આ દુઆ પઢો : **અલ્હમ્દુ લિલ્લાહ ! સુબ્હાનલ્લઝી સખ્ખરલના હાઝા વમા કુન્ના લહુ મુકરિનીન, વ ઈન્ના ઈલા રબ્બિના લમુનકલિબુન.**

**અર્થ :** અલ્લાહ તઆલાનો શુક્ર છે. તે હસ્તી પવિત્ર છે, જેણે આ સવારી અમારા કાબૂમાં કરી દીધી અને અમે પોતે તેને પોતાના કાબૂમાં લાવી શકતા ન હતા. અને એક દિવસ અમે પોતાના પરવર-દિગાર તરફ પાછા ફરી જનાર છીએ.

સ્ટીમર અથવા વહાણમાં સવાર થાય ત્યારે આ દુઆ પઢે : **બિસ્મિલ્લાહિ મજરિહા વ મુરસાહા ઈન્ન રબ્બી લગફુર્રુર્રહીમ.**

મુસાફરીમાં નીકળે ત્યારે આ દુઆ કરે (હદીષ શરીફની દુઆનો અનુવાદ છે.) :

"હે અલ્લાહ તઆલા ! અમે તારાથી માંગીએ છીએ અમારા આ સફરમાં નેકી અને પરહેઝગારી, અને એવો અમલ કે જેને તું પસંદ ફરમાવે. હે અલ્લાહપાક ! અમારા માટે આ મુસાફરીને સહેલી કરી દે, અને તેની દૂરીને પસાર કરાવી દે. ઈલાહી ! તું જ મુસાફરીમાં મારો સાથી છે, અને મારી પાછળ તું જ મારા ઘરવાળાઓની દેખરેખ રાખનાર છે. હે અલ્લાહપાક ! આ મુસાફરીની મુશ્કેલીઓથી તેમજ બૂરી હાલત જોવાથી તથા પાછા ફરતાં માલમાં, ઘરમાં કે પરિવારમાં અવદશા સામે આવવાથી તારી પનાહ લઉં છું."

જ્યારે કોઈ શહેર કે ગામમાં પ્રવેશ કરે ત્યારે ત્રણ વખત આ દુઆ પઢે : **અલ્લાહુમ્મ બારિક લના ફિહા.**

**અર્થ :** હે અલ્લાહપાક ! અમારા માટે આ શહેરમાં બરકત આપ અને એને અમારા માટે મુબારક બનાવી દે.

# ✽ બીમારની નમાઝ ✽

નમાઝને કોઈ હાલતમાં છોડવી ન જોઈએ. જ્યાં સુધી ઉભા રહેવાની શક્તિ છે, ત્યાં સુધી ઉભા રહીને નમાઝ પઢવી જોઈએ અને જ્યારે બીમારીમાં ઉભુ ન થવાય, તો બેસીને નમાઝ પઢે. જો રુકૂઅ અને સિજદહ કરવા જેટલી પણ શક્તિ ન હોય, તો રુકૂઅ અને સિજદહને ઈશારાથી અદા કરે. રુકૂઅના ઈશારા કરતાં સિજદહના ઈશારામાં માથુ વધારે નમાવે. સિજદો કરવા માટે તકીયો અથવા કોઈ ઉંચી વસ્તુ રાખવી બેહતર નથી. જ્યારે સિજદહ કરવાની શક્તિ ન હોય તો માત્ર ઈશારાથી કરી લે. તકીયા પર સિજદહ કરવાની કોઈ જરૂરત નથી.

જો ઉભા રહેવાની શક્તિ હોય, પણ ઉભા રહેવામાં ઘણી તકલીફ થતી હોય અથવા બીમારી વધી જવાનો ડર હોય તો બેસીને નમાઝ પઢવી દુરૂસ્ત છે.

જો બેસવાની પણ શક્તિ ન રહે, તો સુતાં સુતાં નમાઝ પઢી લે. સુઈને નમાઝ પઢવાની આ રીત છે કે, પાછળ મોટો તકીયો વિગેરે મૂકીને એવી રીતે સુવે કે માથુ ઘણું ઉંચુ રહે અને બેસવાને લગભગ થાય અને પગ કિબ્લા તરફ લંબાવે. જો શક્તિ હોય તો કિબ્લા તરફ પગ લંબાવે નહિં, પણ ઘુંટણ ઉભા રાખે અને માથાના ઈશારાથી નમાઝ પઢે અને સિજદહનો ઈશારો વધુ નીચો કરે. જો મોટા તકીયાથી ટેકવીને પણ બેસી ન શકે કે માથુ અને સીનો ઉંચો રહે, તો કિબ્લા તરફ પગ કરીને તદન ચત્તો સૂઈ જાય. પરંતુ માથા નીચે કોઈ ઉંચો તકીયો રાખે કે જેથી મ્હોં કિબ્લા તરફ થાય. આસ્માન તરફ મોઢુ રાખે નહીં. ફરી માથાના ઈશારાથી નમાઝ પઢે. રુકૂઅનો ઈશારો ઓછો કરે અને સિજદહનો ઈશારો વધુ કરે. જો ચત્તા ન સૂવે પણ જમણી અથવા ડાબી કરવટ ઉપર કિબ્લા તરફ મોઢુ કરીને સૂવે અને માથાના ઈશારાથી રુકૂઅ-સિજદહ કરે એ પણ દુરૂસ્ત છે. પરંતુ ચત્તા સૂઈને પઢવું ઘણું સારૂ છે.

જ્યારે માથાથી ઈશારો કરવાની પણ શક્તિ ન રહે, તો નમાઝને મુલ્તવી રાખે. ફરી જો એક રાત-દિવસ કરતાં વધારે તેની આ હાલત રહી તો છૂટી ગયેલી નમાઝ તેને માફ છે. તેની કઝા પણ તેના માથે નથી, પરંતુ જો એક રાત-દિવસમાં અથવા એથી ઓછા વખતમાં તેને ઈશારો કરવાની શક્તિ આવી ગઈ, તો છૂટી ગયેલી નમાઝોની ઈશારાથી કઝા પઢે. એવી જ રીતે જો સારો-સાજો માણસ પણ બેહોશ થઈ જાય અને એક રાત અને એક દિવસ કરતાં વધુ બેહોશીમાં પડ્યો રહે, તો તેને પણ કઝા પઢવી વાજિબ નથી. અને એક રાત-દિવસમાં અથવા તેથી ઓછા વખતમાં બેહોશી જતી રહી, તો કઝા પઢવી વાજિબ છે.

જો બીમારનું બીછાનું નાપાક હોય અને તેને બદલવામાં તેને ઘણી તકલીફ થતી હોય, તો તેના ઉપર જ નમાઝ પઢવી દુરૂસ્ત છે.

બીમારપુર્સી માટે જવામાં ઘણો સવાબ છે. હદીષ શરીફમાં છે કે, જ્યારે કોઈ મુસલમાન પોતાના મુસલમાન ભાઈની બીમારપુર્સી કરવા સવારના વખતે જાય છે, તો ૭૦ હજાર ફરિશ્તા સાંજ સુધી તેના માટે રહમત અને મગફિરતની દુઆ કરે છે. અને જે સાંજના સમયે જાય છે, તેના માટે સવાર સુધી ૭૦ હજાર ફરિશ્તા રહમત અને મગફિરતની દુઆ કરે છે. *(તિરમિઝી, અબૂ દાઉદ)*

જે માણસે સારી રીતે વુઝૂ કર્યું અને માત્ર સવાબની નિય્યતથી પોતાના મુસલમાન ભાઈની બીમારપુર્સી કરવા માટે જાય છે, તો એ માણસ જહન્નમથી ૬૦ વર્ષની મુસાફરીના અંતર જેટલો દૂર થઈ જાય છે. *(અબૂ દાઉદ)*

બીજી હદીષ શરીફમાં છે કે, જ્યારે તું બીમાર પાસે જાય, તો તેની પાસે દુઆની માંગણી કર. કારણકે બીમારની દુઆ એવી છે, જેવી કે ફરિશ્તાઓની દુઆ. *(ઈબ્ને માજહ)*

હદીષ શરીફમાં છે કે, જે પોતાની બીમારીમાં ૪૦ વખત **“લા ઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિનઝ ઝાલિમીન”**

પઢશે, અને ફરી તે જ બીમારીમાં તે મરણ પામે, તો તેને એક શહીદના બરાબર સવાબ મળશે. અને જો સારો થઈ જશે, તો તમામ ગુનાહોથી પાક થઈ સારો થશે. *(હાકિમ)*

## ❊ બીમાર અને માઝૂરના મસાઈલ ❊

- નકસીરમાંથી લોહી નીકળતુ રહેવું, પેશાબના ટીપાં નીકળતા રહેવા, પાછળથી હવા કે મળ નીકળતુ રહેવું, સ્ત્રીને માસિકના દિવસોથી ઉપર (વધારે દિવસો સુધી) રક્તસ્ત્રાવ રહેવો અથવા એવો ઝખમ કે એમાંથી પરૂ કે લોહી વહેતુ જ રહે અને આવા બીમારોને નમાઝના આખા સમયમાં એવો ખાલી સમય ન રહેતો હોય કે જેમાં (આ બીમારી ન રહે અને) તે વુઝૂ કરીને નમાઝ પઢી શકે, તો હવે આ ઉઝર બંધ થતાં સુધી તે માઝૂર ગણાશે. એનો હુકમ એ છે કે, દરેક નમાઝ વખતે વુઝૂ કરી લે અને જો નાપાકી લાગી હોય તો કપડાં પણ બદલી લે. હવે એ વુઝૂથી વખત પૂરો થતાં સુધી જેટલી નમાઝો પઢવા ચાહે પઢી શકે છે. હા, એ ઉઝર સિવાય વુઝૂ તોડનારી કોઈ વસ્તુ થઈ જાય તો વુઝૂ તૂટી જશે. *(ફતાવા રહીમિય્યહ : ૩૬૫/૩)*
- કોઈ વ્યક્તિને હવાનું એટલુ ભારે દબાણ રહે છે કે એને એટલો સમય મળતો નથી કે જેમાં વુઝૂ કરીને પૂરી નમાઝ પઢે, તો એ માણસ નમાઝનો વખત શરૂ થઈ ગયા પછી વુઝૂ કરી લે અને જ્યાં સુધી નમાઝનો વખત પૂરો ન થાય અને ગેસ સિવાય વુઝૂને તોડનારી કોઈ વસ્તુ ન નીકળે, તો તે આ વુઝૂ સાથે તરાવીહ અને તવાફ પણ કરી શકે છે. *(કિતાબુલ ફતાવા : ૪૬૨/૨)*
- જો કોઈ વ્યક્તિનું શરીર એટલું ભારે છે કે, થોડીઘણી તકલીફ વેઠીને તે કિયામ કરી શકે છે, તો ફર્ઝ નમાઝ ઉભા ઉભા જ અદા કરે. ફર્ઝ નમાઝોમાં ફક્ત તે માણસને જ બેસવાની ઈજાઝત છે, જે બીમારીના કારણે ઉભો ન થઈ શકતો હોય અને જો ઉભો થાય તો બીમારી વધી જાય અથવા બીમારીથી સાજો થવામાં મોડું

થાય. થોડી ઘણી તકલીફના કારણે બેસીને નમાઝ પઢવી દુરૂસ્ત નથી. હા, નફલ નમાઝો અને સુન્નતો વગર કારણે પણ બેસીને પઢી શકાય છે. *(કિતાબુલ ફતાવા : ૪૬૪/૨)*

## ❊ કઝા નમાઝ ❊

જ્યારે કોઈ નમાઝ તેના નિયત વખત વિતી ગયા બાદ પઢવામાં આવે, જેમકે ઝોહરની નમાઝ તેના વખતે પઢવામાં આવે તો અદા થઈ કહેવાશે અને ઝોહરનો વખત પુરો થયા પછી પઢવામાં આવે, તો કઝા સમજવામાં આવશે.

તમામ ફર્ઝ નમાઝોની કઝા પઢવી ફર્ઝ છે. વાજિબની કઝા વાજિબ અને સુન્નતોની કઝા સુન્નત છે. (ફજરની સુન્નત મુરાદ છે.)

કોઈ ફર્ઝ કે વાજિબને વખતસર અદા ન કરવું, જાણી જોઈને અને કંઈ પણ લાચારી વિના તેના વખત પર અદા ન કરવાનો ગુનોહ ઘણો મોટો છે. અને સુન્નતે મુઅક્કદહને પણ તેના વખત પર અદા ન કરવું ગુનોહ છે. જો અણધારી કઝા થઈ જાય, જેમકે નમાઝ પઢવાનું ભૂલી ગયો અથવા ક્યારેક નમાઝ વખતે આંખ ઉઘડી નહીં અને ઉંઘી જ રહ્યો, તો ગુનોહ થશે નહીં.

જે વખતે યાદ આવે અથવા જાગે તે વખતે તેની તરત કઝા પઢી લે. કોઈ ઉઝર વગર ઢીલ કરવી ગુનોહ છે. જો તેણે તેની તરત કઝા પઢી નહીં અને બીજા વખત ઉપર અથવા બીજા દિવસ ઉપર ટાળી દીધી કે ફલાણે દિવસે પઢીશ. અને તે વખતથી પહેલાં જ અચાનક મૌત આવી ગયું, તો બેવડો ગુનેહગાર થશે. એક નમાઝ કઝા કરવાનો અને બીજો કઝા તરત ન પઢવાનો.

ફર્ઝ નમાઝો અને વિત્રની જ માત્ર કઝા પઢાય છે. સુન્નતોની કઝા નથી. પણ જો ફજરની નમાઝ કઝા થઈ હોય તો બપોર પહેલાં જો કઝા પઢે તો સુન્નત અને ફર્ઝ બન્નેની કઝા પઢે. અને જો બપોર પછી કઝા પઢે, તો માત્ર બે રકૂઅત ફર્ઝની જ કઝા પઢે.

જો ફજરનો વખત તંગ હોય અથવા તો જમાઅતના કારણે બે રકૂઅત ફર્ઝ પઢી સુન્નત છોડી દીધી હોય, તો બેહતર એ છે કે, સૂર્યના ઉંચે ચઢ્યા પછી તરત ફજરની સુન્નતોની કઝા પઢી લે અથવા તો બપોરથી પહેલાં જ પઢી લે.

જો કોઈની કેટલીક નમાઝો કઝા થઈ હોય, તો જ્યાં સુધી બની શકે તેટલી જલ્દીથી દરેક નમાઝોની કઝા પઢે. બની શકે તો હિંમત કરીને એક જ વખતમાં દરેકની કઝા પઢી લે. એ જરૂરી નથી કે, ઝોહરની કઝા ઝોહર વખતે અને અસરની કઝા અસર વખતે પઢે.

જો કેટલાક મહિનાની અથવા કેટલાક વર્ષોની નમાઝની કઝા બાકી હોય, તો તેની કઝા પઢવામાં પણ બની શકે ત્યાં સુધી જલ્દી કરે. એક-એક વખતે બે-બે, ચાર-ચાર નમાઝો કઝા પઢ્યા કરે. જો કોઈ લાચારીએ ન પઢી શકાય, તો એક વખતે એક નમાઝની કઝા તો જરૂર પઢે. આ ઘણા ઓછા દરજ્જાની વાત છે.

કઝા નમાઝ પઢવાનો કોઈ વખત મુકર્રર નથી હોતો, જે વખતે પણ ફુરસદ મળે, વુઝૂ કરીને પઢી લે. એટલો ખ્યાલ જરૂર રાખે કે મકરૂહ વખત ન હોય.

કઝા નમાઝની નિય્યત આ પ્રમાણે કરવી કે, હું ફલાણા દિવસની ફજર અથવા ઝોહરની કઝા નમાઝ પઢું છું. અને કોઈના ઉપર ઘણી નમાઝોની કઝા બાકી હોય અને તેના દિવસો અને મહિનાઓ યાદ ન હોય, તો તે એવી રીતે નિય્યત કરે કે, મારા માથે ફજરની જેટલી નમાઝો બાકી છે, તેમાંથી પહેલી ફજરની કઝા નમાઝ પઢું છું અથવા તેમાંથી છેલ્લી ફજરની કઝા નમાઝ પઢું છું. એ જ પ્રમાણે જે વખતની નમાઝની કઝા કરે, તેની નિય્યત કરવી જોઈએ.

જેની એક જ નમાઝ કઝા થઈ ગઈ અને તે પહેલાં તેની કોઈ નમાઝ કઝા ન થઈ હોય અથવા એથી પહેલાં નમાઝો કઝા તો થઈ, પણ સર્વે કઝા પઢાઈ ચૂકી છે, માત્ર એક જ નમાઝ કઝા પઢવી રહી ગઈ છે, તો પ્રથમ તેની કઝા પઢે, ત્યારબાદ તે વખતની અદા નમાઝ

પઢે. જો કઝા પઢ્યા વગર કોઈ વખતની નમાઝ પઢી લેશે, તો અદા નમાઝ દુરૂસ્ત થશે નહીં. કઝા પઢીને ફરી અદા પઢવી પડશે. પણ જો કઝા પઢવાનું ભૂલાઈ ગયું હોય અને યાદ ન રહ્યું, તો અદા વખતની નમાઝ દુરૂસ્ત થશે. હવે જ્યારે યાદ આવે ત્યારે માત્ર કઝા નમાઝ પઢી લે.

એવી જ રીતે જો બે, ત્રણ, ચાર કે પાંચ નમાઝો કઝા થઈ હોય અને એ નમાઝો સિવાય એના માથે કોઈ બીજી નમાઝની કઝા ન રહી હોય તો જ્યાં સુધી આ પાંચ નમાઝની કઝા પઢશે નહીં, ત્યાં સુધી અદા નમાઝ દુરૂસ્ત નથી. અને જ્યારે આ પાંચ નમાઝની કઝા પઢે તો એવી રીતે પઢે કે, જે નમાઝ પહેલી રહી ગઈ હોય તેની કઝા પહેલાં પઢે, પછી તેના પછીની, પછી તેના પછીની, એવી રીતે તરતીબથી એક પછી એક અનુક્રમે પાંચે નમાઝોની કઝા પઢે.

જો કોઈની ૬ નમાઝ કઝા થઈ હોય તો હવે તેને કઝા પઢ્યા વગર પણ અદા નમાઝ પઢવી દુરૂસ્ત છે.

કોઈ બેનમાઝીએ તૌબા કરી, તો જેટલી નમાઝો આખી ઉંમરમાં કઝા થઈ હોય, તે સર્વેની કઝા પઢવી વાજિબ છે. તૌબા કરવાથી નમાઝો માફ થતી નથી. પણ ન પઢવાનો જે ગુનોહ હતો, તે તૌબાથી માફ થાય છે. જો તેની કઝા પઢશે નહીં, તો ફરી ગુનેહગાર થશે.

જો કોઈની અમૂક નમાઝો કઝા થઈ ગઈ હોય અને તેને કઝા પઢવાનો મોકો ન મળ્યો, તો મરતી વેળા તે નમાઝોનો ફિદીયો (જો તેની પાસે માલ હોય તો, નહિં તો ગુનોહ થશે) આપવાની વસિય્યત કરવી વાજિબ છે.

ફિદયામાં એક વખતની નમાઝના પોણા બે શેર અને અડધો છટાંક ઘઉં (૮૦ તોલાના શેરના હિસાબે) જેટલા એક ફિતરામાં અપાય છે, તેટલા આપવા જોઈએ. જેથી એ હિસાબે દિવસ અને રાત મળીને પાંચ ફર્ઝ અને એક વિત્તર. એવી રીતે એક દિવસની ૬ નમાઝોના બદલામાં સાડા દસ શેર અને ત્રણ છટાંક ઘઉં આપે. પણ

બચાવ અર્થે પુરા બાર શેર ઘઉં આપે તો બેહતર છે.

વગર ઉઝરે નમાઝ કઝા કરવી કબીરહ ગુનાહ છે. અને તે ગુનાહ કઝા પઢી લેવાથી દૂર થશે નહીં. તેના માટે તૌબા કરે.

હદીષ શરીફમાં નમાઝ કઝા કરવાવાળા માટે ઘણી સખત વઈદ બયાન થઈ છે. નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસે નમાઝ કઝા કરી દીધી અને પછી પઢી પણ લીધી, તો પણ તે નમાઝને એના વખત પર નહીં પઢવા બદલ એક હકબ જહન્નમમાં જશે. એક હકબ એટલે ૮૦ વર્ષ સુધી. એવી જ રીતે બીજી હદીષ શરીફમાં છે કે, જાણી જોઈને વગર ઉઝરે નમાઝ છોડવાવાળાની તરફ અલ્લાહ તઆલા નજર પણ નહીં કરે અને તેને દુ:ખદાયક અઝાબ આપવામાં આવશે. વળી, એક હદીષથી નકલ કરવામાં આવે છે કે, જે દસ માણસોને ખાસ કરી અઝાબ થશે તેમાં નમાઝ છોડવાવાળો પણ હશે. તેના હાથ બાંધેલા હશે, ફરિશ્તા તેના મ્હોં અને પીઠ ઉપર ફટકા મારતા હશે, અને જન્નત કહેશે કે, મારો અને તારો કોઈ સબંધ નથી. દોઝખ કહેશે કે મારી પાસે આવી જા, હું તારા માટે છું.

અલ્લામા ઈબ્ને હજરની કિતાબ 'ઝવાજીર'માં લખ્યું છે કે, એક ઔરતનો ઈન્તિકાલ થઈ ગયો. તેના દફનમાં તેનો ભાઈ શરીક થયો. તેણીને દફન કરવામાં એક થેલી તેની કબરમાં પડી ગઈ. ત્યારે તેને ખ્યાલ ન રહ્યો, પછી તેને યાદ આવ્યું અને કબર ખોલી થેલી કાઢવાનો વિચાર કર્યો. કબરને ખોલીને જુએ છે તો આગના ભડકા ઉઠી રહ્યા છે. તે ગભરાઈને દોડતો તેની માં પાસે આવ્યો અને કિસ્સો બયાન કર્યો. તેની માંએ કહ્યું કે, તે માત્ર નમાઝ પઢવામાં સુસ્તી કરી કઝા કરી દેતી હતી. (અલ્લાહપાક દરેક મુસલમાનોને બચાવે.) *(ફઝાઈલે નમાઝ)*

અલ્લાહ તઆલા પાસે સાચા દિલથી પોતાના ગુનાહોની તૌબા કરવી જોઈએ. મૌલાની શાને કરીમી માફ કરી દે, તો તેને પૂછવા-વાળુ કોણ છે ? પણ સાચા અને ખરા દિલથી માફી ચાહનાર પણ જોઈએ ! તેની રહમતના દરવાજા તો દરેક વખતે ખુલ્લા હોય છે.

## ✻ સુન્નત અને નફલ નમાઝના મસાઈલ ✻

- નફલ નમાઝ પઢવામાં આવે ત્યારે જોઈએ તો બે-બે રક્અતની નિય્યત બાંધીને પઢે અથવા જોઈએ તો ચાર-ચાર રક્અતની નિય્યત બાંધે, પરંતુ દિવસના ચાર રક્અતથી વધારેની નિય્યત બાંધવી મકરૂહ છે. રાતના નફલ પઢવામાં છ-છ અથવા આઠ-આઠ રક્અતની નિય્યત બાંધે તો પણ દુરૂસ્ત છે. રાતના પણ આઠ રક્અતથી વધારેની નિય્યત બાંધવી મકરૂહ છે.

- જ્યારે ચાર રક્અતની નિય્યત બાંધી નફલ નમાઝ પઢવામાં આવે તેમાં બે રક્અત પઢીને જે કાએદહ કરવામાં આવે છે, તેમાં અખત્યાર છે કે, જોઈએ તો અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ અને દુઆ પઢે અથવા માત્ર અત્તહિય્યાત પઢીને ત્રીજી રક્અત માટે ઉભો થાય. ત્રીજી રક્અત પઢવામાં જોઈએ તો સના, અઉઝુ, બિસ્મિલ્લાહ પઢીને અલ્હમ્દુ શરીફ શરૂ કરે અથવા સના, અઉઝુ ન પઢતાં બિસ્મિલ્લાહ કહીને અલ્હમ્દુ શરીફ શરૂ કરે. એવી જ રીતે છ કે આઠ રક્અત પઢવામાં દર બે રક્અતે અખત્યાર છે. કારણકે નફલની દરેક બે રક્અત જુદી છે અને છેવટમાં આખરી કાએદહમાં અત્તહિય્યાત, દુરૂદ શરીફ, દુઆ પઢીને સલામ ફેરવે.

- નફલ નમાઝની નિય્યત બાંધી લીધી, તો હવે તેનું પુરૂ કરવું વાજિબ છે. જો તોડશે તો ગુનોહ થશે. અને જે નમાઝ તોડી છે, તેની કઝા પઢવી પડશે. પરંતુ નફલ નમાઝની દરેક બે રકઅત જુદી જુદી હોવાથી જો ચાર અથવા છ રક્અતની નિય્યત બાંધી હોય તો પણ બે રક્અત પુરી કરવી વાજિબ છે. ચારેય રક્અત વાજિબ થતી નથી. જો કોઈએ ચાર રક્અત નિય્યત કરી અને બે રક્અત પઢીને સલામ ફેરવી દીધી, તો કોઈ ગુનોહ નથી તથા હવે બાકી રહેલી રક્અતોની કઝા પણ વાજિબ થશે નહીં.

- જો કોઈએ ચાર રક્અત નફલની નિય્યત બાંધી અને હજી બે રક્અત

પુરી થઈ ન હતી કે નમાઝ તોડી નાંખી, તો માત્ર બે રકૂઅતની જ કઝા કરે. ત્રીજી અથવા ચોથી રકૂઅતમાં નમાઝ તોડી હોય તો પણ હવે ફક્ત બે રકૂઅતની જ કઝા કરે. પણ જો આ ચાર રકૂઅત પઢવામાં જે બે રકૂઅતો પછી વચ્ચે કાએદહ કરવામાં આવે છે, તે જો ભૂલથી રહી ગયો હોય તો હવે પુરી ચારે રકૂઅતોની કઝા પઢવી વાજિબ થશે. એટલે કે ચારેવ રકૂઅત ફરીથી પઢવી પડશે.

- ઝોહર અથવા જુમ્આની ચાર રકૂઅત સુન્નતે મુઅક્કદહ પઢવામાં જો નમાઝ તૂટી જાય અથવા બે રકૂઅત ઉપર અત્તહિય્યાત વિગેરે પઢીને પણ સલામ ફેરવી દીધી હોય, તો પણ ચારેવ રકૂઅત ફરીથી પઢવી પડશે. અને આ સુન્નતે મુઅક્કદહના પહેલા કાએદહમાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ અને દુઆ પઢવાની નથી. અને જો ભૂલથી પઢી લેશે, તો સહવનો સિજદહ પણ કરવો પડશે.
- સુન્નત અને નફલની સર્વે રકૂઅતોમાં અલ્હમ્દુ શરીફ સાથે સૂરત મેળવવી વાજિબ છે. જો ભૂલથી રહી જશે, તો સહવનો સિજદહ વાજિબ થશે.
- નફલ નમાઝ બેસીને પઢવી પણ દુરૂસ્ત છે, પરંતુ બેસીને પઢવાથી અડધો સવાબ મળે છે. માટે ઉભા થઈને પઢવી બેહતર છે. જો બીમારીને કારણે ઉભો ન રહી શકે, તો પૂરો સવાબ મળશે. ફર્ઝ, વાજિબ તથા સુન્નત જ્યાં સુધી લાચારી ન હોય, ત્યાં સુધી બેસીને પઢવુ દુરૂસ્ત નથી.
- નફલ નમાઝ ઉભા રહીને શરૂ કરી અને પછી પહેલી અથવા બીજી રકૂઅતમાં બેસી જઈને પઢે, તો પણ દુરૂસ્ત છે. એવી જ રીતે નફલ નમાઝ બેસીને શરૂ કરી અને બીજી રકૂઅતમાં ઉભા થઈને પઢે અથવા તો બેઠા બેઠા કંઈક પઢીને ઉભા થઈને પઢે, તો પણ દુરૂસ્ત છે.
- નફલ નમાઝ ઉભા ઉભા પઢતાં કોઈ કમઝોરીને કારણે થાકી

જાય, ત્યારે કોઈ લાકડી અથવા દિવાળનો ટેકો લેવો અને તેના સહારાથી ઉભા રહેવુ દુરૂસ્ત છે, મકરૂહ નથી.

- નફલ નમાઝ ઘરમાં પઢવામાં વધુ સવાબ છે.

હદીષ શરીફમાં છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે, ફર્ઝ નમાઝ સિવાય મને ઘરની નમાઝ વધુ વહાલી છે. બીજી હદીષમાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, તમારા ઘરોમાં નમાઝ પઢ્યા કરો. ફર્ઝ નમાઝ સિવાય ઘરની નમાઝ અફઝલ છે. *(ઈબ્ને ખુઝયમહ)*

વળી બીજી હદીષમાં છે કે, મસ્જિદમાં નમાઝ પઢ્યા બાદ કોઈક નમાઝ ઘરમાં પઢ્યા કરો. એ નમાઝના કારણે અલ્લાહપાક તમારા ઘરોમાં બરકત અતા ફરમાવશે. *(મુસ્લિમ શરીફ)*

- જુમ્આની સુન્નતો ઝવાલથી પહેલાં પઢવાથી અદા થશે નહીં.

*(ફતાવા ઉસ્માની : ૪૭૯/૧)*

- સુન્નતે મુઅક્કદહ ઉભા-ઉભા પઢવું મુસ્તહબ (ઉત્તમ, અફઝલ) છે, અને બેસીને પઢવી પણ જાઈઝ છે. હા, ફજરની સુન્નતો અને તરાવીહની નમાઝમાં ફુકહાએ કિરામનો મતભેદ છે. એટલે એને ઉભા-ઉભા પઢવું જોઈએ. આપણા પૂર્વજો અને આગલા બુઝુર્ગોનો અમલ સુન્નતે મુઅક્કદહ ઉભા-ઉભા પઢવાનો છે. એટલે બની શકે ત્યાં સુધી બધી સુન્નતે મુઅક્કદહ ઉભા-ઉભા પઢવી જોઈએ.

*(ફતાવા ઉસ્માની : ૪૮૪/૧)*

- ઝોહરની સુન્નતો પઢવા દરમિયાન જમાઅત ઉભી થઈ જાય અથવા જુમ્આની સુન્નતો પઢવા દરમિયાન ખુત્બો શરૂ થઈ જાય તો (૧) જો પહેલા કાએદા પહેલાં જમાઅત ઉભી થઈ ગઈ, તો પહેલા કાએદા પછી સલામ ફેરવી દે અને જમાઅતમાં શામેલ થઈ જાય. અને નમાઝ પછી ચાર રકઅત સુન્નતે મુઅક્કદહ ફરીથી પઢે. (૨) ચાર રકઅત સુન્નતની ત્રીજી રકઅતનો સિજદો કરી લીધો અને ત્યાર બાદ જમાઅત ઉભી થઈ, તો હવે સુન્નતની ચોથી રકઅત પણ પૂરી કરી લે. (૩) હજુ ત્રીજી રકઅતનો

સિજદો કર્યો નથી અને જમાઅત ઉભી થઈ ગઈ અથવા ખુત્બો શરૂ થઈ ગયો, તો હવે કિરાઅત સમેટી લે, બહુ લાંબી ન પઢે અને ચાર રકઅત પૂરી કરી લે. *(કિતાબુલ મસાઈલ : ૪૫૧-૪૫૨)*

- ઝોહરની નમાઝમાં ચાર રકઅત સુન્નતે મુઅક્કદહ ફર્ઝ નમાઝ પહેલાં પઢી ન શક્યો, તો હવે ફર્ઝ નમાઝ પઢીને પ્રથમ બે રકઅત સુન્નતે મુઅક્કદહ પઢે, ત્યાર બાદ ચાર રકઅત સુન્નતે મુઅક્કદહ પઢે. *(કિતાબુલ મસાઈલ : ૪૫૫)*
- વુઝૂના અવયવો સૂકાતા પહેલાં પહેલાં તહિય્યતુલ વુઝૂ (નમાઝ) શરૂ કરી દેવામાં આવે. કારણ કે અવયવો સૂકાય ગયા પછી એને તહિય્યતુલ વુઝૂ કહેવાશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૪૬૦)*
- અસર અને ઈશા પહેલાની ચાર રકઅત સુન્નતે ગેર મુઅક્કદહ તથા ચાર રકઅત નફલ નમાઝના પહેલા કાએદહમાં અત્તહિય્યાત પછી દુરૂદ શરીફ વગેરે પઢી શકે છે. એનાથી સહવનો સિજદો વાજિબ થશે નહીં. અને ત્રીજી રકઅતની શરૂમાં સના અને અઉઝુ-બિલ્લાહ પણ પઢી શકે છે. *(ફતાવા રહીમિય્યહ : ૧૮૮/૩)*
- જો જુમ્આનો ખુત્બો શરૂ થઈ ગયો તો તહિય્યતુલ મસ્જિદ પઢી શકે નહીં, ખુત્બો સાંભળે. *(ફતાવા રહીમિય્યહ : ૧૮૯/૩)*
- જો ઈસ્તિખારાની નમાઝ પઢવાનો સમય ન હોય તો દુઆ કરીને પણ ઈસ્તિખારો કરી શકાય છે. પૂરા ધ્યાનથી ઈસ્તિખારાની દુઆ પઢી લે. *(કિતાબુલ મસાઈલ : ૪૭૫)*
- બેહતર એ છે કે, સાત દિવસ સુધી ઈસ્તિખારો કરે. તેમ છતાં સાત દિવસમાં પણ કોઈ એક વાતને અગ્રિમતા ન મળી એટલે કે દિલ એક વાત તરફ વળ્યું નથી, તો લગાતાર ઈસ્તિખારો કરતો રહે. *(કિતાબુલ મસાઈલ : ૪૭૫)*
- ઈસ્તિખારો કર્યા બાદ જે તરફ દિલનું આકર્ષણ અને રૂચિ થઈ જાય, તેના ઉપર અમલ કરવો સારૂં છે. તેમ છતાં કોઈ માણસ

કોઈ કારણસર એનાથી વિપરીત-વિરૂદ્ધ વાત પર અમલ કરે, તો શરઈ દૃષ્ટિએ કોઈ ગુનોહ નથી. કેમકે દિલનું આકર્ષણ કોઈ એવો પુરાવો કે દલીલ નથી.

**વધુ સવાબવાળી નફલ નમાઝો :**

- **તહિય્યતુલ વુઝૂ :**

વુઝૂ કર્યા પછી બે રક્અત નફલ નમાઝ પઢવાનો ઘણો સવાબ છે. હદીષ શરીફમાં છે કે, વુઝૂ પછીની બે રક્અત તહિય્યતુલ વુઝૂ પઢવાથી જન્નત વાજિબ થઈ જાય છે. *(મુસ્લિમ)* બીજી પણ ઘણી ફઝીલત છે. જે વખતે નફલ પઢવી મકરૂહ હોય ત્યારે પઢે નહીં.

- **તહિય્યતુલ મસ્જિદ :**

જે માણસ મસ્જિદમાં દાખલ થાય, તેને માટે આ નમાઝ પઢવી સુન્નત છે. આ નમાઝનો મકસદ મસ્જિદની તઅઝીમ કરવાનો છે. મસ્જિદમાં દાખલ થયા પછી બેસવા પહેલા બે અથવા ચાર રક્અત તહિય્યતુલ મસ્જિદ પઢી લે. પરંતુ મકરૂહ વખતે પઢે નહીં. એ વખતે ચાર વખત **"સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર"** પઢે અને પછી દુરૂદ પઢે. જો મસ્જિદમાં વારંવાર જવાનું થાય તો એક વાર તહિય્યતુલ મસ્જિદ પઢવી પણ બસ છે.

જો મસ્જિદમાં દાખલ થતાં જ કોઈ ફર્ઝ નમાઝ અથવા સુન્નત નમાઝ પઢવામાં આવશે, તો તે જ ફર્ઝ અથવા સુન્નત તહિય્યતુલ મસ્જીદની જગ્યાએ થઈ જશે. એટલે કે, તેના પઢવાથી તહિય્યતુલ મસ્જિદનો સવાબ પણ મળી જશે. એવી રીતે કોઈ મસ્જિદમાં જઈને બેસી જાય અને તે પછી તહિય્યતુલ મસ્જિદ પઢે, તો એમાં પણ કોઈ વાંધો નથી. પણ બેહતર એ છે કે, બેસવા પહેલાં જ પઢી લે.

નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી કોઈ જ્યારે મસ્જિદમાં જાય, તો જ્યાં સુધી તે બે રક્અત નમાઝ પઢી ન લે ત્યાં સુધી બેસે નહીં. *(બુખારી, મુસ્લિમ)*

- **ઈશ્રાક :**

ઈશ્રાકની નમાઝનો તરીકો એ છે કે, ફજરની નમાઝ જમાઅત સાથે પઢ્યા પછી તે જગ્યા ઉપરથી ઉઠે નહીં અને તે જગ્યા ઉપર બેઠા બેઠા દુરૂદ શરીફ, ઝિક્ર કે કોઈ વઝીફહ પઢતો રહે અને અલ્લાહ તઆલાની યાદમાં લાગેલો રહે. કોઈ દુન્યવી કામ કે વાતચીત કરે નહીં. અને જ્યારે સૂર્ય નીકળી આવીને એક નેઝા બરાબર ઉંચો થઈ જાય, ત્યારે બે રક્અત અથવા ચાર રક્અત નફલ પઢે. તે નમાઝને ઈશ્રાકની નમાઝ કહે છે. આવી રીતે ઈશ્રાકની બે રક્અત નમાઝ પઢવાનો સવાબ એક હજ્જ અને એક ઉમરહનો મળે છે. *(તિરમિઝી)*

બીજી એક હદીષ શરીફમાં છે કે, ઈશ્રાકની બે રક્અત નમાઝ પઢનારના તમામ ગુનાહ માફ કરી દેવામાં આવે છે. *(અબૂ દાઉદ)* અને જો ફજરની નમાઝ બાદ કોઈ કામધંધામાં લાગી જાય, તો સૂર્ય ઉંચો થવા પછી પણ આ નમાઝ પઢી શકે છે, પરંતુ તેનો સવાબ ઓછો મળશે.

- **ચાશ્ત :**

જ્યારે સૂર્ય ઘણો ઉંચે ચઢે અને તડકામાં તેજી આવે ત્યારે ઓછામાં ઓછી બે રક્અત અથવા ચાર રક્અત પઢે. એથી વધુ આઠ અથવા બાર રક્અત પઢે, એને ચાશ્તની નમાઝ કહે છે. એનો પણ ઘણો સવાબ મળે છે. હદીષ શરીફમાં તેની ઘણી ફઝીલત આવેલી છે. ચાશ્તની બે રક્અત પઢનારના દરેક ગુનાહો બખ્શી દેવામાં આવે છે. માણસના શરીરમાં ૩૬૦ સાંધાઓ છે. તે દરેક સાંધાનો સદકો અદા કરવો લાઝિમ છે. અને આ બે રક્અત તે સર્વ સદકાઓ માટે પુરતી છે. ચાર રક્અત પઢનારનું નામ આબિદોમાં લખાય છે, અને તે સાલેહીન (નેક પૂર્વજો)ની સુન્નત છે. તેના માટે અલ્લાહપાક ફરમાવે છે કે, સાંજ સુધી તેની સંભાળની જીમ્મેદારી મારી છે. અને છ રક્અત પઢનારને દિવસભરની ચિંતાઓથી મુક્ત કરી દેવામાં આવે છે. આઠ રક્અત પઢનારનું નામ પરહેઝગારોમાં લખી દેવામાં આવે છે. અને બાર રક્અત પઢનારના માટે જન્નતમાં સોનાનો મહેલ તૈયાર કરવામાં

આવે છે. *(તિરમિઝી, ઈબ્ને માજહ, અહમદ, અબૂ યઅ્લા)*

- **અવ્વાબીન :**

મગરિબની ફર્ઝ અને સુન્નત નમાઝ પઢ્યા બાદ ઓછામાં ઓછી છ અને વધુમાં વધુ વીસ રક્અત નફલ પઢે. તેને અવ્વાબીન કહેવામાં આવે છે. એને પઢવાની પણ હદીષ શરીફમાં ઘણી ફઝીલત આવેલી છે. હદીષ શરીફમાં છે કે, ''મગરિબની નમાઝ પછી જે છ રક્અત નમાઝ પઢે અને વચ્ચે કોઈ નકામી વાત કરે નહીં, તેને બાર વર્ષ નફલ ઈબાદતનો સવાબ મળે છે.'' *(તિરમિઝી)* બીજી હદીષમાં છે કે, તેના દરેક ગુનાહો માફ કરી દેવામાં આવશે, ચાહે દરિયાના ફીણ બરાબર હોય. *(તબરાની)* અને વીસ રક્અત પઢનારા માટે જન્નતમાં ઘર બનાવી દેવામાં આવે છે. *(તિરમિઝી)*

- **તહજ્જુદ :**

અડધી રાત્રે ઉઠીને નમાઝ પઢવાનો ઘણો સવાબ છે. આ નમાઝ અલ્લાહ તઆલાની નઝદીક ઘણી મકબૂલ છે. નફલ નમાઝોમાં સૌથી વધુ સવાબ એનો મળે છે. તહજ્જુદની ઓછામાં ઓછી ચાર રક્અત અને વધુમાં વધુ બાર રક્અત છે. જો ન બને તો બે રક્અત પણ જરૂર પઢે. પાછલી રાતમાં ઉઠવાની હિંમત ન હોય તો ઈશાંની નમાઝ પછી પઢી લે. જો કે એવો સવાબ નહીં મળે. હદીષ શરીફમાં આ નમાઝની ઘણી ફઝીલત છે. હદીષ શરીફમાં છે કે, તહજ્જુદની ચાર રક્અત પઢવાનો સવાબ શબે કદ્રની ચાર રક્અત બરાબર છે. *(બયહકી)* બીજી હદીષમાં છે કે, ફર્ઝ નમાઝો પછી રાતની નમાઝ તમામ નમાઝોથી અફઝલ છે. *(મુસ્લિમ)* વળી બીજી હદીષ શરીફમાં છે કે, રાત્રિનું ઉઠવું પાછલા થઈ ગયેલા સાલેહીનની રીત છે, પરવરદિગારથી નજદીક (નિકટ) કરનાર છે, પાછલા ગુનાહનો કફ્ફારો છે અને ભવિષ્ય માટે અટકાવ છે. *(તિરમિઝી)*

હદીષ શરીફમાં છે કે, અલ્લાહ તબારક વ તઆલા પોતાના બંદાથી રાતના છેલ્લા ભાગમાં ઘણો જ નજદીક હોય છે. જો તું તે વેળા તારૂં

નામ ઝાકેરિનના લીસ્ટમાં લખાવી શકતો હોય, તો ગફલત ન કર. અર્થાત્ જો એ પ્રસંગથી કંઈક લાભ ઉઠાવવા ચાહતો હોય તો લાભ ઉઠાવી લે. *(તિરમિઝી શરીફ)*

બીજી એક હદીષમાં છે કે, અલ્લાહ તઆલા તે બંદા ઉપર રહમત નાઝિલ કરે છે, જે પાછલી રાત્રે નમાઝ માટે ઉઠે છે. અને પોતાની પત્નિને પણ જગાડે છે. જો પત્નિ ઉઠતી ન હોય, તો તેના મોઢા ઉપર પાણી છાંટે છે. અલ્લાહ તઆલા તે સ્ત્રી ઉપર રહમત નાઝિલ કરે છે, જે પાછલી રાત્રે ઉઠે છે અને પોતાના પતિને પણ જગાડે છે. જો પતિ ઉઠતો ન હોય તો તેના મોઢા ઉપર પાણી છાંટી તેને જગાડે છે.

*(અબૂ દાઉદ, નસાઈ, ઈબ્ને હબ્બાન)*

હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, દરેક નમાઝોમાંથી અલ્લાહપાકને હઝરત દાઉદ (અલૈ.)ની નમાઝ પસંદ છે. એમની નમાઝની રીત એ હતી કે, અડધી રાત ઉંઘ લેતા હતા અને રાતનો ત્રીજો ભાગ ઈબાદત કરતા હતા. અને ઈબાદત પછી ફરી રાતના છઠ્ઠા ભાગમાં આરામ ફરમાવતા હતા. *(બુખારી, મુસ્લિમ)* આ ઉપરાંત તહજ્જુદની નમાઝની ફઝીલતમાં ઘણી હદીષો બયાન થઈ છે.

અલ્લાહ તઆલા દરરોજ રાતના આખરી હિસ્સામાં આસ્માની દુનિયામાં આવીને ફરમાવે છે કે, ''છે કોઈ માંગવાવાળો કે તેનો સવાલ પૂરો કરવામાં આવે, છે કોઈ મગફિરત ચાહનાર કે તેને બખ્શી દેવામાં આવે.'' તે વખતે ખાસ કરીને તેની રહમતના દ્વાર ખુલ્લા હોય છે. અને દુઆની કબૂલિયતનો પણ ખાસ વખત છે.

- **સલાતુત્તસ્બીહ :**

આ નમાઝ ચાર રક્અત પઢવી મુસ્તહબ છે. એ ચાર રક્અતમાં ૩૦૦ તસ્બીહ પઢવાની છે. અને તેનો ઘણો સવાબ છે. તેના માટે હદીષ શરીફમાં બે રીતો છે. પહેલી જે રીત તિરમિઝી શરીફમાં હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક (રહ.)ની રિવાયતમાં છે, તેનો પઢવાનો તરીકો આ પ્રમાણે છે કે, પહેલી રક્અતમાં સના પઢ્યા પછી અને

અલ્હમ્દુ શરીફથી પહેલાં પંદર વખત **"સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર"** પઢે. પછી અલ્હમ્દુ અને સૂરત પઢ્યા પછી ૧૦ વાર આ જ તસ્બીહ પઢે. ફરી રુકૂઅમાં રુકૂઅની તસ્બીહ પઢ્યા પછી મજકૂર તસ્બીહ ૧૦ વાર પઢે. ફરી કવમહમાં 'રબ્બના લકલ હમ્દ' કહી લીધા પછી ૧૦ વાર પઢે. ફરી સિજદહમાં સિજદહની તસ્બીહ પઢ્યા બાદ મજકૂર તસ્બીહ ૧૦ વાર પઢે. ફરી જલ્સામાં આ તસ્બીહ ૧૦ વાર પઢે. ફરી બીજા સિજદહમાં પહેલા સિજદહની જેમ ૧૦ વાર તસ્બીહ પઢે. આ રીતે એક રક્અતમાં ૭૫ વખત તસ્બીહ થઈ. આવી રીતે ચાર રક્અતોમાં ૩૦૦ તસ્બીહ પઢે.

બીજી રિવાયતમાં જે હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી નકલ છે, તેની રીત આ પ્રમાણે છે કે, સના, અલ્હમ્દુ શરીફ અને સૂરત પઢી રહ્યા પછી રુકૂઅથી પહેલાં ૧૫ વખત મજકૂર તસ્બીહ પઢે. પછી રુકૂઅમાં, કવમહમાં, સિજદહમાં, ફરી જલ્સામાં, ફરી બીજા સિજદહમાં ઉપર પ્રમાણે જ મજકૂર તસ્બીહ ૧૦ વાર પઢે. અને બીજો સિજદહ કરી બેસે અને તેમાં ૧૦ વાર મજકૂર તસ્બીહ પઢીને બીજી રક્અત માટે ઉભા થાય. એવી રીતે એક રક્અતમાં ૭૫ વખત તસ્બીહ પઢે. અને બીજી રક્અતમાં કાએદહમાં બેસે ત્યારે પ્રથમ ૧૦ વાર તસ્બીહ પઢ્યા પછી અત્તહિય્યાત પઢે. આવી રીતે આ બન્ને તરીકા સલાતુત્તસ્બીહ પઢવાના છે. એમાં માત્ર તફાવત એટલો જ છે કે, પહેલી રિવાયતથી કિયામમાં બે વખત મળીને ૨૫ વાર તસ્બીહ પઢાય છે. પંદર (૧૫) વાર અલ્હમ્દુ શરીફના પહેલાં અને ૧૦ વાર કિરાઅતના પછી. અને બીજી રીતમાં કિયામમાં કિરાઅત પછી ૧૫ વાર અને બીજા સિજદા પછી બેસીને ૧૦ વાર પઢીને ઉભા થવાનું છે. આપણા હનફી મુહક્કિક બુઝુર્ગોએ પહેલો તરીકો વધુ પસંદ ફરમાવ્યો અને બેહતર કહ્યો છે. પરંતુ બન્ને તરીકાથી પઢવું હદીષ શરીફથી સાબિત છે. એમાં ચારેવ રક્અતમાં સૂરત પઢવી કોઈ ખાસ

મુકર્રર નથી. જોઈએ તે પઢી શકે છે. અને તેના પઢવાના માટે ખાસ કોઈ વખત મુકર્રર નથી. જ્યારે જોઈએ ત્યારે પઢી લે. મકરૂહ વખતે અને જે વખત નફલ પઢવી મકરૂહ હોય તે વખતે પઢે નહીં. જો આ નમાઝમાં સહવ થઈ જાય, તો સહવનો સિજદહ કર્યા પછી તસ્બીહ પઢે નહીં. કારણકે દરેક રક્અતમાં ૭૫ વખત જ તસ્બીહ પઢવાની છે. કોઈ રુકનમાં તસ્બીહ પઢવાનું ભૂલી જવાય તો બીજા રુકનમાં એટલી વધુ પઢી લે. અને જો રુકૂઅમાં ભૂલી જાય, તો કવમહમાં વધુ ન પઢે, પણ નાના રુકનમાં પઢવા કરતાં પહેલાં સિજદહમાં એટલી તસ્બીહ વધુ પઢી લે. એવી રીતે દરેક રક્અતમાં ૭૫ વાર તસ્બીહ પુરી કરી લે. તસ્બીહને આંગળીઓ પર ગણે નહીં, પણ આંગળી દબાવીને યાદ રાખે.

હદીષમાં આ નમાઝની ઘણી ફઝીલત આવી છે. આ નમાઝના સવાબ માટે હુઝૂર (સલ.)એ પોતાના કાકા હઝ. અબ્બાસ (રદી.)થી ફરમાવ્યું : આ ચાર રકાત નમાઝ (સલાતુત્તસ્બીહ) પઢવાથી અલ્લાહ પાક તમારા આગલા-પાછલા, નાના-મોટા, છૂપા અને જાહેર, જાણે-અજાણે કરેલા સર્વે ગુનાહ માફ કરી દેશે. અને ફરમાવ્યું કે, આ નમાઝ રોજ પઢ્યા કરો. અને જો રોજ ન બની શકે તો જુમ્આના દિવસે પઢી લો અને જુમ્આના ન બની શકે તો મહિનામાં એક વખત પઢી લેશો અને જો એ પણ ન બની શકે તો વર્ષમાં એક વાર પઢી લેશો. જો એ પણ અશક્ય હોય તો આખી ઝિંદગીમાં એક વાર તો એ નમાઝને પઢી લેજો.

આ તસ્બીહ સાથે **"લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યીલ અઝીમ"** પણ મેળવીને પઢવાથી એનો સવાબ ઘણો વધી જશે. આ પઢવા માટે ઘણા સહાબા (રદી.)થી રિવાયત છે.

આ નમાઝ બની શકે તો રોજ પઢે, અને ન બને તો જુમ્આના દિવસે જરૂર પઢે. કેમકે જુમ્આના દિવસની ઘણી ફઝીલત છે. અને મોટી (ફઝીલતવાળી) રાતોમાં ખાસ કરીને બીજી નફલ નમાઝો સાથે આ નમાઝ પઢવાનું ભૂલવું ન જોઈએ. એક તો મોટી રાતની બરકત

અને આ નમાઝની ફઝીલત, આ બન્નેના સબબથી પણ આપણા ગુનાહોની મગફિરતનું કારણ બની જાય. અલ્લાહ તઆલાની શાને કરીમી તો બક્ષિસના માટે હર વખત બહાનું શોધે છે, બલ્કે તેની રહમતના દરવાજા હર વખત ખુલ્લા હોય છે.

**તુ વોહ દાતા હય કે દેને કે લીએ**
**દર તેરી રહમતકે હંય હર દમ ખુલે**

અને જ્યારે કોઈ દુનિયાને છોડીને અલ્લાહ તઆલાના દરવાજા પર જઈ પડે છે, તો પછી તેના નવાજવામાં શું કમી હોઈ શકે ? અને તેના ભરપૂર ખજાનાનું તો પૂછવું જ શું ?

- **ઈસ્તિખારાની નમાઝ :**

જ્યારે કોઈ કામ કરવાનો વિચાર હોય ત્યારે અલ્લાહ તઆલાથી સલાહ લે. અને એ સલાહ લેવાને ઈસ્તિખારો કહે છે. હદીષ શરીફમાં એની ઘણી તરગીબ આવી છે, એટલે કે શોખ અપાયો છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, માણસની ખુશનસીબી એ છે કે, જ્યારે કોઈ કામ કરવાનો ઈરાદો કરે તો ઈસ્તિખારો કરી લે. આપ (સલ.)એ ફરમાવ્યું કે, ઈસ્તિખારો ન કરવો એટલે કે અલ્લાહ તઆલાથી સલાહ ન લેવી, બદબખ્ત્રી અને કમનસીબીની વાત છે.

ઈસ્તિખારાનો મતલબ પોતાના કોઈ કામની તલબેખૈર અને બરકતની અલ્લાહ તઆલાથી ચાહના કરવી અને તેની ભલાઈ જાણવા પોતાના નફસ અને દિલને પરવરદિગારના દરબારમાં પેશ કરવું અને તેને હવાલે કરવું. ઈસ્તિખારો કરીને જે કામ કરવામાં આવે છે, તેમાં એક રીતે તે કામ માટે દુઆ પણ થઈ જાય છે.

જ્યારે કોઈ કામ કરવું હોય, જેમકે કોઈ સગાઈ કરવી હોય અથવા શાદી કરવી હોય, કોઈ સફર કરવો હોય, કોઈ ધંધો કરવો હોય અથવા કોઈ બીજું કામ હોય તો ઈસ્તિખારો કરીને તે કામ કરે. ઈન્શાઅલ્લાહ તે કામ અંજામની રૂએ બેહતર થશે.

ઈસ્તિખારાની નમાઝનો તરીકો એ છે કે, પ્રથમ બે રક્અત નફલ નમાઝ પઢે. તે પછી સારી રીતે દિલ લગાડીને આ દુઆ પઢે : **અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરૂક બિઈલ્મિક વ અસ્તકદિરૂક બિ કુદરતિક વ અસ્અલુક મિન ફદલિકલ અઝીમ. ફઈન્નક તકદિરૂ વલા અકદિરૂ, વ તઅલમુ વલા અઅ્લમુ, વ અન્ત અલ્લામુલ ગુયૂબ, અલ્લાહુમ્મ ઈન કુન્ત તઅ્લમુ અન્ન હાઝલ અમ્ર ખયરૂલ્લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમરી ફકદિરહુ વ યસ્સિરહુલી સુમ્મ બારિકલી ફીહિ, વ ઈન કુન્ત તઅ્લમુ અન્ન હાઝલ અમ્ર શરરૂલ્લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમરી ફસરિફહુ અન્ની વ અસરિફની અન્હુ વ અકદિર લિયલ ખયર હયસુ કાન સુમ્મ અરદિની બિહી.**

**અર્થ :** અય અલ્લાહપાક ! હું તારા જાણવાના લીધે તારી પાસેથી ભલાઈ ચાહું છું. અને તારી શક્તિના લીધે તારાથી (સારા કામની) શક્તિ માંગું છું અને તારા મોટા ફઝલના લીધે તારાથી માંગણી કરૂં છું. કારણકે ખરેખર તું જ શક્તિવાન છે, અને હું શક્તિ રાખતો નથી. તું જાણે છે અને હું જાણતો નથી. તું છૂપી ચીઝને સારી રીતે જાણનાર છે. હે અલ્લાહપાક ! જો તારા ઈલ્મમાં આ કામ મારા માટે દીન તથા દુનિયામાં અને મારા કામના અંજામમાં બેહતર હોય, તો મારા માટે તેને તજવીજ ફરમાવ, અને તેને મારા માટે આસાન કર, ફરી તેમાં મને બરકત આપ. અને જો તારા ઈલ્મમાં આ કામ મારા માટે દીન-દુનિયામાં અને કામના અંજામની રૂએ આખરમાં બુરાઈ છે, તો તું તેને મારાથી દૂર રાખ અને મને તેનાથી દૂર રાખ, અને જે મારા લાભ માટે હોય તે તજવીજ ફરમાવ અને તેના પર મને ખુશ રાખ.

જ્યારે **હાઝલ અમર** ઉપર પહોંચે, તો તેને પઢતી વેળા જે કામ માટે ઈસ્તિખારો કરવા ચાહે છે, તે કામનું ધ્યાન કરે. તે પછી પાક-સાફ બિછાના ઉપર કિબ્લા તરફ મોઢુ કરીને વુઝૂ સાથે સુએ. જ્યારે સૂઈને ઉઠે ત્યારે તે વખતે જે વાત દિલમાં મજબૂતાઈથી આવે તે જ

બેહતર છે. અને તેને કરવું જોઈએ.

એક દિવસમાં કંઈ ન જણાય અને દિલની ફિકર અને દગદગો જાય નહિં, તો બીજે દિવસે ફરી ઈસ્તિખારો કરે. એવી રીતે સાત દિવસ સુધી કરે. ઈન્શાઅલ્લાહ જરૂર એ કામની ભલાઈ-બુરાઈ જણાય આવશે.

- **નમાઝે હાજત :**

હદીષ શરીફમાં આવ્યું છે કે, પોતાની કોઈપણ જરૂરિયાત અલ્લાહ તઆલાથી તલબ કરવી અને પોતાના કોઈપણ કામ માટે તેમજ બીજા કોઈથી કોઈ મદદની જરૂર હોય ત્યારે પણ તે કામ પુરૂ થવાની હાજતને અલ્લાહ તઆલાના દરબારમાં પેશ કરવામાં આવે, અને તે માટે તેનાથી જ મદદ માંગવામાં આવે. આ નમાઝ પઢી રહ્યા બાદ દુઆ કરવામાં આવે.

હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જેને કોઈ હાજત અલ્લાહ તઆલાથી હોય અથવા કોઈ બંદાથી હોય, તો તેને જોઈએ કે સારી રીતે વુઝૂ કરે, પછી બે રક્અત નમાઝ પઢે. પછી અલ્લાહ તઆલાની હુઝૂરમાં તેની હમ્દ એટલે કે તારીફ અને સિફતો બયાન કરે. પછી દુરૂદ શરીફ પઢીને આ દુઆ પઢે : **લા ઈલાહ ઈલ્લલ્લાહુલ હલીમુલ કરીમ, સુબ્હાનલ્લાહિ રબ્બિલ અર્શિલ અઝીમ, વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. અસ્અલુક મુજિબાતિ રહમતિક વ અઝાઈમ મગફિરતિક, વલ ગનિમત મિન કુલ્લિ બિર્રિવ વસ્સલામત મિન કુલ્લિ ઈસ્મીન, લા તદઅલી ઝમ્બન ઈલ્લા ગફરતહુ વલા હમ્મન ઈલ્લા ફર્રજતહુ વલા હાજતન હિય લક રિદન ઈલ્લા કદયતહા યા અરહમર્રાહિમીન.**

- **તૌબાની નમાઝ :**

જ્યારે કોઈ શરીઅત વિરૂદ્ધ ગુનાહનું કામ થઈ જાય, તો બે રક્અત નફલ નમાઝ પઢી અલ્લાહ તઆલાની સામે સારી રીતે આજીજી કરીને તે કામથી તૌબા કરે અને પોતાના એ કાર્ય પર પશ્ચાતાપ

કરે. અલ્લાહપાકથી માફી માંગે અને ભવિષ્ય માટે પાકો નિશ્ચય કરે કે, હું હવે આ કામ કદી કરીશ નહીં. આથી તે ગુનોહ અલ્લાહ તઆલાના ફઝલથી માફ થઈ જશે. *(શામી)*

અમીરૂલ મુઅમિનીન હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.) બયાન કરે છે કે, સરવરે કાએનાત (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે કોઈ માણસથી ગુનોહ થઈ જાય, તો તેણે તરત વુઝૂ કરી બે રક્અત નમાઝ પઢી લેવી જોઈએ, અને નમાઝ બાદ ઈસ્તિગફાર કરી લે, તો અલ્લાહ તઆલા એના ગુનાહો માફ કરી દે છે. પછી આપ (સલ.)એ આ આયત પઢી : **"વલ્લઝીન ઈઝા ફઅલુ ફાહિશતન અવઝલમુ અન્ફુસહુમ ઝકરૂલ્લાહ ફસ્તગફરૂ લિઝુનૂબિહિમ વ મંય્યગફિરૂઝ ઝુનૂબ ઈલ્લલ્લાહ."** *(અબૂ દાઉદ)*

**અર્થ** : તે લોકો, જેઓ ગુનાહ કરી બેસે છે અથવા પોતાના ઉપર ઝુલ્મ ગુઝારે છે, પછી અલ્લાહપાકને યાદ કરે છે અને પોતાના ગુનાહોની માફી ચાહે છે, તો અલ્લાહ તઆલા સિવાય કોણ ગુનાહોને માફ કરી શકે છે ?

## ❊ જનાઝાની નમાઝ ❊

### જનાઝાની નમાઝના ફર્ઝો, સુન્નતો અને રીત :

જનાઝાની નમાઝમાં બે ચીઝો ફર્ઝ છે : (૧) ચાર વખત તકબીર "અલ્લાહુ અકબર" કહેવું. (૨) કિયામ એટલે કે ઉભા રહીને નમાઝ પઢવી. જેવી રીતે ફર્ઝ અને વાજિબ નમાઝોમાં કિયામ ફર્ઝ છે. અને આ નમાઝમાં રુકૂઅ, સિજદહ કે કાએદહ નથી.

જનાઝાની નમાઝમાં ત્રણ ચીજો સુન્નત છે : (૧) અલ્લાહપાકની હમ્દ કરવી (સના પઢવી). (૨) હુઝૂર (સલ.) પર દુરૂદ પઢવું અને (૩) મય્યિત માટે દુઆ કરવી.

જનાઝાની નમાઝ ફર્ઝે કિફાયહ છે. જમાઅત એમાં શર્ત (ફર્ઝ) નથી. જો એકલો માણસ પણ જનાઝાની નમાઝ પઢી લેશે, તો પણ

ફર્ઝ અદા થઈ જશે, પછી તે બાલિગ મર્દ હોય અથવા ઔરત. પણ અહીં જમાઅતની વધારે જરૂર છે. એટલા માટે કે, આ મય્યિત માટે દુઆ છે. અને કેટલાક મુસલમાનોનું ભેગા થઈને અલ્લાહપાકની જનાબમાં દુઆ કરવી એક ખાસ અસર ધરાવનારી વસ્તુ છે. જેથી અલ્લાહપાકની રહમત અને દુઆની કબૂલિયત તરત થાય છે.

જનાઝાની નમાઝ પઢવાની રીત એ છે કે, મસ્જિદ સિવાય બીજી કોઈ જગ્યાએ મય્યિતને પોતાની આગળ રાખી કિબ્લા સામે મોઢુ કરી વુઝૂની સાથે નમાઝ માટે સફ બાંધી ઉભા થવું. જો માણસો વધારે હોય તો ત્રણ, પાંચ અથવા સાત સફો બનાવવી સારી છે. ઈમામ મય્યિતની છાતી સામે બરાબર ઉભા રહે. દરેક લોકો જનાઝાની નમાઝની નિય્યત આ પ્રમાણે કરે કે, ''હું આ જનાઝાની નમાઝ મય્યિત માટે દુઆ કરવા પઢું છું, વાસ્તે અલ્લાહ તઆલાના, આ ઈમામની પાછળ'' પછી ઈમામ મોટેથી અને મુક્તદી ધીમેથી તકબીર ''અલ્લાહુ અકબર'' કહે અને બન્ને હાથ કાનો સુધી ઉઠાવી દુંટી નીચે બાંધી લે. ઈમામ તથા મુક્તદી ધીમેથી સના (સુબ્હાન કલ્લાહુમ્મ) પૂરી પઢે. તેમાં **'વતઆલા જદુક'** પછી **'વ જલ્લ સનાઉક'** પણ પઢી લે તો બેહતર છે. ફરી ઈમામ મોટેથી અને મુક્તદી ધીમેથી બીજી તકબીર ''અલ્લાહુ અકબર'' હાથ ઉઠાવ્યા વગર કહે. તે પછી દુરૂદ શરીફ પઢે, જે નમાઝના આખરી કાએદહમાં અત્તહિય્યાત પછી દુરૂદે ઈબ્રાહીમ પઢવામાં આવે છે, તે પઢે તો વધારે સારૂં છે. અને દુરૂદ પઢવા પછી બીજી તકબીરની જેમજ ત્રીજી તકબીર કહે અને હાથ ઉઠાવે નહીં. તકબીર કહેવા પછી મય્યિત માટે દુઆ કરે. જો મય્યિત બાલિગ પુરૂષ અથવા સ્ત્રી હોય તો આ દુઆ પઢે :

**અલ્લાહુમ્મગફિર લિહય્યિના વ મય્યિતિના વ શાહિદિના વ ગાઈબિના વ સગીરિના વ કબીરિના વ ઝકરિના વ ઉન્સાના અલ્લાહુમ્મ મન અહ્યયતહુ મિન્ના ફ અહ્યિહી અલલ ઈસ્લામ, વમન તવફ્ફયતહુ મિન્ના ફ તવફ્ફહુ અલલ ઈમાન.**

**અર્થ :** અય અલ્લાહપાક ! અમારા જીવતાઓને અને મરણ પામેલાઓને, અને હાજર રહેલાઓને અને ગેરહાજર રહેલાઓને, નાનાઓને અને મોટાઓને, પુરૂષોને અને સ્ત્રીઓને બખ્શી દે. હે અલ્લાહપાક ! અમારામાંથી જેને તું જીવતો રાખે, તેને ઈસ્લામ પર જીવતો રાખજે અને જેને તું મૌત આપે, ઈમાન સાથે મૌત આપજે.

જો નાબાલિગ છોકરાની મય્યિત હોય તો આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اجْعَلْهُ لَنَا فَرَطًا، وَّاجْعَلْهُ لَنَا اَجْرًا وَّذُخْرًا،
وَّاجْعَلْهُ لَنَا شَافِعًا وَّمُشَفَّعًا ط

**"અલ્લાહુમ્મજ અલહુ લના ફરતંવ વ જ્અલ્હુ લના અજરંવ વ ઝુખરંવ વ જઅલ્હુ લના શાફિઅંવ વ મુશફ્ફઆ."**

**અર્થ :** અય અલ્લાહપાક ! આ બાળકને અમારા માટે છૂટકારા (નજાત)નો પહેલાથી વસીલો બનાવ. અને (એની જુદાઈની મુસીબત) અમારા માટે બદલો અને પુંજી બનાવ અને એને અમારી શફાઅત કરનાર અને શફાઅત કબૂલ થયેલો બનાવ.

જો મય્યિત નાબાલિગ છોકરીની હોય તો પણ એ જ દુઆ પઢે. પરંતુ તેમાં એટલો ફેર કરો કે, **"જઅલ્હુ"**ના બદલે **"જઅલ્હા"** અને **"શાફિઅંવ વ મુશફ્ફઆ"**ની જગ્યાએ **"શાફિઅતંવ વ મુશફ્ફઅહ"** પઢે.

દુઆ પઢી લીધા પછી ચોથી તકબીર કહે અને હાથ ઉઠાવે નહીં. ચોથી તકબીર પછી સલામ ફેરવી દે. જેવી રીતે નમાઝમાં સલામ ફેરવવામાં આવે છે. આ જનાઝાની નમાઝમાં અત્તહિય્યાત અને કુર્આન શરીફ વિગેરે પઢવાનું નથી.

નમાઝથી ફારિગ થઈને તરત જ જનાઝાને લઈ જવું જોઈએ. ચાલતાં ચાલતાં કલિમહ વિગેરે પઢે, તો મનમાં પઢે. જોરથી પઢવું મકરૂહ છે. આ મય્યિતની પહેલી મંઝીલ છે. એ જ પ્રમાણે આપણે પણ આપણા માટે કબર, હિસાબ-કિતાબ અને જગતની અસ્થિરતા પ્રત્યે ધ્યાન ધરવું જોઈએ, અને દિલમાં મય્યિત માટે બખ્શિશ અને હિસાબની આસાની માટે દુઆ કરતા રહેવું જોઈએ. પછી કબ્રસ્તાનમાં પહોંચીને મય્યિતને દફન કરે.

મય્યિતને કબરમાં મૂકતી વખતે **"બિસ્મિલ્લાહિ વઅલા મિલ્લતિ રસૂલિલ્લાહ"** કહેવું મુસ્તહબ છે. મય્યિતને કબરમાં મૂકી જમણી બાજુ (કિબ્લહ તરફ)એ તેનું મોઢુ કરી દેવું સુન્નત છે. અને કબરમાં (મય્યિતને દફન કરવામાં) મટોડી નાંખતી વખતે મુસ્તહબ એ છે કે, માથા તરફથી નાંખવાની શરૂઆત કરે. દરેક જણ પોતાના બન્ને હાથો ભરીને માટી કબરમાં નાખે. પહેલી વખતે **'મિન્હા ખલક્નાકુમ'** પઢે, બીજી વખતે **'વ ફીહા નુઈદુકુમ'** પઢે અને ત્રીજી વખતે **'વ મિન્હા નુખરિજુકુમ તારતન ઉખરા'** પઢે. દફન કર્યા પછી થોડી વાર કબર પાસે ઉભા રહેવું અને મય્યિતના માટે દુઆએ મગફિરત માંગવી અથવા કુર્આન મજીદ(માંથી કંઈક) પઢીને તેનો સવાબ પહોંચાડવો મુસ્તહબ છે. કબર પર માટી નાંખ્યા પછી તેના ઉપર પાણી છાંટવું મુસ્તહબ છે. જનાઝાની સાથે જવું, જનાઝાની નમાઝ પઢવી અને મય્યિત માટે દુઆ કરવી ઘણો સવાબ છે. અને તેમાં શરીક થનાર અને મય્યિત બન્ને માટે હદીષમાં ઘણી ફઝીલત બયાન થઈ છે.

હદીષ શરીફમાં છે કે, જે કોઈ માણસ મુસલમાનના જનાઝામાં સવાબની નિય્યતથી શરીક થાય અને તેની જનાઝાની નમાઝ પઢે, તો તેને એક 'કિરાત' બરાબર સવાબ મળે છે. અને જે નમાઝ પછી દફનક્રિયામાં પણ શામેલ થાય છે, તેને બે કિરાત બરાબર સવાબ મળે છે. દરેક કિરાત ઉહદના પહાડ બરાબર છે. *(બુખારી, મુસ્લિમ)*

બીજી એક હદીષ શરીફમાં છે કે, જે જનાઝાની નમાઝમાં

અલ્લાહપાકની સાથે શિર્ક ન કરવાવાળા ચાલીસ માણસો (મુસ્લિમ) શામેલ થાય છે, તો અલ્લાહપાક તેને બખ્શી આપે છે. અને તેમની શફાઅત કબૂલ કરી લે છે. *(મુસ્લિમ શરીફ)*

હદીષ શરીફમાં છે કે, જે મય્યિત ઉપર ત્રણ સફો જનાઝાની નમાઝ પઢે છે, તેના ઉપર જન્નત વાજિબ થઈ જાય છે. *(અબૂ દાઉદ)*

આ સિવાય હદીષ શરીફમાં છે કે, નબીએ કરીમ (સલ.) પોતે પણ મય્યિતની દફનક્રિયા પછી તેના માટે ઈસ્તિગફાર કરતા હતા. અને લોકોને પણ ફરમાવતા હતા કે, એ વખત હિસાબનો છે. તમારા ભાઈ માટે અડગતાની દુઆ માંગો અને મગફિરત ચાહો. *(અબૂ દાઉદ)* અને આપ (સલ.)એ ફરમાવ્યું કે, તમારા મુડદાઓની ભલી વાતો બયાન કરો, અને બુરાઈ કરવાથી જીભને બંધ રાખો. *(અબૂ દાઉદ)* વધુમાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ મય્યિતના માટે ચાર, ત્રણ અથવા બે માણસો પણ સારો કહી દે, તો અલ્લાહ તઆલા તેને બખ્શી દે છે. *(બુખારી શરીફ)*

## જનાઝાની નમાઝ
## અને કફન-દફનના મસાઈલ

- ઈન્તિકાલ પછી બની શકે એટલુ વહેલા દફનાવવાની કોશિશ કરવી જોઈએ. આજકાલ સગા-વ્હાલાઓની રાહ જોવામાં સવારની સાંજ અને સાંજની સવાર કરવામાં આવે છે. આ રીતે રાહ જોઈને મોડું કરી મય્યિતને રોકી રાખવી બેહતર નથી.

  *(કિતાબુલ ફતાવા : ૧૪૦/૩)*

- આજકાલ ગુસ્સામાં લોકો પોતાની ઔલાદ અથવા કોઈક વ્યક્તિને એમ કહે છે : "મારા પરવા પછી મારી મય્યિત પર આવતો નહીં" અથવા "મારા જનાઝાને અડતો નહીં" તો આ બધા ગુસ્સાના શબ્દો છે. એનો કોઈ એતેબાર કરવામાં આવશે નહીં. એના જનાઝાની નમાઝમાં શરીક થવું જોઈએ. બલ્કે એના માટે ખાસ દુઆ કરવી જોઈએ, જેથી એની જીંદગીમાં આ વ્યક્તિથી

કોઈ તકલીફ પહોંચી હોય તો બની શકે છે કે એના મૃત્યુ બાદ આ વ્યક્તિના દુઆનો અમલ કંઈક અંશે એને મિટાવી દે.

*(કિતાબુલ ફતાવા : ૧૪૨/૩)*

- સૌથી સારી વાત એ છે કે, મય્યિતને એના નજીકના સગા-વ્હાલા ગુસલ આપે. હા, જો સગા-વ્હાલા ગુસલની રીત (પધ્ધતિ)થી વાકેફ (જાણકાર) ન હોય, તો પછી કોઈ બીજો માણસ પણ ગુસલ આપી શકે છે, જે દીનદાર અને મસ્અલાઓથી વાકેફ હોય. બેહતર એ છે કે, ગુસલ આપનાર વુઝૂની હાલતમાં હોય.

*(કિતાબુલ મસાઈલ : ૫૪૬)*

- ગુસલ આપવાવાળો પોતાની નજીક કોઈ ખુશ્બૂ (અગરબત્તી) મૂકે. જે જગ્યાએ ગુસલ આપવામાં આવે ત્યાં પરદો કરે. ગુસલ આપવાવાળો અને તેને મદદ કરનાર સિવાય વધારાના માણસો બિલ્કુલ ન હોવા જોઈએ. મય્યિતના વાળમાં કાંસકી ન કરવામાં આવે, નખ પણ કાપવામાં ન આવે અને વાળ પણ કાપવામાં ન આવે. *(કિતાબુલ મસાઈલ : ૫૪૯)*

- મય્યિતને ઈસ્તિન્જો હાથીયા પહેરીને કરાવવો જરૂરી છે.

*(કિતાબુલ મસાઈલ : ૫૫૧)*

- બુટ-ચપ્પલ પહેરીને અથવા કાઢીને એના ઉપર પગ મૂકીને નમાઝ પઢવામાં બુટ-ચપ્પલનું પાક હોવું જરૂરી છે. બુટ-ચપ્પલ પાક હશે, તો નમાઝ થઈ જશે. નહીંતર નમાઝ સહીહ થશે નહીં.

*(ફતાવા રહીમિય્યહ : ૫૦૦/૩)*

- નમાઝ પઢાવનાર નેક, દીનદાર છે, પરંતુ તે ઉભો રહી શકતો નથી, તો જો તે બેસીને નમાઝ પઢાવશે, તો પણ નમાઝ સહીહ થઈ જશે. *(ફતાવા રહીમિય્યહ : ૫૨૩/૩)*

- જનાઝાને ખામોશીથી લઈ જવાનો હુકમ છે. હદીષ શરીફમાં છે કે, જનાઝો લઈ જતી વખતે ખામોશ અને ચૂપચાપ રહેવું અલ્લાહ તઆલાને ખૂબ પસંદ છે. એટલા માટે કલિમહ વગેરે જોરથી

પઢવામાં ન આવે. આહિસ્તા અને ધીમા અવાજે (દિલમાં) પઢે તો જાઈઝ છે, નહીંતર મકરૂહ છે. *(ફતાવા રહીમિય્યહ : ૫૩૬/૩)*

- અમૂક લોકો કફન પર પણ અત્તર લગાવે છે, જે સહીહ નથી. અત્તર મય્યિતના માથા અને દાઢી પર અને કપૂર ફક્ત મય્યિતના સિજદાના અવયવો પર લગાવવાનો હુકમ છે.
*(કિતાબુલ મસાઈલ : ૫૫૮)*
- જનાઝા પર આયતુલ કુર્સી અથવા યાસીન શરીફ લખેલી ચાદર નાખવી એહતેરામની વિરૂદ્ધ અને નાજાઈઝ છે.
*(કિતાબુલ મસાઈલ : ૫૫૮)*
- જનાઝાની નમાઝ વખતે જનાઝો ઉલટો મૂકાય જાય એટલે કે જે બાજુ પગ હોવા જોઈએ એ બાજુ માથુ અને જે બાજુ માથુ હોવું જોઈએ એ બાજુ પગવાળો ભાગ મૂકાય જાય, તો હવે જ્યારે જનાઝાની નમાઝ પઢી લીધા પછી ખબર પડે તો કોઈ વાંધો નથી. નમાઝ ફરી પઢવાની જરૂરત નથી. હા, જાણી જોઈને આમ કરવું મકરૂહ છે. *(ફતાવા રહીમિય્યહ : ૪૯૩/૩)*
- મય્યિતને સુન્નત તરીકા મુજબ અત્તર અને કપૂર લગાવવામાં આવે, સૂરમો લગાવવામાં ન આવે. *(ફતાવા રહીમિય્યહ : ૫૪૩/૩)*
- સ્ત્રીનો ઈન્તિકાલ થઈ જાય અને તેનો પતિ હયાત હોય તો સ્ત્રીના કફનની જવાબદારી પતિના શિરે છે. અને જો પતિ હયાત ન હોય, તો સ્ત્રીએ છોડેલ માલ-મિલ્કતમાંથી કફન આપવામાં આવે. આજકાલના રિવાજ પ્રમાણે સ્ત્રીના કફનની જવાબદારી એના માં-બાપ કે ભાઈઓ વગેરે ઉપર નથી. *(ફતાવા રહીમિય્યહ : ૫૪૪/૩)*
- કબર ઉપર નામની તખ્તી વગેરેથી મર્હુમને કોઈ ફાયદો કે સવાબ નથી. સવાબ અને મય્યિતનો ફાયદો એમાં છે કે, પોતાની યથા-શક્તિ મુજબ ગરીબોની મદદ કરે અથવા લોકહિત (રિફાહે આમ)નું કોઈ કામ કરવામાં આવે. *(ફતાવા રહીમિય્યહ : ૫૪૫/૩)*

- હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જેણે મસ્જિદમાં જનાઝાની નમાઝ પઢી, એના માટે કોઈ સવાબ નથી. એટલા જ માટે ઈમામ અબૂ હનીફા (રહ.) અને મોટાભાગના ફકીહોના મંતવ્ય મુજબ મસ્જિદમાં જનાઝાની નમાઝ પઢવી બેહતર નથી. અને વગર કારણે પઢવી મકરૂહ છે.

  મસ્જિદનું સહેન ખાસ નમાઝ પઢવા માટે જ બનાવ્યું હોય અને એ ભાગનો પણ મસ્જિદની જેમ જ અદબ-એહતેરામ થતો હોય તો પછી એનો હુકમ પણ મસ્જિદની જેમ જ છે. જેથી સહેનમાં નમાઝ પઢવી પણ બેહતર નથી.

  હા, જો મસ્જિદની બહાર એટલી જગ્યા ન હોય કે ત્યાં જનાઝાની નમાઝ અદા કરી શકે, તો પછી જરૂરતના કારણે મસ્જિદમાં પણ અદા કરી શકાય છે. *(કિતાબુલ ફતાવા : ૧૬૫/૩)*

- હજ્જ અને ઉમરહ માટે લોકો સઊદી જાય છે, તો મસ્જિદે હરામ અને મસ્જિદે નબવીમાં ફર્ઝ નમાઝો પછી મોટે ભાગે જનાઝાની નમાઝ પણ થાય છે. અને તેમાં ઈમામ સાહેબ એક જ સલામ ફેરવે છે. તો તેમના અનુકરણ (ઈક્તેદા)માં આપણે પણ એક જ સલામ ફેરવીએ તો એની ગુંજાઈશ છે. તેમ છતાં આપણે બીજી સલામ પણ ફેરવી લેવી જોઈએ. *(કિતાબુલ ફતાવા : ૧૭૪/૩)*

- મય્યિતને ગુસલ આપ્યા બાદ કોઈ જગ્યાએ લોહી નીકળે, તો ફરીવાર ગુસલ આપવાનું નથી. ફક્ત લોહી સાફ કરી લેવું કાફી થઈ જશે. અને એ જગ્યા પર રૂ મૂકી દેવામાં પણ વાંધો નથી. *(ફતાવા ઉસ્માની : ૬૧૭-૬૧૮/૧)*

- કોઈ વ્યક્તિ અકસ્માતે આગમાં બળીને ભથ્થુ (કોલસો) થઈ ગયો, તો એને ન ગુસલ આપવામાં આવે, ન નમાઝ પઢવામાં આવે. એને કોઈ પાક કપડામાં લપેટીને દફન કરી દેવામાં આવે. *(કિતાબુલ મસાઈલ : ૫૬૦)*

- કોઈ બિલ્ડીંગ પડી જવાના કારણે અથવા ધરતીકંપના કારણે

કોઈ માણસ કાટમાળમાં દબાય જાય અને ઘણા પ્રયત્નો પછી પણ તેને જીવતો ન કાઢી શકાયો, તો જ્યાં સુધી પાકુ યકીન હોય કે લાશ ફુલીને ફાટી નહીં હોય, ત્યાં સુધી ઉપરથી એની જનાઝાની નમાઝ પઢી શકાય છે. *(કિતાબુલ મસાઈલ : ૫૬૧)*

- ઉઝર (કારણ) વગર સવારી પર જનાઝો લઈ જવો મકરૂહ છે. પરંતુ જો કોઈ ઉઝર હોય, દા.ત. કબ્રસ્તાન દૂર હોય, તો જનાઝો સવારી પર લઈ જવાની ગુંજાઈશ છે. *(કિતાબુલ મસાઈલ : ૫૬૫)*
- જો કોઈ માણસને જનાઝાની નમાઝની દુઆ યાદ ન હોય તો ફક્ત **"અલ્લાહુમ્મગ ફિરલના વલિવાલિદયના વલહુ વલિલ મુઅમિનીન વલ મુઅમિનાત"** પઢતો રહે. અને એ પણ યાદ ન હોય તો ફક્ત ચાર તકબીર કહેવાથી નમાઝ થઈ જાય છે.

*(કિતાબુલ ફતાવા : ૫૭૪)*

- જનાઝાની નમાઝના ફર્ઝ બે છે : (૧) જેમાં કિયામની (ઉભા રહેવાની) તાકાત છે, તેમણે કિયામ કરવો. (૨) ચાર તકબીરો કહેવી. આ બે ફર્ઝ અદા કરવા દરેકના માટે આસાન છે. એમાં કોઈ તકલીફ નથી. એટલે દુઆ આવડતી નથી અથવા કોઈ બીજુ બહાનું કાઢી નમાઝથી દૂર રહેવું ન જોઈએ.

*(કિતાબુલ મસાઈલ : ૫૬૯)*

- ઈદગાહમાં જનાઝાની નમાઝ પઢવી દુરૂસ્ત છે, મકરૂહ નથી.

*(કિતાબુલ મસાઈલ : ૫૭૬)*

- અમૂક લોકો મરનારનો ફોટો અથવા અવાજ (મોબાઈલ કે ટેપ રેકોર્ડર વગેરેમાં) સાચવીને રાખે છે. તો યાદ રહે કે ફોટો લેવો હરામ છે. મૃત્યુ બાદ પણ કોઈ માણસને ગુનાહનો ઝરીયો અને માધ્યમ બનાવવું અન્યાયી (જુલ્મ) છે. આ કૃત્ય બિલ્કુલ જાઈઝ નથી. બની શકે છે કે, મૃત્યુ બાદ ફોટો લેવાનો ગુનોહ ઘણો મોટો હોય અને ટેપરેકોર્ડર વગેરેમાં અવાજ સાચવી રાખવામાં કોઈ વાંધો નથી. *(કિતાબુલ ફતાવા : ૨૪૯/૩)*

- જમીન એકદમ નરમ હોય અથવા પાણીનું ઝરણું હોય, તો મય્યિતને તાબૂતમાં મૂકીને દફન કરી શકાય છે. ચાહે તાબૂત લાકડાનું હોય, પથ્થરનું હોય કે લોખંડનું હોય. અને તાબૂતમાં નીચે થોડી માટી પાંથરી દેવામાં આવે. *(કિતાબુલ મસાઈલ : ૫૮૬)*
- કબરમાં મય્યિતની સાથે "અહદનામુ" મૂકવું, જેમાં કલિમએ તય્યિબહ અને કુર્આન શરીફની આયતો વગેરે લખવામાં આવે છે, તે જાઈઝ નથી. એમાં અલ્લાહ તઆલાના મુબારક નામની બેઈઝ્ઝતી થાય છે. એ જ રીતે લખેલું કફન પણ મય્યિતને પહેરાવવું દુરૂસ્ત નથી.
- એવી વસિય્યત કે ફલાણો મને ગુસલ આપે, ફલાણો દફન કરે, ફલાણો જનાઝાની નમાઝ પઢાવે, ફલાણી જગ્યા પર મને દફન કરવામાં આવે, શરીઅતની રૂએ એનો કોઈ એતેબાર નથી. આ બધી વાતો મય્યિતના ઈખ્તેયાર (અધિકાર)ની નથી. આ બધા અધિકારો વારસદારોના છે. વારસદારો જે વસ્તુ બેહતર સમજે તેના ઉપર અમલ કરે. *(ફતાવા રહીમિય્યહ : ૫૨૩/૩)*
- કબ્રસ્તાનમાં કબરોની ઉપર લીલી ઘાસ અને વૃક્ષો હોય છે, તો તેમાં મુસ્તહબ એ છે કે, કબરની ઉપરની ઘાસ વગેરે કાપવામાં ન આવે. એનાથી મય્યિતને ફાયદો થાય છે. હા, સૂકાય ગયા બાદ કાપવામાં વાંધો નથી. (પરંતુ સળગાવવામાં ન આવે.) હા, કબરની આજુબાજુની ઘાસથી લોકોને તકલીફ થતી હોય, તો એને કાપીને રસ્તો સાફ કરી શકાય છે. *(ફતાવા રહીમિય્યહ : ૫૩૦/૩)*

## મય્યિતને નવડાવવા, કફનાવવાની રીત

જ્યારે કોઈ મુસલમાનના મરવાની ખબર સાંભળો, તો **"ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન"** પઢો. મય્યિતને નવડાવવા અને દફનાવવામાં જલ્દી કરો. પાડોશીઓ અને સગા-વહાલાઓને મૌતની ખબર કરી દો. પોતાના મુરદાને પોતે નવડાવો. જો ઔરત

હોય તો ઘરની ઔરતો નવડાવે. તેણીઓને નવડાવવાનો તરીકો શીખવાડો. કારણકે પોતાના અઝીઝની આખરી ખિદમતને કબ્રસ્તાનના ફકીરના હવાલે કરી દેવી ઘણી શરમની વાત છે.

મય્યિતને નવડાવવામાં ઘરના જ વાસણનો ઉપયોગ કરે. આજે રિવાજ થઈ ગયો છે કે, મય્યિતને પરાયો (ઘરનો નહીં એવો) બનાવી દે છે, અને તેને નવડાવવા માટે વાસણો બજારથી ખરીદવા જરૂરી સમજે છે. અને તે વાસણને પોતાના વપરાશમાં લેવાથી પણ ડરે છે તથા શરમ મેહસુસ કરે છે, અને મસ્જિદમાં મોકલી આપે છે. આ મોટી બેમુરવ્વતીની વાત છે. જો ઘરના વાસણોની નાપાકીનો ખ્યાલ હોય, તો તેને ધોઈને પાક કરી લો.

પહેલાં પાણી ગરમ કરાવો. જો સહુલતથી થઈ શકે તો બોરડીના પાંદડા તેમાં નાંખી દો, નહીં તો ખાલી પાણી પણ ચાલશે. તે સિવાય જરૂરી ચીઝો પણ મંગાવી લો. જેમકે કપૂર, થોડી મુલ્તાની માટી અથવા ગુલે ખિત્મી, સાબુ કે ખલી, એક મુઠ્ઠી રૂ, થોડુંક લોબાન, અગર, ઉદ અથવા ધૂણીવાળી બીજી કોઈ ખુશ્બૂ, હનૂત (અત્તર), સંદલ વિગેરે ખુશ્બૂ મર્દના માટે હનૂતમાં ઝાફરાન અને તુન (પીળા રંગનું ઘાસ)ને મેળવો.

મુલ્તાની યા ખડીને એક વાસણમાં ભીંજાવી દો અને તખ્તો યા ચોકી બિછાવીને લોબાન વિગેરેની ધુણી ત્રણ, પાંચ કે સાત વાર આપો.

## મય્યિતને નવડાવવું :

મય્યિતને તેના કપડાં ઉતારીને તખ્તા પર એવી રીતે સુવડાવો કે જેવી રીતે કબરમાં સુવડાવો છો. જેથી તેનું માથુ ઉત્તર તરફ રહે. અથવા તો એવી રીતે સુવડાવો કે, પગ કિબ્લા તરફ ન હોય. દુંટીથી લઈને ઘુટણોના નીચે સુધી લુંગી ઓઢાડેલી રાખો. ઔરતને ઔરતો જ નવડાવે. ઔરતનું સતર પણ તેટલું જ છુપાવેલું રાખવું જરૂરી છે.

હવે ભીંજવેલી ખિત્મી યા મુલ્તાની માટી તેના માથા યા દાઢીના

વાળો પર ચોળો અને ધોઈ નાંખો.

ત્યાર બાદ પોતાના હાથ પર કપડાંની થેલી ચઢાવીને મુર્દાને ઈસ્તિન્જો (તહારત) કરાવો અને તેના શરીર પર જો કોઈ નાપાકી લાગેલી હોય તો તેને ધોઈ નાંખો. પછી તેને વુઝૂ કરાવો. એવી રીતે કે, પહેલાં ત્રણ વાર મોઢુ ધોવો. પછી કુલ્લીને બદલે રૂઈને ભીંજવીને ત્રણ વખત દાંતો અને હોઠો પર ફેરવી દો. એવી જ રીતે નાકના નસ્કોરામાં પણ. જો એવી હાલતમાં મૌત થઈ હોય કે ન્હાવુ વાજીબ હતું. દા.ત. ઔરત સુવાવડની હાલતમાં યા હૈઝની હાલતમાં મરી હોય, તો મોઢા અને નાકમાં ભીંજવેલી રૂઈ ફેરવવા પર બસ ન કરો, બલ્કે ત્રણ વખત પાણી નાંખો અને રૂઈથી સૂકવી લો.

ત્યાર બાદ કોણીઓ સુધી ત્રણ વાર હાથ ધુઓ. પછી માથા અને કાનોનો મસહ કરો અને પછી ઘુંટી સુધી પગ ધુઓ.

વુઝૂમાં પહેલાં કાંડા સુધી હાથોનું ધોવું ફક્ત જીવતાઓને માટે છે. કેમકે તેઓ એ જ હાથોથી પોતાનું મોઢુ ધોશે અને મુર્દાને વુઝૂ બીજો શખ્સ કરાવે છે, માટે નવડાવનાર પોતાના હાથ ધુએ અને મુર્દાને વુઝૂ કરાવે. વુઝૂ મોઢુ ધોવડાવવાથી શરૂ કરે.

વુઝૂ કરાવતી વખતે મુર્દાના કાનો, આંખો અને નાકના નસ્કોરા પર રૂ મૂકી દો, જેથી પાણી અંદર ન જાય. સંડાસ અને પેશાબની જગ્યા પર રૂ મૂકવુ મકરૂહ છે.

મુર્દાને જરા ડાબા પડખે ફેરવી દઈને કમરના સીધા ભાગ પર પાણી નાંખો. ત્યાર પછી જમણા પડખે ફેરવી દઈને એવી જ રીતે કમરનો ડાબો ભાગ ધુઓ અને ત્રણ વાર પાણી રેડી દો.

ત્યાર બાદ કમરની તરફ ટેકો લગાડીને મુર્દાને કંઈક બેસાડવાના લગભગ કરો અને તેનું પેટ ધીમે ધીમે નીચેની તરફ ચોળો. જો કંઈક પાણી જેવું યા નજાસત નીકળે, તો ફક્ત તેને ધોઈ નાંખો. ગુસલ અને વુઝૂને ફરી ન દોહરાવો.

હવે આખા શરીર પર ત્રણ વાર પાણી રેડીને કોઈ કપડાથી સૂકવી લો. અને ભીંજેલી રૂઈ કાન, આંખ, મોં પરથી ઉઠાવી લો. નવડાવવાની હાલતમાં **"ગુફરાનક યા રહમાન"** પઢતા રહો.

મય્યિતના નખ કાપવા અને વાળોમાં કાંસકી કરવી મના છે.

આજે રિવાજ છે કે, સુવાવડી અને હૈઝવાળી ઔરતને બે વખત નવડાવવામાં આવે છે. એ ગલત છે. એવી જ રીતે મુર્દાના ગુસલના પાણી પર પગ રાખવા દુરૂસ્ત નથી, અથવા તેના ઓળંગવાથી મુર્દાની બીમારી લાગી જાય છે. અને તે કારણે જ ખાડો ખોદીને તખ્તો તેની ઉપર રાખે છે, જેથી બધુ પાણી તેમાં જ ભેગુ થઈને સુકાઈ જાય, એ ખ્યાલ પણ બિલ્કુલ ગલત છે. બેહતર એ છે કે, મય્યિતને એવી જગ્યાએ નવડાવવામાં આવે, જ્યાં પાણીનો ઢાળ હોય અને તે નળીમાં થઈને વહી જાય.

કેટલાક લોકો ૪૦ દિવસ સુધી તે લાંબા ખાડા પર જેનું નામ **"લહદ"** રાખી મૂક્યું છે, ચિરાગ સળગાવે છે અને સમજે છે કે, અહીં મુર્દાની રૂહ રહે છે અને અંધારામાં તેનો જીવ ગભરાશે. તો એ ખ્યાલ ઘણો જ ગંદો અને શરીઅતના ખિલાફ છે.

મય્યિતને નવડાવવા પછી કફન પર રાખી દો અને માથા અને દાઢી પર અત્તર લગાડી દો. સજદો કરતી વખતે શરીરના જે જે ભાગો જમીન પર લાગે છે, દા.ત. માથુ, નાક, બેઉ હથેળીઓ, બેઉ ઘુટણો, બેઉ પગની આંગળીઓ પર કપૂર ચોળી દો.

કેટલાક લોકો કફનમાં અત્તર લગાડે છે અથવા મુર્દાના કાનમાં અત્તરનું પુમડું રાખે છે, એ જહાલત છે. શરીઅતના તરીકાથી આગળ ન વધવું જોઈએ.

જો ખાવિંદ (પતિ) મરી ગયો, તો તેની ઔરતે તેને નવડાવવું, કફનાવવું દુરૂસ્ત છે. પરંતુ જો ઔરત મરી જાય, તો ખાવિંદે તેના શરીરને અડકવું યા હાથ લગાડવો જાઈઝ નથી. અલબત્ત, જોવું

દુરૂસ્ત છે, અને કપડાંની ઉપરથી હાથ લગાડવો પણ દુરૂસ્ત છે. બેહતર એ છે કે, જેનું સગપણ વધારે નજદીક હોય, તે નવડાવે. જો તે નવડાવી ન શકે, તો પછી કોઈ દીનદાર માણસ નવડાવે.

## કફનની મિકદાર :

મર્દનું મસ્નુન કફન ત્રણ કપડાં છે. જેમાં દસ વાર કપડું વપરાય છે. એટલે કે, **કફની** જે એક વાર પનાની એક પાટની અઢી વાર લાંબી હોય છે. અને **બે ચાદરો** જે દોઢ-દોઢ પાટની અઢી અઢી વાર લાંબી હોય છે.

ઔરતના કફનમાં બે કપડાં વધારે હોય છે. એક **સીનાબંધ**, જે એક વાર પહોળુ અને દોઢ વાર લાંબુ હોય છે. અને એક **સરબંધ** જેને **ઓઢણી** કહે છે, તે બે વેંત પહોળી અને એક વાર લાંબી હોય છે. આ હિસાબથી અઢી વાર કપડું વધારે થઈને ઔરતના કફનમાં ૧૨ાા (સાડા બાર) વાર કપડું વપરાય છે.

આ ઉપરાંત બે **તેહબંધ** અને એક જનાઝાની ઉપરની ચાદરની જરૂરત હોય છે. પરંતુ એ મુર્દાના કફનમાં દાખલ નથી. તેથી જો ઘરની ચાદર અને તેહબંધથી કામ કાઢીને પછી તેને પોતાના કામમાં લાવો, તો કંઈ વાંધો નથી. જો ઘરમાં ન હોય તો નવ વાર કપડુ વધારી લો. એમાં સવા-સવા વારના બે તેહબંધ નીકળી આવશે. અને છ વારમાં ત્રણ વાર લાંબી બે પાટની ચાદર થઈ જશે અને અર્ધા વારમાં નવડાવનારના બે **દસ્તાના** (હાથની થેલી) નીકળી આવશે. પરંતુ ઔરતના માટે જનાઝાની છત્રીને લીધે ઉપરની ચાદર સવા ત્રણ વાર લાંબી રહેશે. આથી અડધો વાર કપડું વધશે. આ હિસાબથી મર્દને માટે કુલ ૧૯ વાર કપડું થશે અને ઔરતને માટે કુલ ૨૨ વાર કપડું થશે. આને ખૂબ સમજી લો, જેથી કફનમાં ન કમી રહે અને ન વગર જરૂરતે વધારે કપડું આવે. કેમકે આ વધારાના રૂપિયા જે કફનના નામથી ખર્ચ થાય છે, તે જો મરનારના યતીમ બચ્ચા અને બેવા ઔરત અને બીજા વારસદારોના કામ આવે, તો કેટલું સારૂં છે.

એક વાર કપડું જેનું નામ **જા-નમાઝ** (મુસલ્લો) છે, તે પણ ફુઝૂલ છે. કેમકે જેવી રીતે મુક્તદીઓના માટે ચટાઈ યા ફર્શની જરૂરત નથી, તેવી જ રીતે ઈમામને જા-નમાઝની હાજત નથી.

કફન સફેદ કપડાનું સુન્નત છે. ચાહે ખાદી હોય યા મખમલ, પરંતુ ઘટ્ટ અને દરમિયાની દરજ્જાનું હોવું જોઈએ. નવુ કપડુ હોવુ જરૂરી નથી, ધોએલું હોય તો પણ કાફી છે. જો કોઈ બુઝુર્ગનું પહેરેલુ કપડુ તબર્રુક તરીકે હોય અથવા કઅબાના ગિલાફની નીચેનું કપડુ હોય, તો એ વગર ધોએલા નવા કપડાથી પણ બેહતર છે. પરંતુ આ કપડાથી જો કફની થઈ શકે, તો કફની કરી દો. અને જો નાનુ હોય તો કફનમાંથી તેટલું જ કાપીને તેનું પયવંદ (જોડ) એમાં સીવી દો.

કઅબા શરીફના ઉપરનો ગિલાફ, જેના ઉપર કલિમહ શરીફ લખેલો હોય છે, અને તે કપડુ રેશમી હોય છે, માટે એને મર્દના કફનના કામમાં લાવવું જાઈઝ નથી. કારણકે મુર્દાના કફનમાં પણ તે જ કપડુ હોવુ જોઈએ, જેને પહેરવુ જીંદગીમાં પણ જાઈઝ હતું. એને ખૂબ યાદ રાખો, કેમકે કેટલાક લોકો એમાં ભૂલ કરી જાય છે અને કહે છે કે, લ્યો ! કઅબાના ગિલાફનું કફન પણ હરામ કરી દીધું.

કેટલીક જગ્યાએ એવો રિવાજ છે કે, નવજવાન છોકરીઓ યા દુલ્હનો મરી જાય છે, તો તેઓના જનાઝા પર લાલ ચાદર યા નાન-કલાક દુપટ્ટો નાંખે છે. જાણે કે તેના જનાઝાથી જાહેર કરે છે કે, આ નવજવાન દુલ્હન હતી. એવું હરગિઝ ન કરો, કેમકે તે મોટી બે-ગયરતી (બેશર્મી)ની વાત છે.

કફનીનું કપડુ વચ્ચોવચથી જરા ફાડી લેવામાં આવે. ઔરતના માટે હોય તો સીના (છાતી)ની ઉપરથી અને મર્દને માટે હોય તો ખભાની તરફથી ઝનાના અને મરદાના કુર્તાની માફક ફાડી લેવામાં આવે. કેટલાક આલિમો એમ કહે છે કે, કફનીને પહેરાવ્યા પછી બેઉ તરફથી સીવી દેવુ જોઈએ, જેથી આસ્તીન (બાંય) વગરના અને કલી વગરના કુર્તા જેવુ થઈ જાય. દરેક હાલતમાં કફની ગરદનથી લઈને

તખ્તાની ઉપર સુધી રહેવી જોઈએ અને ચાદરો માથાથી લઈને પગ સુધી અને સીનાબંધ બગલથી લઈને ઘુંટણોના ઉપર સુધી. માટે જો કોઈનું કદ લાંબુ હોય તો કપડું કંઈક લંબાણમાં વધારી દો. અને જો કોઈ ઠીંગણો હોય તો કપડું થોડુ ઓછુ કરી લો.

મર્દના કફનમાં જો કફની ન હોય અને ઔરતોના કફનમાં કફની અને સીનાબંધ ન હોય, તો ગુનોહ નથી. પરંતુ સુન્નતના ખિલાફ છે. જરૂરતના વખતે તો જેટલું પણ મયસ્સર આવી જાય, ગનીમત છે.

બાળક જો જવાનીના નજદીક હોય, ચાહે તે છોકરો હોય યા છોકરી, તેને પુરૂ કફન મર્દ-ઔરતના જેવુ આપો. જો બાળક નાનું છે, તો તેના કદની માફક લંબાણના બે કપડામાં લપેટી દો. અને જો બાળક પેદા થતાં જ મરી જાય, તો તેને પણ નવડાવો, કફનાવો અને તેની નમાઝ પઢો તથા તેનું કંઈક નામ પણ રાખી દો. જેથી કિયામતના દિવસે તેને તે નામથી પુકારવામાં આવે. જો બાળક મરેલું પેદા થયું હોય, તો તેને નવડાવીને ફક્ત એક કપડામાં લપેટો અને જનાઝાની નમાઝ પઢ્યા વગર તેને દફન કરી દો, પરંતુ તેનું નામ જરૂર રાખી દો. અને જો બાળક એવી હાલતમાં પેદા થાય કે તેનું નાક, કાન વગેરે ભાગો નથી થયા, જેને હમલ પડી જવું (કસુવાવડ) કહે છે, તો તેને ન નવડાવવાની જરૂરત છે, ન જનાઝાની નમાઝની, બલ્કે તેને કોઈ કપડામાં લપેટીને ખાડો ખોડીને દફન કરી દો.

## કફનાવવાની રીત :

કફનના કપડાને લોબાન યા અગરબત્તીની ધુણી ત્રણ યા પાંચ વાર આપો. પછી પલંગ પર પહેલાં ઉપર-નીચે બન્ને ચાદરો બિછાવી દો. તેના ઉપર અડધી કફની બિછાવી દો અને અડધીને લપેટીને સિરાણે મૂકી દો. ફાડેલા ગરેબાન (ગળાના ગાળા)માંથી તેનુ માથુ અને ચહેરો કાઢીને બાકી અડધુ ઉપર ફેલાવી દો, જેથી ઘુટી સુધી આવી જાય.

હવે ચાદરનો ડાબો ભાગ તેને ઓઢાવી દો અને પછી જમણી

બાજુનો ભાગ ઓઢાવો. ત્યાર બાદ બીજી ચાદર એવી જ રીતે લપેટો, જેથી સીધો (જમણો) ભાગ ઉપર રહે.

ઔરતના કફનમાં સીનાબંધને ચાદરોની નીચે ઘુટણથી બગલ સુધી રાખો, જેથી બાંધવામાં બધાની ઉપર આવી જાય. ચાહે ચાદરોની વચમાં રાખો, ચાહે ચાદરોની ઉપર કફનીની નીચે રાખો. જેથી કફની પછી પહેલાં તેને બાંધી દેવામાં આવે, પછી ચાદરો લપેટવામાં આવે. ત્રણેય સૂરતો જાઈઝ છે.

કફની પહેરાવીને ઔરતના વાળોના બે ભાગ કરીને જમણી અને ડાબી તરફ સીના પર નાંખી દો. પછી સરબંધને તેના માથા અને વાળોના તે ભાગો પર નાંખી દો, ન તેને બાંધો અને ન લપેટો.

પછી ચાદરને નીચે-ઉપર અને કમરની પાસે ત્રણ જગ્યાએથી બાંધી દો, જેથી હવાથી ખુલી ન જાય.

આ બધા કામોમાં જલ્દી કરો અને જનાઝાને બહાર લઈ આવો. આજે એ રિવાજ છે કે, જ્યાં સુધી જનાઝો ઘરમાંથી બહાર ન નીકળી જાય, ત્યાં સુધી ઘર અને મહોલ્લાવાળાઓએ ખાવું જાઈઝ નથી. એ ગલત છે. જો કોઈ રંજ અથવા તો ગુસલ કે કફનમાં મશ્ગુલ (વ્યસ્ત) હોવાના કારણે ભલે ન ખાય, પણ નાજાઈઝ ન સમજે.

એવી જ રીતે એ પણ મશહુર છે કે, અસર-મગરિબ દરમ્યાન ચાંદ અને સૂરજ ગ્રહણની વખતે ખાવું ગુનોહ છે, એ પણ ગલત છે.

## દફનનો તરીકો :

દફનનો તરીકો એ છે કે, બે માણસો કબરની અંદર સિરાણે અને પગ તરફ તરફ ઉભા થઈ જાય અને જનાઝાની ઉપરની ચાદરને વળ દઈને મુર્દાની કમરની નીચે નાખીને બે બાજુએથી બે માણસો તેને મજબૂત પકડી લે. ત્યાર બાદ બે માણસો મુર્દાનું માથુ અને પગ પકડીને તેની કમરનો બોજ ચાદર પર રાખે, જેથી મય્યિત વાંકી ન થાય અને કમર પર લાવીને તેઓને પકડાવી દે, જેઓ કબરમાં ઉભા

છે. તેઓ પણ મુર્દાની કમરને ચાદરથી સહારો દઈ નીચે લઈ જાય.

પહેલાં મુર્દાના પગ જમીન પર ટેકવી દો અને કમરની નીચેથી ચાદર ખેંચી લો. ત્યાર બાદ માથુ જમીન પર રાખી દો અને કિબ્લા તરફ જરા કરવટ દઈને માટીનુ ઢેલુ કમરની તરફ રાખી દો.

કબરમાં ત્રણ-ચાર માણસ ઉતરી જાય અને ઉતારતી વેળા આ દુઆ પઢે : **બિસ્મિલ્લાહિ વ બિલ્લાહિ વ અલા મિલ્લતિ રસૂલિલ્લાહ.** (અર્થ : ખુદાપાકના નામથી અને ખુદાપાકની ઝાતથી અને ખુદાપાકના પયગમ્બરના તરીકા પર ખુદાપાકને સોપું છું.)

આ જે રિવાજ છે કે, ફક્ત ગરદન ફેરવીને મુર્દાનું મોઢુ કિબ્લાની તરફ કરી દે છે, પરંતુ એ કાફી નથી. પુરી કરવટ આપવી જોઈએ. એના પછી કફનની ત્રણે ગાંઠો ખોલી દો અને તખ્ત ગોઠવીને માટી નાંખી દો.

જો મય્યિત બાળક હોય તો એક જ માણસ બેઉ હાથો પર ઉઠાવીને કબરમાં રાખી દેશે.

વગર જરૂરતે મય્યિતનું મોઢુ કફન ખોલીને બધાને દેખાડવું, જેમકે રિવાજ પડેલો છે, એ સારૂં નથી.

કબર પર (દરેક વ્યક્તિ) ઓછામાં ઓછા ત્રણ ખોબા માટીના નાંખે. ખોબો ભરીને પહેલી વખતે માટી નાંખો તો કહો : **"મિન્હા ખલકનાકુમ"** બીજી વખતે માટી નાંખો તો **"ફીહા નુઈદુકુમ"** કહો અને ત્રીજી વખતે માટી નાંખો તો **"મિન્હા નુખરિજુકુમ તારતન ઉખરા"** કહો.

કબર કાચી રાખો અને એક વેંત ઉંચી ઉંટની પીઠની ખુંધની શકલ પર ઉપરથી ઢાળ પડતી બનાવો. જો જરૂરત હોય તો પાણી છાંટી દો.

ત્યાર બાદ દુઆ પઢો અને થોડો સમય ત્યાં થોભીને મય્યિત માટે રહમત અને બક્ષિસની દુઆ માંગો. સિરાણે ઉભા થઈને સૂરએ બકરહના શરૂ **"અલિફ લામ મીમ"** થી **"હુમુલ મુફલિમુન"** સુધી

અને પગ તરફ આખિરી હિસ્સો **“આમનર રસૂલુ”**થી સૂરતના આખર સુધી પઢો.

ત્યાર બાદ ઘેર ચાલ્યા આવો અને મય્યિતના અઝીઝોની સાથે તસલ્લી અને સબરની વાતો કરો, સબરનો અજર બતાવો. દફન પછી મય્યિતના ઘર પર હાથ ઉઠાવીને દુઆ માંગવી, જેને આખિરી ફાતેહા કહે છે, તે બે-બુનિયાદ છે. જ્યાં સુધી મુર્દાના સગાઓ પર ગમનો અસર રહે, ત્યાં સુધી કદી કદી આવીને તસલ્લી આપતા રહો અને કોઈ કામ શરીઅત વિરૂદ્ધ ન થવા દો.

ત્રણ દિવસથી વધારે કોઈ મય્યિત પર શોક કરવો બુરૂ છે. પરંતુ ઔરત પોતાના ખાવિંદનો શોક ચાર મહિના દસ દિવસ કરે.

માતમમાં કાળો લિબાસ પહેરવો, અવાજથી રડવું, કપડાં ફાડવા, મોઢુ ખુરચવુ, માથા, જાંગ યા છાતી પર તમાચા મારવા હરામ છે. ખુદાપાકની શિકાયતના કલિમા ઝબાનથી કાઢવા યા એમ કહેવું કે, હાય ! કેવો બે-મૌકે મર્યો અથવા એ કે, અલ્લાહમિયાંને પણ મારવાને માટે એ જ રહી ગયો હતો, એ કુફ્રની વાતો છે. એવી વાતોથી બચો.

ઓછામાં ઓછા આઠમા દિવસે કબ્રસ્તાન જઈ આવ્યા કરો, જેથી પોતાની મૌત યાદ આવતી રહે.

મુહર્રમના મહિનામાં કબરો પર તાજી માટી નંખાવવાનો રિવાજ બે-બુનિયાદ છે. એવી જ રીતે બેઉ ઈદોની નમાઝ પઢીને ઘેર આવતા પહેલાં કબ્રસ્તાન જવાને જરૂરી સમજવું રસમમાં દાખલ છે.

## ❊ મસ્જિદના અદબો ❊

મસ્જિદે જવા માટે ઘેરથી નીકળતી વખતે ઘેરથી નીકળવાની દુઆ પઢો. અને જ્યારે મસ્જિદમાં દાખલ થાઓ, તો જમણો પગ પહેલાં રાખો અને **અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ અલા સય્યિદિના મુહમ્મદ** પઢીને આ દુઆ પઢો : **અલ્લાહુમ્મફ તહલી અબ્વાબ રહ્મતિક.**

જમાઅતની વાર હોય તો બેસવા પહેલાં બે યા ચાર રક્અત **તહિય્યતુલ મસ્જિદ** પઢો.

કાચા પ્યાજ (ડુંગળી), લસણ કે બીજી કોઈ બદબૂદાર ચીઝ ખાઈને મસ્જિદમાં ન જાઓ. કારણકે ફરિશ્તાઓને તકલીફ થાય છે. કેટલાક લોકો હુક્કો, સિગારેટ યા બીડી પીને મસ્જિદમાં જાય છે. તેમના મોઢામાંથી બદબૂ આવે છે, અને નજીકવાળા નમાઝી સુદ્ધાંને પરેશાન કરી દે છે. તેઓએ જોઈએ કે મસ્જિદમાં જવા પહેલાં મિસ્વાક વિગેરેથી મોઢુ બરાબર સાફ કરી લે, બલ્કે ઈલાયચી વગેરે ખાઈને જાય, તો બેહતર છે. એવી જ રીતે કપડાં જો મેલાં હોય અથવા પસીનાની વાસ આવી રહી હોય, તો ધોઈ લે. શક્ય હોય તો અત્તર વગેરે ખુશબૂ લગાડે. સારાંશ કે, અલ્લાહપાકના દરબારનો અદબ અને અલ્લાહ તઆલાના નિકટતમ લોકો એટલે કે ફરિશ્તાઓની લતાફત (કોમળ, પવિત્ર અને ઉત્તમ હોવા)નો, પાક-સાફ તબીયતનો પુરો લિહાઝ રાખો. કેરોસીન યા બીજી કોઈ બદબૂવાળી વસ્તુ મસ્જિદમાં ન બાળો, બલ્કે મિણબત્તી અથવા તો સરસવના તેલનો ઉપયોગ કરો. ચિરાગ અને બત્તીને સાફ રાખો. એવું ન કરો કે, તાક અને દીવાળ સુદ્ધાં તેલથી ચીકણી થઈ જાય.

મસ્જિદમાં જઈને કિસ્સા, કહાણી અને શાયરી ન કહો, તેમજ દુન્યાની વાતો ન કરો. બલ્કે બોલવાની જરૂરત પણ હોય તો ધીમેથી બોલો. જેમકે હાકિમની કચેરીમાં બૂમો પાડતાં ડર લાગે છે.

જેટલો વખત જમાઅતના ઈન્તેજારમાં બેસો, તો અદબની સાથે માથુ ઝુકાવીને અલ્લાહપાકના ઝિક્રમાં લાગેલા રહો.

થુંક, રીંટ યા શરીરનો મેલ મસ્જિદમાં ન નાંખો. મસ્જિદની ચટાઈઓ પર ન સુવો, કેમકે વકફમાં બેએહતિયાતી અને બે-મોકા વપરાશ થવા ઉપરાંત તેમાં પસીનાની ગંધ આવવા લાગે છે.

પહેલી સફમાં ઈમામની નજદીક અને જમણી તરફ જગ્યા લેવાની કોશિષ કરો. કેમકે એમાં વધારે સવાબ છે. પરંતુ સફોને ચીરતા યા

ગરદનોને ફલાંગતા ન ચાલો. કેમકે મુસલમાનોને તકલીફ આપવાનો ગુનોહ સવાબ કરતાં વધી જશે. વળી, એ પણ ખ્યાલ રાખો કે, ઈમામની જમણી અને ડાબી તરફ નમાઝી બરાબર રહે. જો ડાબી તરફ ઓછા છે, તો એવી સૂરતમાં ડાબી બાજુ ઉભા થઈ જવું, જેથી ઈમામ વચમાં રહે. એમાં વધારે સવાબ છે.

જમાઅત પુરી થઈ જવા પછી નમાઝીઓએ છુટા છુટા થઈને સુન્નતો વગેરે પઢવી જોઈએ. જેથી આવનારને એ શક ન થાય કે જમાઅત થઈ રહી છે.

કેટલાક લોકો જગ્યા બદલવાને એટલુ જરૂરી સમજે છે કે, ચાહે પાછળ કોઈ નમાઝ પઢી રહ્યો હોય, તો પણ બરાબરવાળાને પકડીને પોતાની જગ્યાએ ઉભો કરે છે, અને પોતે તેની જગ્યાએ ઉભો થઈ જાય છે. એ સારૂ નથી. જો જગ્યા હોય તો પાછળ હટી જાઓ, નહિંતર સફના નમાઝીઓનું તેમજ ઈમામનું જરા આગળ સરકી જવું કાફી છે. કેમકે સફ તૂટી જવાથી જમાઅત થવાનો શક જતો રહેશે.

નમાઝ પઢનારની સામેથી પસાર ન થાઓ, તેમજ મસ્જીદને (આવ-જા માટે) રસ્તો ન બનાવો. ઓછામાં ઓછું આઠમા દિવસે લોબાન યા અગરબત્તી સળગાવીને મસ્જિદને ખુશ્બૂ આપ્યા કરો, અને ઝાડુ વગેરેનો બંદોબસ્ત રાખો. કેમકે અલ્લાહપાકના ઘરને જેટલું સાફ રાખશો, અલ્લાહપાક તમારાથી રાજી થશે.

જમાઅત ઉભી થઈ ગયા પછી સુન્નતો વગેરે કંઈ ન પઢો, બલ્કે જમાઅતમાં શરીક થઈ જાઓ. અલબત્ત જો ફજરની નમાઝ હોય અને તમને યકીન હોય કે, સુન્નતો પઢીને જમાઅતમાં શામેલ થઈ જવાશે તો પઢી લો, પણ અલગ પઢો. કેટલાક લોકો જ્યાં જમાઅત થઈ રહી છે ત્યાં સુન્નતો પઢવા લાગે છે, એ સારૂં નથી. કારણકે એનાથી જમાઅતની મુખાલિફત માલૂમ પડે છે, જે નિફાકની નિશાની છે તથા ઈમામની કિરઅતથી ધ્યાન પણ વહેંચાશે. માટે જમાઅત જો સહનમાં થાય, તો અંદર ખૂણામાં સુન્નત અદા કરે અને જો અંદર જમાઅત

થઈ રહી છે, તો સહનના એક ખૂણામાં સુન્નત અદા કરો. જો અલગ જગ્યા ન મળે, તો સુન્નતોને છોડી દો. સૂરજ ઉગ્યા બાદ ઈશ્રાકનો સમય થાય ત્યારે સુન્નત પઢી લો.

- કોઈના ઉપર મસ્જિદનો કોઈ હક બાકી હોય (જેમકે રૂપિયા) તો મુતવલ્લીને માફ કરવાનો કોઈ હક નથી.

*(ફતાવા રહીમિય્યહ : ૧૨૭/૫)*

- મસ્જિદની બધી વ્યવસ્થા દીની પ્રવૃત્તિઓ અને ધાર્મિક મસ્લેહતો -માં દાખલ છે. એટલે મસ્જિદમાં પણ મસ્જિદ કમિટીની મિટીંગ રાખી શકાય છે. પરંતુ જો અંદરોઅંદર ગાળા-ગાળી, ન કરવા જેવી વાતો, ઠઠ્ઠા મશ્કરી અને શોર-હંગામાની ભિતી હોય, તો મુનાસિબ રહેશે કે મસ્જિદ કમિટીની મિટીંગ મસ્જિદમાં ન રાખવામાં આવે. *(કિતાબુલ ફતાવા : ૨૪૨-૨૪૩/૪)*

- મસ્જિદના લાઉડ સ્પીકરને મસ્જિદના કામો માટે જ વાપરવું જોઈએ. મસ્જિદના સ્પીકર પર હમ્દ, સલાત વગેરે પઢવાનો મામૂલ બનાવી લેવો મુનાસિબ નથી. *(કિતાબુલ ફતાવા : ૨૫૮/૪)*

- જે માણસ એઅતિકાફની હાલતમાં ન હોય અને મુસાફિર પણ ન હોય, એણે મસ્જિદમાં સૂવાથી બચવું જોઈએ.

*(કિતાબુલ ફતાવા : ૨૬૦/૪)*

- બયતુલખલા (શૌચાલય) પણ એક જરૂરત છે. અને મસ્જિદ તથા મસ્જિદને લગતી જરૂરતોમાં જાઈઝ અને હલાલ પૈસો જ ખર્ચ કરવો જોઈએ. એટલા માટે મસ્જિદના શૌચાલયો પણ વ્યાજના રૂપિયાથી બનાવવા જાઈઝ નથી.

*(કિતાબુલ ફતાવા : ૨૩૫/૪)*

- જો કોઈ કિતાબ મસ્જિદમાં વકફ છે, તો કોઈએ લઈ જવી જાઈઝ નથી. મસ્જિદની હદમાં રહીને પઢવી જોઈએ.

*(અહસનુલ ફતાવા : ૪૫૦/૬)*

- મુતવલ્લી હોય કે કોઈ પણ વ્યક્તિ હોય, મસ્જિદની વસ્તુ પોતાના

કામમાં વાપરવાનો કોઈને અધિકાર નથી.

*(અહસનુલ ફતાવા : ૪૫૦/૬)*

- નમાઝનો સમય નક્કી કરવો અને એમાં ફેરફાર કરવાનો હક્ક ઈમામનો છે. બીજા લોકો (મુતવલ્લી વગેરે) ઈમામ સાહેબનો અદબ-એહતેરામ રાખીને યોગ્ય મશ્વેરો આપી શકે છે. જબર-દસ્તી કરવી મુનાસિબ નથી. હા, ઈમામ સાહેબ પણ નમાઝોનો સમય નક્કી કરવામાં નમાઝીઓની સહુલતનો ખ્યાલ કરે. અઝાન અને જમાઅત વચ્ચે એટલો સમય રાખે કે લોકો પેશાબ-પાણી, વુઝૂ (સુન્નતો)થી પરવારીને જમાઅતમાં શરીક થઈ શકે.

*(ફતાવા રહીમિય્યહ : ૨૧૧/૫)*

## ❊ દુઆની એહમીયત ❊

ઈસ્લામની તઅલીમમાં દુઆ માટે પણ ખાસ શિક્ષણ આપવામાં આવ્યું છે અને તાકીદ કરવામાં આવી છે.

કુર્આન શરીફમાં ઈર્શાદ છે : **"વ કાલ રબ્બુકુ મુદઉની અસ્તજીબ લકુમ."** *(પારહ-૨૪)*

**અર્થ** : અને તમારા પરવરદિગારે ફરમાવ્યું કે, મારાથી દુઆ માંગો, હું કબૂલ કરીશ.

બીજી જગ્યાએ ઈર્શાદ છે : **"વ ઈઝા સઅલક ઈબાદી અન્ની ફઈન્ની કરીબ, ઉજીબુ દઅવતદ દાઈ ઈઝા દઆની."** *(પારહ-૨)*

**અર્થ** : અને (હે રસૂલ !) જ્યારે તમારાથી મારા બંદા મારા સબંધી પૂછે છે (તેમને બતાવો કે), હું તેઓથી નજીક જ છું. કોઈ પુકારનાર જ્યારે મને પુકારે છે, તો તેની પુકાર સાંભળું છું.

રસૂલુલ્લાહ (સલ.)એ અમને એ પણ બતાવ્યું છે કે, પોતાની ઝરૂરતોને અલ્લાહ તઆલાથી માંગવી અને દુઆ કરવી ઘણા ઉંચા દરજ્જાની ઈબાદત છે.

હદીષ શરીફમાં છે કે, "દુઆ ઈબાદત છે." બીજી રિવાયતમાં

છે : "દુઆ ઈબાદતનું મગજ છે." *(તિરમિઝી શરીફ)* અલ્લાહપાકને ત્યાં દુઆથી અધિક કોઈ વસ્તુનો દરજો નથી. *(તિરમિઝી શરીફ)* "દુઆ મુઅ્મિનનું હથિયાર છે, દીનનો સ્થંભ છે, આસ્માન અને જમીનનું નૂર છે." *(હાકિમ)*

અલ્લાહ તઆલા કરીમ પણ છે અને એની આંખમાં હયા પણ છે. જ્યારે કોઈ બંદો એની સામે હાથ લંબાવે છે, તો એ બંદાના હાથ ખાલી ફેરવતાં એને શરમ આવે છે. *(અબૂ દાઉદ)*

અલ્લાહપાક તે માણસથી નારાજ થાય છે, જે પોતાની હાજતો તેની પાસે માંગે નહીં. એક હદીષ શરીફમાં છે કે, "અલ્લાહ તઆલા તે બંદા પર નારાજ થાય છે, જે પોતાની હાજતો અને જરૂરતો તેની પાસે માંગતો નથી." *(તિરમિઝી શરીફ)*

સુબ્હાનલ્લાહ ! દુનિયામાં જો કોઈ માણસ પોતાના કોઈ ખાસ મિત્રથી અથવા પોતાના કોઈ સગા-વહાલાથી પણ વારંવાર પોતાની જરૂરતોનો સવાલ કર્યા કરે, તો તેનાથી અકળાઈને ગુસ્સે થઈ જાય છે. પરંતુ અલ્લાહપાક પોતાના બંદાઓ પર એવો મહેરબાન છે કે, તે ન માંગવાથી ગુસ્સે થઈ જાય છે, અને નારાજ થાય છે.

એક હદીષ શરીફમાં છે કે, "જે માણસના માટે દુઆના દરવાજા ખુલી ગયા (એટલે કે અલ્લાહપાક તરફથી તેને દુઆ માંગવાની તવફીક મળી અને દુઆ કરવાનું જેને નસીબ થયું), તો તેના માટે અલ્લાહપાકની રહમતના દરવાજા ખુલી ગયા." *(તિરમિઝી શરીફ)*

સારાંશ કે, કોઈ હાજત અને હેતુ માટે અલ્લાહ તઆલાથી દુઆ કરવી, જેવી રીતે તે હાજતને હાસિલ કરવાની એક યુક્તિ છે, તેવી જ રીતે એ ઉત્તમ દરજ્જાની ઈબાદત પણ છે. જેથી અલ્લાહ તઆલા ઘણો રાજી અને ખુશ થાય છે. અને એના કારણે રહમતના દરવાજા ઉઘાડી આપે છે. આ સ્થિતિ દરેક દુઆની છે. ચાહે તે કોઈ દીની હેતુના માટે કરવામાં આવે અથવા કોઈ દુન્યવી જરૂરતના માટે. પરંતુ

શર્ત એ છે કે, કોઈ બૂરા અથવા નાજાઈઝ કામ માટે ન હોય. નાજાઈઝ કામ માટે દુઆ કરવું પણ નાજાઈઝ અને ગુનોહ છે.

અત્રે એક વાત એ પણ યાદ રાખવાની છે કે, દુઆ જેટલી પણ અંતરની ઉંડાણથી અને પોતાને એટલા પ્રમાણમાં લાચાર અને નિર્બળ સમજીને તથા અલ્લાહપાકની કુદરત અને રહમતને જેટલા યકીન સાથે કરવામાં આવશે, તેટલા જ પ્રમાણમાં તેની દુઆ કબૂલ થવાની વધારે આશા રહેશે. અને જે દુઆ દિલથી ન કરવામાં આવે, બલ્કે રસ્મ-રિવાજ તરીકે માત્ર જીભ વડે કરવામાં આવે, તો તે ખરી રીતે દુઆ જ નથી.

હદીષ શરીફમાં છે કે, ''અલ્લાહપાક એવી દુઆ કબૂલ કરતો નથી, જે દિલની ગફલતની સાથે કરવામાં આવે.'' *(તિરમિઝી શરીફ)*

જો કે અલ્લાહ તઆલા દરેક વખતની દુઆ સાંભળે છે, પરંતુ હદીષોથી જણાય છે કે, અમુક ખાસ સમયમાં દુઆ વિશેષ કબૂલ થાય છે. જેમકે ફર્ઝ નમાઝ પછી, રાતના પાછલા ભાગમાં, રોઝા ઈફતાર કરતી વેળા, જુમ્આના દિવસે, વિગેરે.

આ પણ યાદ રાખવું જોઈએ કે, દુઆ કબૂલ થવા માટે માણસનું પરહેઝગાર હોવુ શર્ત નથી. જો કે એ વાત નિઃસંદેહ છે કે, અલ્લાહ તઆલા નેક અને મકબૂલ બંદાઓની દુઆ વધારે કબૂલ કરે છે, પરંતુ એવુ પણ નથી કે, સામાન્ય લોકો અને ગુનેહગારોની દુઆ સાંભળ-વામાં જ ન આવે. એટલા માટે કોઈ એમ સમજીને કે, અમારા જેવા ગુનેહગારોની દુઆથી શું થશે ? કૃપાળુ અને માયાળુ અલ્લાહપાક જેવી રીતે પોતાના ગુનેહગાર બંદાઓને ખવડાવે-પિવડાવે છે, તેવી જ રીતે તેની દુઆઓ પણ સાંભળે છે. માટે દરેકે અલ્લાહ તઆલાથી દુઆ માંગવી જ જોઈએ.

વળી, જો અમુક વખત દુઆ કરવાથી મતલબ પુરો ન થાય, તો પણ નિરાશ અને નાઉમ્મીદ થઈને દુઆ ત્યજી (છોડી) દેવી જોઈએ નહીં. અલ્લાહ તઆલા આપણી ઈચ્છાનો પાબંદ નથી. કદી કદી તેની

હિકમતનો તકાઝો એ જ હોય છે કે, દુઆ મોડી કબૂલ કરવામાં આવે. અને બંદાની બેહતરી પણ તેમાં જ હોય છે. પરંતુ બંદો પોતાની અજ્ઞાનતાથી તેને જાણતો નથી, તેથી ઉતાવળીયો બને છે અને નિરાશ થઈને દુઆ કરવાનું છોડી દે છે. સારાંશ કે, બંદાને જોઈએ કે, પોતાની જરૂરતો અને પોતાના હેતુઓ માટે અલ્લાહપાકથી દુઆ માંગ્યા જ કરે. કોણ જાણે અલ્લાહપાક ક્યા દિવસે અને કઈ ઘડીએ સાંભળી લે. અને પુરેપૂરૂ યકીન રાખવું જોઈએ કે, દુઆ કદી પણ અકારત જવાની નથી.

બને ત્યાં સુધી દુઆ એવા સારા શબ્દોમાં કરવી જોઈએ, જેનાથી પોતાની નમ્રતા અને લાચારી તથા અલ્લાહપાકની મહત્તા, મોટાઈ જાહેર થાય. કુર્આન શરીફમાં ઘણી દુઆઓ બતાવવામાં આવી છે. એ ઉપરાંત હદીષોમાં પણ રસૂલુલ્લાહ (સલ.)ની સેંકડો દુઆઓ આવી છે. સૌથી સારી દુઆઓ એ જ છે, જે કુર્આન શરીફ અને હદીષ શરીફમાં આવી છે. તે પૈકી અમૂક ટૂંકી અને જામેઅ (ખૂબ વિસ્તૃત) દુઆઓ આ કિતાબની છેવટમાં આપી છે.

## ❊ દુરૂદ શરીફ ❊

દુરૂદ શરીફ પણ એક દુઆ જ છે. જે આપણે હુઝૂર (સલ.)ના માટે અલ્લાહપાકથી માંગીએ છીએ. અને આપણા તરફથી હુઝૂર (સલ.)ની શાનને લાયક એ જ દુઆ થઈ શકે છે કે, અલ્લાહ તઆલા આપ (સલ.)ને પોતાની ખાસ રહમતો અને બરકતોથી નવાઝે અને આપના દરજા વધુથી વધુ ઉંચા કરે. એ જ પ્રકારની દુઆને દુરૂદ શરીફ કહે છે.

કુર્આન શરીફમાં ઘણી જ સ્પષ્ટ અને અનોખી ઢબે આપણને એનો હુકમ આપવામાં આવ્યો છે. ઈર્શાદ છે : **“ઈન્નલ્લાહ વ મલાઈકતહુ યુસલ્લુન અલન્નબી, યા અય્યુહલ્લઝીન આમનુ સલ્લુ અલયહિ વ સલ્લિમુ તસ્લીમા.”** *(પારહ-૨૨)*

**અર્થ :** અલ્લાહપાક અને તેના ફરિશ્તા નબી (સલ.) પર રહમત મોકલે છે. હે ઈમાનવાળાઓ ! તમો પણ તેમના ઉપર દુરૂદ મોકલો અને સલામ અરજ કરો.

આ આયતમાં પ્રથમ તો એ બયાન કરવામાં આવ્યું છે કે, અલ્લાહ તઆલા પોતે પણ પોતાના નબીનું માન-ઈકરામ કરે છે, અને તેમના ઉપર રહમત અને મહેરબાની કરે છે. વળી, તેના ફરિશ્તાઓનું વર્ણન પણ આપ (સલ.) સાથે એ જ છે કે, તેઓ આપની તઅઝીમ, તકરીમ કરે છે, તેમજ અલ્લાહ તઆલાથી આપના માટે રહમતની દરખાસ્ત કરતા રહે છે. તે પછી ઈમાનવાળાઓને હુકમ આપવામાં આવ્યો કે, તમે પણ તેમના માટે અલ્લાહપાકથી રહમતો નાઝિલ કરવાની માંગણી કરો અને તેમના ઉપર સલામ મોકલો. જાણે હુકમ આપવા અગાઉ જ આપણને બતાવવામાં આવ્યું કે, જે કામનો તમને હુકમ આપવામાં આવે છે, તે કામ અલ્લાહ તઆલાને અતિ પ્રિય છે, અને ફરિશ્તાઓનું ખાસ કામ છે. એટલુ જાણ્યા પછી ક્યો મુસલમાન એવો હશે, જે એને પોતાનો વઝીફો ન બનાવે ?!

દુરૂદ શરીફની ફઝીલતમાં ઘણી હદીષો આવી છે. જેમકે જનાબ રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું :

- જે માણસ મારા ઉપર એક વખત દુરૂદ મોકલે છે, અલ્લાહપાક તેના ઉપર દસ રહમતો નાઝિલ કરે છે. *(મુસ્લિમ શરીફ)*
- એક બીજી રિવાયતમાં તેની સાથે એ પણ છે કે, તેની દસ (૧૦) ખતાઓ માફ કરવામાં આવે છે, અને દસ (૧૦) દરજ્જા બુલંદ કરવામાં આવે છે. *(નસાઈ)*
- અલ્લાહપાકના અનેક ફરિશ્તાઓ એવા છે, જેમનું ખાસ કામ એ જ છે કે, તેઓ જમીન પર ફરતા રહે છે, અને મારો જે ઉમ્મતી મારા ઉપર **સલાત** અને **સલામ** મોકલે, તેને તેઓ મારી પાસે પહોંચાડે છે. *(મિશ્કાત શરીફ)*

સુબ્હાનલ્લાહ ! કેવી મહાન દૌલત છે કે, આપણું દુરૂદ અને સલામ ફરિશ્તાઓ મારફત રસૂલુલ્લાહ (સલ.)ને પહોંચે છે. અને એ બહાને આપણું વર્ણન ત્યાં થઈ જાય છે.

- કિયામતમાં મારી નજદીક થનારાઓ પૈકી સૌથી વધુ નજદીક તે માણસ હશે, જે મારા ઉપર વધારે દુરૂદ મોકલતો હશે. *(તિરમિઝી)*
- તે માણસ અતિશય કંજૂસ છે, જેની સામે મારૂં વર્ણન થાય અને તે મારા ઉપર દુરૂદ ન મોકલે. *(તિરમિઝી)*
- તે માણસનું નાક માટીમાં રગદોળાય (એટલે કે તે બેઆબરૂ અને તુચ્છ થઈ જાય), જેની સામે મારૂં વર્ણન આવે, છતાં તે મારા ઉપર દુરૂદ મોકલે નહીં. *(તિરમિઝી)*

સારાંશ કે, રસૂલુલ્લાહ (સલ.) પર દુરૂદ, સલામ મોકલવું એ આપણા ઉપર હુઝૂર (સલ.)નો ઘણો મોટો હક છે. તેમજ આપણી સર્વોત્તમ દરજજાની ભાગ્યશાળીતા અને નેકબખ્તી છે, તથા દુનિયા અને આખિરતમાં આપણા માટે અગણિત રહમતો અને બરકતોનું સાધન છે.

## દુરૂદ શરીફના શબ્દો :

અફઝલ દુરૂદ શરીફ એ છે, જે નમાઝમાં 'અત્તહિય્યાત' પછી પઢવામાં આવે છે. હદીષ શરીફમાં છે કે, અમુક સહાબા (રદી.)એ હુઝૂર (સલ.)થી અર્જ કરી કે, અમે આપના ઉપર દુરૂદ કેવી રીતે મોકલીએ ? તો આપ (સલ.)એ તેમને **"દુરૂદે ઈબ્રાહીમ"** શીખવ્યું. જે નમાઝમાં પઢવામાં આવે છે.

જ્યારે પણ આપણે હુઝૂર (સલ.)નું મુબારક નામ લઈએ અને આપનું વર્ણન કરીએ અથવા બીજા કોઈથી સાંભળીએ, તો આપના ઉપર દુરૂદ શરીફ પઢવું જોઈએ. એવા મોકા ઉપર **"સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ"** અથવા **"અલયહિસ્સલાતુ વસ્સલામ"** પણ બસ (પુરતુ) છે.

હદીષ શરીફમાં છે કે, “દુઆ જમીન અને આસ્માનની વચ્ચે અધ્ધર રહે છે, અને ત્યાં સુધી ઉપર જતી નથી, જ્યાં સુધી મારા ઉપર દુરૂદ મોકલવામાં ન આવે.” *(તિરમિઝી શરીફ)*

અલ્લાહપાકના કેટલાક ખાસ બંદા તો વઝીફા અને મઅમુલ (નિત્યક્રમ) તરીકે દરરોજ અમુક હજાર વખત દુરૂદ શરીફ પઢે છે, પરંતુ આપણા જેવા કમહિમ્મત જો સવાર-સાંજ અદબ અને મુહબ્બતની સાથે માત્ર ૧૦૦-૧૦૦ વખત દુરૂદ શરીફ પઢી લે, તો ઈન્શાઅલ્લાહ એટલુ બધું મેળવશે, કે આ દુનિયામાં તેનો કોઈ અંદાજો કાઢી શકતો નથી. જે કોઈ ટૂંકમાં દુરૂદ શરીફ પઢવા ચાહે, તેઓ નીચે જણાવેલ ટૂંકુ દુરૂદ શરીફ યાદ કરી લે.

**“અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિ નિન્નબીય્યિલ ઉમ્મી વ આલિહી.”** (અર્થ : અય અલ્લાહપાક ! ઉમ્મી નબી હઝરત મુહમ્મદ (સલ.) પર અને તેમના ઘરવાળાઓ ઉપર રહમતો મોકલ.)

## ❊ તૌબા અને ઈસ્તિગફાર ❊

તૌબા અને ઈસ્તિગફારનો મતલબ એ છે કે, જ્યારે કોઈ બંદાથી અલ્લાહપાકની નાફરમાની અને ગુનાહનું કોઈ કામ થઈ જાય, તો તે એ માટે પસ્તાવો કરીને શરમિંદા થાય અને ભવિષ્યમાં તે ગુનાહથી બચવાનો પાકો નિશ્ચય કરીને અલ્લાહ તઆલાની પાસે પોતાના થઈ ગયેલા ગુનાહની માફી માંગે. કુર્આન અને હદીષમાં આવ્યું છે કે, એટલું કરવાથી અલ્લાહ તઆલા તે બંદાથી રાજી થઈ જાય છે, અને તેના ગુનાહ માફ કરી દેવામાં આવે છે.

એટલું યાદ રાખવું જોઈએ કે, તૌબા માત્ર જીભ વડે થતી નથી, બલ્કે કરેલા ગુનાહ પર દિલથી પશ્ચાતાપ, રંજ તથા ખેદ થવો જરૂરી છે. તેમજ ભવિષ્યમાં ફરીથી એ ગુનોહ ન કરવાનો સાચા દિલથી ઈરાદો હોવો આવશ્યક છે. એવી તૌબા પછી ગુનેહગાર ગુનાહની અસરથી તદન પાક-સાફ થઈ જાય છે, બલ્કે અલ્લાહ તઆલાને

પહેલાંથી પણ વધુ વહાલો થઈ જાય છે.

સૂરએ તહરીમમાં ઈર્શાદ છે : **"યા અય્યુહલ્લઝીન આમનૂ તૂબૂ ઈલલ્લાહિ તવબતન નસૂહા અસા રબ્બુકુમ અંય યુકફ્ફિર અનકુમ સય્યિઆતિકુમ વ યુદખિલકુમ જન્નાતિન તજરી મિન તહતિહલ અન્હાર."** *(પારહ-૨૮)*

**અર્થ :** હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકના આગળ તૌબા કરો, સાચી તૌબા. આશા છે કે, (એ તૌબા પછી) તમારો માલિક તમારા ગુનાહ નષ્ટ કરી નાંખશે અને તમને જન્નતના એવા બગીચાઓમાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહે છે.

સૂરએ માઈદહમાં ગુનેહગાર, કસૂરવાર બંદાઓ સબંધી ઈર્શાદ છે : **"અફલા યતૂબૂન ઈલલ્લાહિ વ યસ્તગફિરૂનહ વલ્લાહુ ગફુરૂર રહીમ."** *(પારહ-૬)*

**અર્થ :** તેઓ અલ્લાહપાકથી તૌબા કેમ કરતા નથી ? અને માફી કેમ યાચતા નથી ? અલ્લાહપાક તો ઘણો જ ક્ષમા આપનાર, અતિશય મહેરબાન છે.

સૂરએ અન્આમમાં કેવું વહાલભર્યું ફરમાન છે :

**અર્થ :** અને હે નબી ! જ્યારે તમારી પાસે અમારા તે બંદાઓ આવે, જેઓ અમારી આયતો પર ઈમાન રાખે છે, તો તમે તેઓને કહી દો કે, તમારા ઉપર સલામતી થાય. તમારા પરવરદિગારે પોતાના ઉપર દયાને જરૂરી કરી લીધી છે. તમારામાંથી જે કોઈ નાદાનીના કારણે ગુનાહનું કામ કરી લે, પછી તે તૌબા કરી લે અને પોતાની કરણીને સુધારી લે, તો અલ્લાહપાક ઘણો માફ કરનાર અને અતિ મહેરબાન છે.

અલ્લાહપાકની શાને રહમત પર કુરબાન ! તેણે તૌબાનો દરવાજો ઉઘાડીને આપણા જેવા ગુનેહગારોનો મસ્અલો આસાન કરી દીધો. નહીં તો આપણું ઠેકાણું ક્યાં હતું ? આ આયતો પછી રસૂલુલ્લાહ

(સલ.)ની થોડીક હદીષો પણ સાંભળી લો.

નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા ફરમાવે છે કે, અય મારા બંદા ! તમે રાત-દિવસ ગુનાહો કરો છો, અને હું બધા જ ગુનાહો માફ કરી શકું છું. જેથી તમે મારાથી ઈસ્તિગફાર કરતા રહો, હું તમને બખ્શી દઈશ. *(મુસ્લિમ શરીફ)*

અલ્લાહ તઆલા દરેક રાત્રે પોતાની રહમત અને બક્ષિસનો હાથ લંબાવે છે, કે દિવસનો ગુનેહગાર તૌબા કરી લે. તથા અલ્લાહપાક દરેક દિવસે હાથ લંબાવે છે, કે રાત્રે ગુનાહ કરવાવાળો તૌબા કરી લે. અને અલ્લાહપાકનો આ મામલો તે વખત સુધી જારી રહેશે, જ્યાં સુધી કે કિયામતના લગભગ સૂર્ય પશ્ચિમથી નીકળે. *(મુસ્લિમ શરીફ)*

એક વાર શયતાને અરજ કરી કે, ઈલાહી ! તારી ઈઝઝત અને જલાલની કસમ ! જ્યાં સુધી તારા બંદાઓમાં છેલ્લો શ્વાસ બાકી રહેશે, ત્યાં સુધી તેમને ભમાવતો રહીશ. તો અલ્લાહપાકે ફરમાવ્યું કે, મને પણ મારી ઈઝઝત અને જલાલની કસમ ! જ્યાં સુધી મારા બંદા મારાથી તૌબા-ઈસ્તિગફાર કરતા રહેશે, ત્યાં સુધી હું તેમને બખ્શતો રહીશ. *(મુસ્નદે અહમદ)*

ગુનાહોથી તૌબા કરવાવાળો માણસ એવો પાક-સાફ થઈ જાય છે, જાણે કે તેણે ગુનોહ કર્યો જ ન હોય.

બંદો જે કોઈ પણ ભાષા અને શબ્દોમાં અલ્લાહપાકથી તૌબા-ઈસ્તિગફાર કરે અને માફી ચાહે, અલ્લાહપાક તેને સાંભળવાવાળો અને કબૂલ કરવાવાળો છે. હુઝૂરે અકરમ (સલ.)એ બુઝુર્ગ સહાબી-ઓને તૌબા અને ઈસ્તિગફારના અમૂક ખાસ-ખાસ શબ્દો પણ શીખવ્યા છે. અને હુઝૂર (સલ.) પોતે પણ તેને પઢતા હતા. તે શબ્દો ખરેખર ઘણા જ બરકતવાળા અને બહુ જ કબૂલ થવા પાત્ર અને અલ્લાહપાકને અતિશય વહાલા છે. તેમાંથી અત્રે થોડા લખ્યા છે. તેને યાદ કરી લો અને તે વડે તૌબા-ઈસ્તિગફાર કરતા રહો.

**"અસ્તગફિરૂલ્લાહલ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કય્યુમ વઅતુબૂ ઈલયહ."**

**અર્થ :** હું માફી અને બખ્શીશ ચાહું છું તે અલ્લાહપાકથી, જેના સિવાય કોઈ મઅ્બૂદ નથી. તે જીવતો અને સદા કાયમ રહેનાર છે. અને હું તેના તરફ તૌબા કરૂં છું.

હદીષ શરીફમાં છે કે, જે માણસ અલ્લાહપાકથી આ કલિમહ વડે તૌબા અને ઈસ્તિગફાર કરશે, અલ્લાહપાક તેના ગુનાહ માફ કરી દેશે. ભલેને તેણે જિહાદના મેદાનમાંથી ભાગવાનો ગુનોહ કર્યો હોય. (જે અલ્લાહપાકના નજદીક મહાન ગુનોહ છે.) *(અબૂ દાઉદ)*

બીજી હદીષમાં છે કે, જે માણસ રાત્રે સુતી વખતે ત્રણ વાર આ કલિમહ વડે અલ્લાહપાકથી તૌબા અને ઈસ્તિગફાર કરે, તો અલ્લાહ તઆલા તેના બધા ગુનાહ માફ કરી દેશે. ભલેને તે સમુદ્રના ફીણ બરાબર કેમ ન હોય. *(તિરમિઝી શરીફ)*

આ સિવાય **"અસ્તગફિરૂલ્લાહ"** (હું અલ્લાહ તઆલાથી માફી ચાહું છું.) આ ઘણું જ ટૂંકું ઈસ્તિગફાર છે. એને દરેક વખતે પઢતા રહેવાની ટેવ પાડી લેવી જોઈએ. તે સિવાય **"અસ્તગફિરૂલ્લાહલ અઝીમ"** અથવા **"અસ્તગફિરૂલ્લાહ રબ્બી મિન કુલ્લિ ઝમ્બિન વઅતૂબૂ ઈલયહ"** પઢતા રહેવું જોઈએ.

હદીષ શરીફમાં છે કે, ખુશખબરી અને મુબારકબાદી છે તે શખ્સને, જેના આમાલનામામાં "ઈસ્તિગફાર" વિશેષ પ્રમાણમાં લખાયેલું હોય. *(ઈબ્ને માજહ)*



# ❊ મકબૂલ દુઆઓ ❊

કુર્આન શરીફ અને હદીષ શરીફમાં ઘણી મકબુલ દુઆઓ છે, જે અલ્લાહપાક પાસે તેની નજદીકીનું કારણ બને છે. એમાંથી અમૂક ટૂંકી અને જામેઅ દુઆઓ અત્રે રજૂ કરી છે :

- **રબ્બના આતિના ફિદ્ દુન્યા હસનતંવ વફિલ આખિરતિ હસનતંવ વકિના અઝાબન્નાર.** (હે અમારા પરવરદિગાર ! અમને દુનિયામાં પણ ભલાઈ આપ અને આખિરતમાં પણ ભલાઈ આપ, અને દોઝખના અઝાબથી અમને બચાવ.)

- **રબ્બના ઈન્નના આમન્ના ફગફિરલના ઝુનૂબના વકિના અઝાબન્નાર.** (હે અલ્લાહપાક ! અમે ઈમાન લાવ્યા, તો તું અમારા બધા ગુનાહ બક્ષી દે, અને અમને દોઝખના અઝાબથી બચાવી લે.)

- **રબ્બનગફિરલના ઝુનૂબના વ ઈસરાફના ફી અમરિના વસબ્બિત અકદામના વનસુરના અલલ કવ્મિલ કાફિરીન.** (હે અમારા રબ ! અમારા ગુનાહ માફ કરી દે, અને અમારાથી અમારા કામોમાં જે વધુ પડતી બાબતો અને ભૂલો થઈ, તે પણ માફ કર અને અમારા કદમ હક પર જમાવી દે, અને કુફ્ર કરનારાઓના મુકાબલામાં અમારી મદદ કર.)

- **રબ્બના ઝલમ્ના અન્ફુસના વઈલ્લમ તગફિરલના વતરહમ્ના લનકૂનન્ન મિનલ ખાસિરીન.** (હે અમારા પરવરદિગાર ! તારી નાફરમાની કરીને અમે પોતાના ઉપર ઘણો જ ઝુલ્મ કર્યો છે, અને જો તેં અમને માફ ન કર્યા અને અમારા ઉપર દયા ન કરી, તો અમે નામુરાદ અને બરબાદ જ થઈ જઈશું.)

- **રબ્બિર હમહુમા કમા રબ્બયાની સગીરા.** (હે મારા પરવર-દિગાર ! મારા માં-બાપ પર દયા કર, જે પ્રમાણે કે તેમણે મને વહાલથી ઉછેર્યો, જ્યારે કે હું નાનો બાળક હતો.)

- **રબ્બિ ઝિદની ઈલ્મા.** (ખુદાવંદા ! મારા ઈલ્મમાં વૃદ્ધિ અને બરકત આપ.)
- **રબ્બિગફિર વરહમ વઅન્ત ખયરૂર રાહિમીન.** (હે પરવર-દિગાર ! તું અમને બખ્શી દે અને રહમ કર, તું સૌથી સારો રહમકર્તા છે.)
- **અલ્લાહુમ્મ અઈન્ની અલા ઝિકરિક વ શુકરિક વ હુસ્નિ ઈબાદતિક.** (હે અલ્લાહપાક ! તું મારી મદદ કર, જેથી તારો ઝિક્ર, તારો શુક્ર અને તારી સારી રીતે ઈબાદત કરૂં.)
- **અલ્લાહુમ્મ ઈન્ના નસ્અલુક મિન ખયરિ મા સઅલક મિન્હુ નબિય્યુક મુહમ્મદન સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ, વનઊઝુ-બિક મિન શર્રિ મસ્તઆઝક મિન્હુ નબિય્યુક મુહમ્મદન સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ.** (હે અલ્લાહપાક ! તારી પાસે તે બધી જ ભલાઈઓની માંગણી કરૂં છું, જેની માંગણી તારાથી તારા નબી હઝરત મુહમ્મદ (સલ.)એ કરી, તેમજ હું તે બધી જ બુરાઈઓ અને બુરી વાતોથી તારાથી પનાહ ચાહું છું, જેનાથી તારા નબી હઝરત મુહમ્મદ (સલ.)એ પનાહ માંગી છે.)
- **યા હય્યુ યા કય્યુમ બિરહમતિક અસ્તગીસુ અસ્લિહલી શાની કુલ્લહુ.** (હે હંમેશ જીવનાર ! હે સદા કાયમ રહેનાર ! હું તારી રહમતથી ફરિયાદ કરૂં છું, તું મારો સઘળો હાલ દુરૂસ્ત કરી દે.)
- **લા ઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિનઝ ઝાલિમીન.** (તારા સિવાય કોઈ મઅ્બૂદ નથી, તારી ઝાત પાક છે, અને હું ઝુલ્મ કરનારાઓમાંથી છું.)
- **અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક રિઝકન તય્યિબંવ વ ઈલ્મન નાફિઅંવ વ અમલમ મુતકબ્બલા.** (હે અલ્લાહપાક ! હું તારી પાસે પવિત્ર રોઝીની અને લાભદાયી ઈલ્મની તેમજ કબૂલ

થાય તેવા અમલની માંગણી કરૂં છું.)

- **અલ્લાહુમ્મફતહ લના અબ્વાબ રહમતિક વ સહહિલ લના અબ્વાબ રિઝકિક.** (હે અલ્લાહપાક ! અમારા માટે તારી રહમતના દરવાજા ખોલી દે અને રોઝીના તરીકા અમારા માટે સહેલા કરી દે.)
- **અલ્લાહુમ્મ અહયિની મુસ્લિમંવ વ અમિતની મુસ્લિમા.** (હે ખુદાવંદા ! મને ઈસ્લામની સાથે જીવતો રાખ અને ઈસ્લામની હાલતમાં જ મને મૌત આપ.)

**ખાસ વખતોની દુઆઓ :**

- **બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મ-અ ઈસ્મિહી શયઉન ફિલ અર્દિ વલા ફિસ્સમાઈ વહુવસ્સમીઉલ અલીમ.** (એ ખુદાપાકના નામથી મેં સવાર અને સાંજ કરી, જેના નામથી જમીન અને આસ્માનની કોઈ ચીઝ નુકસાન નથી કરી શકતી. અને તે સાંભળવા અને જાણવાવાળો છે.)

  સવારે અને સાંજે ત્રણ-ત્રણ વાર આ દુઆ પઢનારને દુનિયાની કોઈ ચીજ તકલીફ કે નુકસાન પહોંચાડી શકતી નથી. (અબૂ દાઊદ)
- **રદીતુ બિલ્લાહિ રબ્બંવ વબિલ ઈસ્લામિ દીનંવ વબિ મુહમ્મ-દિન નબીયન.** (હું અલ્લાહ તઆલાથી રાઝી છું તેના રબ હોવા માટે, અને ઈસ્લામથી રાઝી છું તે દીને ઈલાહી હોવા માટે, અને મુહમ્મદ (સલ.)થી રાઝી છું તેમના રસૂલ હોવા માટે.)

  જે કોઈ વ્યક્તિ સવાર-સાંજ ત્રણ-ત્રણ વાર આ શબ્દો કહે છે, તો અલ્લાહપાક ઉપર એ હક થઈ જાય છે કે, કિયામતમાં તે બંદાને રાજી કરે.
- **અલ્લાહુમ્મ અજીરની મિનન્નાર.** (હે અલ્લાહ તઆલા ! મને દોઝખની આગથી બચાવ.)

  ફજર અને મગરિબની નમાઝ બાદ સાત વાર આ દુઆ પઢનાર

માટે દોઝખની આગથી નજાત લખી દેવામાં આવે છે. *(અબૂ દાઉદ)*

- **અલ્લાહુમ્મ અકફિની બિહલાલિક અન હરામિક વ અગનિની બિ ફદલિક અમ્મન સિવાક.** (હે અલ્લાહ તઆલા ! તારી હલાલ કરેલી વસ્તુઓ મારા માટે બસ કરી આપ, અને હરામથી મારું રક્ષણ કર. અને તારા ફઝલ વડે મને તારા સિવાય સૌથી બેનિયાઝ કરી દે.)

હદીષ શરીફમાં છે કે, જે કોઈ આ દુઆ પઢશે, તેના ઉપર જો ઉહુદના પહાડ બરાબર કરજ હશે, તો અલ્લાહપાક આ દુઆની બરકતથી અદા કરાવી દેશે. *(તિરમિઝી શરીફ)*

- **અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુ બિક મિનલ હમ્મિ વલ હુઝનિ, વ અઉઝુ બિક મિનલ અજઝિ વલ કસલિ, વ અઉઝુ બિક મિનલ જુબનિ વલ બુખલિ, વ અઉઝુ બિક મિન ગલબતિદ દયનિ વકહરિ ર્રિજાલ.** (હે અલ્લાહપાક ! હું દરેક પ્રકારના રંજ-ગમથી તારી પનાહ માંગું છું, અને દરેક પ્રકારની લાચારી અને સુસ્તીથી, અને કંજૂસાઈ તથા કાયરતાથી તારી પનાહ માંગું છું, અને કર્ઝના વધવાથી અને લોકોના દબાણથી તારી પનાહ માંગું છું.)

હઝરત ઉમામહ (રદી.) ઉપર કર્ઝ ઘણું થઈ ગયુ હતું. તેઓ મસ્જીદમાં ગમગીન બેઠા હતા. રસૂલુલ્લાહ (સલ.)એ આ દુઆ સવાર-સાંજ પઢવા ફરમાવ્યું. હઝરત ઉમામહ (રદી.) કહે છે કે, મેં આ દુઆ પઢી, તો અલ્લાહ તઆલાએ મારો ગમ દૂર કરી દીધો અને મારુ કર્ઝ પણ અદા થઈ ગયું. *(અબૂ દાઉદ)*

- **લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરીક લહુ...થી શયઈન કદીર.** (પુરો ચોથો કલિમહ) હદીષ શરીફમાં છે કે, જે કોઈ માણસ બજારમાં જાય અને આ દુઆ પઢે, તો તેના આમાલ-નામામાં દસ લાખ નેકીઓ લખાય છે, અને દસ લાખ બુરાઈઓ

દૂર કરવામાં આવે છે. અને તેના દસ લાખ દરજા બુલંદ કરવામાં આવે છે, અને તેના માટે જન્નતમાં એક ઘર બનાવવામાં આવે છે. *(તિરમિઝી, ઈબ્ને માજહ)*

- **યા ઝલજલાલિ વલ ઈક્રામ.** (હે બખ્શીશ કરનાર અને હે મોટાઈવાળા !)

  હુઝૂર (સલ.)એ એક માણસથી આ શબ્દો સાંભળી ફરમાવ્યું કે, માંગ ! તારી દુઆ કબૂલ થઈ જશે.

**વ સલ્લલ્લાહુ તઆલા અલા ખયરિ ખલ્કિહી સય્યિદિના વ મવલાના મુહમ્મદિંવ વઅલા આલિહી વ અસ્હાબિહી અજમઈન, વ આખિરૂ દઅ્વાના અનિલ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન.**

